( સિલસિલએ ઇશાઅતે ઓલૂમ નંબર ૯ )

અલ્લાહ પાક ફરમાવે છે:—

"અને (ઓ મોહંમદ! (સલ.) ખ્રિસ્તિઓને આપ તે વખત યાદ દેવાડો કે) જ્યારે મર્યમના પુત્ર (હઝરત) ઇસા (મસીહે (અલ.) એસ્રાએલ પુત્રોને) કહયુ કે ઓ એસ્રાએલ પુત્રો! હું તમારી તરફ, બેશક અલ્લાહનો રસૂલ થઇને આવ્યો છું. મારાથી પહેલાં ઉતરેલી કિતાબ તોરેતને હું સાચવનારો છું, અને (તના સઘળાઓને મારા) પછી આવનાર રસૂલના સારા સમાચાર (નો ભવિષ્યવાદ) સંભળાવનારો છું કે જે (રસૂલ)નું નામ અહમદ છે." (પારો ૨૮ સુરએ સફનો ૧લો રૂકુઅ.)

સર જ્યાર્જ સેલ જેવો કટ્ટો ખ્રિસ્તિ વિદ્વાન મજકુર આયતને માટે લખે છે કે "ઇસ્લામી આલિમોએ એકમતે એ વાતનો ઉપદેશ કીધો કે (નવા કરાર, યોહાનના ૧૬મા અધ્યાયની ૭ મી કલમમાં પારેકલીટ (કે પેરીકલેત અથવા નામાંકિતનો જે શબ્દ) છે તેની મતલબ તેઓ (મુસલમાનો)ના પેગંબર સિવાય બીજો કોઇ નથી" પછી પોતાની ટેવ મુજબ તેણે એ વાતના ખંડનમાં કંઇ લખ્યું નથી (અલ-કોરાન પાનું ૪૬૦).

ઇસ્લામી ધર્મની પ્રાર્થના.

હે હયાતે અબદી, રબ મેરે! ગોયાઇ મેરી+અહલે તસલીસકી રહબર બને સચ્ચાઇ મેરી,
મેરી હર શાન બને મૌજે ચશ્મ આબે હયાત+ખિઝર હો જાય નસારાકો મસીહાઇ મેરી

# તબરે અલી અકબર, બર નખ્લે બની અસફર

અથવા

# લક્ષમન હરિ વાસ્તે લક્ષ્ય મનહર.

ભાગ ૧ લો.

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા સૈયદઅલી અકબર કાદેરી
પાછલી ઓલી રાંદેર જિલ્લો સુરત

૧૩૪૦ હિજરીયુન્નબવી. આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦

મદરેસએ મોહંમદીયા અરબીયા ઇસલામીયા રાંદેર તરફથી વહેંચાય, તેટલા માટે નેકી હિદાયત ફેલાવનારા સદગૃહસ્થો તરફથી ભેટ.

સુરત લીમડાચોકમાં આવેલા "સુંદર" પ્રી. પ્રેસમાં વિઠ્ઠલભાઇ ડીકાભાઇએ છાપી.

# પહેલી ઉલટ તપાસ.

હય એક સવાલ તુમસે યા અહ્યોહન નસારા    દેના જવાબ હમકો તુમપેં અગર હો યારા
કેહતે હો તુમ, ખોદાકો સૂલી દિયા બશરને    તો વોહ ખોદાહી કયા થા બંદોને જિસ્કો મારા
રાઝીથા યા વો નાખુશ ઉસ કામસે કે જિસ્ને    જોરો જફાસે ઉસ્કો ઝિલ્લતકી મૌત મારા
ગર ખુશ ગયા તો કયાહી ખુશબખ્ત કોમથી વો    ઇસ બદ સુલૂકપરભી જિસ્સે વો ખુશ સિધારા
નાખુશ અગર રહા તો કિસકામકા ખુદા વો    જીતા ન બચ સકા જો મખલૂકસે બિચારા
કઇયૂંમે આલમીંને જબ જાં સલીબપર દી    કાયમ રહા ખુદાં બિન કયુંકર જહાનૂ સારા
યેહ આસમાન સાતોં કયા થે ખુદાસે ખાલી    ઔર ઝમીન ઉસ્કો જબ ગોરમેં ઉતારા
બેમુન્તઝિમ ચેસાં ખૂદ ઇં ઇન્તેઝામે આલમ?    યું ચાર મેખ કરદંદ અહલે જફા ખુદારા
હો આસરેપે જિસ્કે કુલ કાયનાત કાયમ    લકડીને બોઝ ઉસ્કા કયુંકર ભલા સહારા?
મીરાસ ઉસ્કી સારી કિસને કહો સમેટી?    જબ બેકસાના ઉસ્ને ઉન્સે કીયા કિનારા
લોહેકી બેડિયોંસે, હાથોંસે દુશ્મનોંને    કયુંકર ખુદાકો જકડા, કિસ્તહ ઉસ્કો મારા?
ઝિન્દા કીયા ખોદાકો ફિર દુસરે ખુદાને    યા ખુદ બખુદહી ઇસા ઝિંદા હુવે દોબારા?
વો કબ્રભી અજબથી જિસ્મેં ખુદા સમાયા    વો પેટ ઉસ્સે બઢકર જિસ્ને ઉસે સહારા
ઉસ તીરા કોઠડીમેં નવ માહતક વો ડેરા    પીપીકે ખૂને માદર કરતા રહા ગુઝારા
ફિરવો ઝઈફો મુઝતર નહન્નાસા જાને માદર    શક કરકે જિસ્મે માદર સન્સાર મેં પધારા
મૌકૂફ દુધપરથી તબ પરવરિશ ખુદાકી    થા માંકી છાતિયોંમેં રાઝિકકા રિઝક સારા
ખાતા રહા બરાબર પીતા રહા બરાબર    સોતા રહા બરાબર ફિરવો ખુદા તુમ્હારા?
હય ઝાતે હક મોનઝઝહ ઇસ કિઝબો ઇફતેરાસે    પાઇંગે ઇસ્કા બદલા રોઝે જઝા નસારા
અઝમત સલીબમેં હય કયા અય સલીબવાલો?    કયું ઇસ્કા તોડદેના તુમકો નહીં ગવારા?
કહો સલીબકો તુમ કયું કો સલીબકો તુમ    અકલે સલીમકા હય હરદમ યેહી ઇશારા
કયા યે વોહી નહી હય મરકબ કે જિસ્કે ઉપર    ઇબ્ને ખુદાકો ચઢના થા સખ્ત નાગવારા?
કયા યે વોહી નહીં હય અઅદાને સાથ જિસ્કે    મેખોંસે સીદીયા થા નાઝુક તન ઉસ્કા સારા?
કયા યે વોહી નહીં હય? અય અકલમંદો! જિસને    કી મૌતે રબ્બે આલમ, આલમપે આશકારા
ગર યેહ વોહી હય ઇસ્કો કયું તોડતે નહીં હો?    ઇસ પર નહીં ભડકતા કયું કહરકા શરારા?
જિસપર હુઇ ખુદાકી યે ઝિલ્લતો એહાનત    કરતે હો કયું પરસ્તિશ ઉસ્કી તુમ અય નસારા?
ગર પૂજતે હો ઇસ્કો ફકત ઇસલીએ કે ઇસપર    કુછ દેર તક મસીહા લટકા કીયા તુમ્હારા
અસલી તો ખો ચુકે, હો લેકિન યે શકલ ઉસ્કી    તુમકો દિખા રહી હય અબતક વોહી નઝારા
કબરોંકા કિસ લીએ ફિર સિજદે નહીં હો કરતે?    મદફુન તીન દિન તક જિસ્મેં રહા વે પ્યારા
અબ્બાસકી નસીહત અબદુલ મસાહ તુઝકો    હય બસ યેહી કે કરલે ઇસ દીનસે કિનારા

## બીજી ઉલટ તપાસ.

દરે ફેઝે મોહંમદ વા હય આએ જિસ્કાજી ચાહે જન આએ આતિશે દોઝખમેં જાએ જિસ્કા જી ચાહે
ખુદાકી શાન ઘર્ઝ દે ખુદા કેહતે હંય ઇસાકો *તો દાદા કોન થા ઉન્કા? બતાએ જિસ્કા જી ચાહે

# દીબાચા

## બનામે ખોદાએ રહમાનો રહીમ.

જમીન અને આકાશની ખોદાઇ, માલિકી અને હકુમત જે માલિકુલ મુલ્ક, સૌના ખાલિક અને સૌના રબના કબજામાં છે; જેને કોઇ પણ રીતે પોતે કોઇની આલ ઓલાદ કે સંતાન હોવાનો અને કોઇપણ તરેહના પોતાના આલ ઓલાદ કે સંતાન હોવાનો, કશોએ સંબંધ કોઇની સાથે નથી, કોઇપણ બાબતમાં જેની બરાબરીનો કોઇ થઇ શકતો નથી, જે કોઇ પણ વાતમાં બીજા કોઇનો જરાએ ગરજવાન નથી એવા એક એખલા અલ્લાહપાકનેજ માટે સૌ તરેહના વખાણો, સ્તુતિ અને ઇબાદતો છે. જો કોઇએ હઝરત ઇસા મસીહ (અલ) ને અથવા કોઇપણ ફિરિસ્તા, માણુસ, જિન, દેવી, દેવતા કે પદાર્થને ખોદા, અથવા ખોદા પાકના દીકરા, દીકરી કે અવતાર માન્યા અથવા તેઓમાંથી કોઇમાં પણ ખોદાઇ સિફતો, ઇશ્વરી ગુણો, ખોદાઇ અંશ માન્યાં, અને જે કોઇએ ખોદાપાકને ત્રણ અકનુમોમાંનો એક અકનુમ કલ્યો અને તેથી ત્રીદેવી (તસલીસ પરસ્ત) ગણાયા તો બેશક તેઓએ કુફર કીધો.

જેટલી મખલુક ખોદાપાકના ઇલમમાં છે તેઓની ગણત્રીના પ્રમાણમાં દુરૂદ અને સલામ, તમામ નબીઓના, રસુલોના, બલ્કે દો જહાનના સરદાર, આખેર ઝમાનાના નબી, નોબુવ્વતને તેમજ રિસાલતને પૂરી કરનારા, સઘળા નબીઓ અને રસુલોમાં સૌથી છેલ્લા નબી, હઝરત મોહંમદ મુસ્તફા અને આપની સઘળી આલ અને આપના સઘળા સહાબીઓ, તાબેઇનો, તબએ તાબેઇનો અને નબીઓના ખરા વારેસો ઇસ્લામી દીનના આલિમોપર થાઓ, કે જે સઘળાઓએ હઝરત ઇસુ મસીહ (અલ)ને માટે જેટલી ખોટી વાતો દુન્યામાં ફેલાઇ હતી તેઓને જડમુળથી નાશ થાય અને હઝરત ઇસા બિન મર્યમ (અલ)ની ખરી કીર્તિ અને ખરૂં વખાણો જાહેર થાય તેવી સઘળી તરેહની સાચી દલીલો આખી દુન્યામાં પ્રગટ કરી કુફર અને શિરકના અધારામાંથી કાઢી તોહીદ (ખોદાપાકનીએકયતા)ની અને નોબુવ્વત તથા રિસાલતની સાફ રોશની અને ખરા પ્રકાશમાં આખી દુન્યાને લાવી ઉભી કરી દીધી. છતાં હવે પછી જે કોઇ કુફર કરશે તેનાં ફળ તેનેજ ચાખવાં પડશે અને જે કોઇ સાચી વાતો પર વિશ્વાસ (ઇમાન) લાવી મોહંમદી મુકિત ફોજમાં દાખેલ થશે તેજ આકાશના રાજ્યમાં પેસશે અને પારાદેસ (ફિર્દોસ)ની નેઅમતો હાસલ કરશે.

એ પછી કમતરીન સૈયદ અલી અકબર વલદે સૈયદ યુસુફશાહ કાદેરી નકશબંદી મોજદદેદી હનફી, વાંચક વર્ગ આગળ અરજ ગુજારે છે કે લગભગ ત્રણ વર્ષ થયાં મુંબઇના પાદરીઓમાંથી રેવરંડ લક્ષ્મન હરિ સાહેબ નામના એક પાદરીએ મુસલમાનોને પોતાના ખ્રિસ્તિ ધર્મ તરફ નોતરવા વાસ્તે એક ટ્રેકટ (ચોપાન્યું) પ્રગટ કરી ગુજરાતમાં ઘણા ખરા શેહેરો અને ગામોમાં વહેચાવવું વારંવાર ચાલુ રાખ્યું. મારા માનવંતા મિત્ર જનાબ હાફેઝ નુરૂદદીન સાહેબે સુરતથી મારા પર, અને અંકલેશ્વર પાસે આવેલા કદાર ગામથી મી. ઇસમાઇલ પાંચભાયા સાહેબે, મારા મેહરબાન પરમસ્નેહી મી. અહમદ મોહંમદ કાલુ સાહેબપર પોસ્ટ મારફતે એકેક રિસાલો એવા હેતુથી મોકલી આપ્યો કે એનો રદ પ્રગટ થવો બહુ જરૂરી છે.

ગુજરાતના મોટીઆ વહોરાઓના આગેવાન વડા મલ્લાજી, મુલ્લા તાહિર સૈફુદીન સાહેબની કિતાબ "ઝીએનુરૂલ હકકુલ મેબીન" ના તે ભાગ માટે કે જે ખાસ સુંનત જમાઅત મુસલમાનોની ભૂલો સુધારવા તેઓ નામદારે લખેલો છે, "નબરએ અસદુલ્લાહુલ ગાલિબ" નામની એક અર્જી તેયાર કરવામાં તે વખતે

રોકાયલો હતો અને તેથી મજકુર ટ્રેકટનો જવાબ લખવાની મને ફુર્સદ હતી નહીં. એ દરમ્યાન અમદાવાદના ખબર પત્રોમાં કોઈ સાહેબે પ્રગટ કીધું કે મજકુર ટ્રેકટનો જવાબ ત્યાંના પ્રખ્યાત લેખકોમાંથી કોઇ સાહેબ તૈયાર કરી રહેલા છે જેથી બિલકુલ બેફિકર થઇ ગયો કે અલહમ્દો લિલ્લાહ દીનના બોલ બાલા રહ્યા.

પણ અફસોસની વાત છે કે શાબાન ૧૩૩૯ હિજરી સુધી કોઇ જવાબ કયેથી પ્રગટ થયલો જોવામાં કે સાંભળવામાં આવ્યો નહીં મુસલમાનોની આ ચુપકીદી જોઈ રેવરંડો કુલણજી બની, મજકુર ટ્રેકટને હજારોની ગણુ-તીમાં વારંવાર ચોમેર ફેલાવવા લાગ્યા. લગોલગ ત્રણ વર્ષ સુધી વારંવાર દીનપર હુમલા થતા જોઈ દીનદારોથી ચુપ બેસી રહેવાયું નહીં.

એક દહાડે મગરેબની નમાઝ પછી દીની વાદવિવાદના અખાડાના એક નામીચા પેહેલ-વાને હાંક મારીને મને બોલાવ્યો અને આ અખાડામાં ઉતરવાનો હુકમ ઘણીજ દબાણ સાથે ફરમાવ્યો. બુઝુર્ગોના કલામમાં વિજળીક અસર હોય છે, અલહમ્દો લિલ્લાહ, ખોદાપાકે મને તાકાત આપી જેથી હું પણ તૈયાર થઇ ગયો અને તેનાજ ફઝલો કરમથી મારા જેવા કમજોરને એવા ભારે અખાડામાં પૂરેપૂરી ફતેહ મળી અને આ રિસાલો મજકુર રેવરંડ જીના ખંડનમાં તૈયાર થઇ ગયો. એ રિસાલાને પ્રગટ કરવામાં વાએઝથી, પૈસાથી, ફરીને ચંદો કરવાથી જે જે સાહેબોએ મદદ ફરમાવી છે ખોદાપાક તે સઘળા સાહેબોની દીનનાં અને દુન્યાનાં સઘળાં કામોમાં મદદ ફરમાવી આખેર તમાં એનો સવાબે જઝીલ તેઓને ઇનાયત કરે આમીન.



# બિસ્મહી સુબ્હાનહુ વ તઆલા. મારા ઇસ્લામી ભાઇયોને ખ્રિસ્તિ ધર્મ માટે અને ખ્રિસ્તિઓને ઈસ્લામી ધર્મને માટે જાણવા લાયક વાતો.

રેવરંડજી લખે છે "જે વાતો પર ભરોસો ન આવે તેમને છોડી ફક્ત કુરઆનમાં આવેલી વાતો આપણે જોઈએ તો તે વડે મસીહ ઇબ્ને મરિયમ હઝરત મોહંમદ સાહેબ કરતાં ઉત્તમ જણાય છે."

વાંચકો ! આપ સમજ્યા હશો કે "જે વાતો પર ભરોસો ન આવે" તે કઇ વાતો છે જેને આખી ઇસ્લામી દુન્યા હદીસો અથવા અહાદીસે રસૂલ (સ. અ. સ.) અથવા હઝરત નબી (સ. અ. સ)ના પાક ફર્માનો કે કે કામો કરીને ઓળખે છે. જેટલી ગેરમુસ્લિમ કોમો છે અને પોતે ઇસ્લામમાં જે બાતિલ ફિર્કાઓ છે એ બધાના આગેવાનોએ મુસ્લિમ કોમને બેહકાવવા જ્યારે પણ પગલાં ભર્યાં છે ત્યારે સૌથી પહેલું પગલું તેઓએ એજ અખત્યાર કીધું છે કે ગમે તેવી રીતે એવી કોશિશ કરવી જોઇએ કે મુસલમાનો પોતાના રસૂલ (સ. અ. સ.)ની હદીસોને હલકી નજરથી જોઇ તેને છોડી દે. બસ મોટી ફતેહની કુંચી એજ છે, કેમકે એજ એક કિલ્લો છે જેનાં ગુમરાહી પેસી શકિત નથી.

અહલે સુંનત વલ જમાઅતે ઇસલામી હરેક ચીજને આજે સાડાં તેરસો વર્ષ થયાં. એજ કારણથી સંભાળી શકયા છે કે તેઓએ જાન તોડ કોશિશ કરી હદીસોને ખુબ સંભાળી રાખી અને તેજ મુજબ ચાલતા રહ્યા. દુન્યામાં જેટલા મુસલમાનો આજ સુધી પોતાના દીનથી ફરી ગયા હશે અને હવે પછી ફરશે તેનું કારણ ઘણું કરીને આપને એજ મળી આવશે કે તેઓએ હદીસપર ચાલવું છોડી દીધું હશે અથવા છોડી દેશે. અમીરલ મોમીનીન હઝરત અલીયે મુર્તઝા (કરમ)એ પોતાના એક સાથવાળા માણસને ખાર્જીઓની સાથે જ્યારે વાદવિવાદ કરવા મોકલ્યો ત્યારે તેને તાકીદ કીધી કે ખબરદાર હદીસે રસુલુલ્લાહ (સલ.) સિવાય બીજી કોઈપણ શરઇ દલીલથી તેઓની સાથે વાદવિવાદ કરશો નહીં. તે સાહેબે પૂછ્યું કે કિતાબુલ્લાહ (એટલે) કુર્આન સાથે વાદવિવાદ કરવામાં શી હરકત છે ? આપે જવાબમાં ફરમાવ્યું કે બેશક જ્યાંસુધી કુર્આનની, તેઓ તેજ તફસીર કરે કે જે તફસીર પોતે રસુલુલ્લાહે (સલ) કીધી હોય અને આપના સહાબીયોએ કીધી હોય તો હરકત નથી. પણ જ્યારે તેઓ પોતપોતાના વિચાર અને અભિપ્રાય પ્રમાણે તેની તફસીર કરશે કે જે બાતિલ તફસીર છે, તેને તમે કબૂલ રાખશો નહી. તે દીનદાર બુઝુર્ગે પૂછ્યું કે શું કોઈ મુસલમાન એવો પણ છે કે પોતાના અભિપ્રાયને કુર્આને શરીફના અર્થો કરવામાં શામેલ કરશે ?

આપે જવાબ દીધો કે હા. ત્યારેજ તો તેઓ અમારા સુની ટોળામાંથી નીકળી જઈ ખાર્જી એટલે ઇસલામ બહારના ગણાયા. કારણકે કુર્આનેપાક, એક એવી ગુંજાશવાળું કલામ છે કે ચાલાક માણસ તે કલામને પોતાના અભિપ્રાય તરફ ખેંચી લઇ જઈ શકે છે. પણ હદીસે રસુલ (સ. અ. સ.)માં તે એમ કરવાને ફાવી શકતો નથી. જ્યારે મજકૂર બુઝુર્ગ ખાર્જીઓ પાસે ગયા અને આ શરત રજુ કીધી કે તરતજ તેઓએ વાદવિવાદની ના પાડી. (જુઓ મઝાહેબુલ ઈસલામ.)

રેવરંડજીએ પોતાના આગલા આગેવાનોના આ ચાલાકીથી વાકેફ થઇ પોતે પણ તેજ ચાલ ચાલેલી છે કે મુસલમાનોનાં મ્હોં બંધ

થાય અને એ બાબત કોઇની જીભ કે કલમ કંઇ બોલી કે લખી શકેજ નહીં. પણ રેવરંડજીએ યાદ રાખવું કે હઝરત મોલા અલી (રદી) ના તાબેદારો આજે સાડા તેરસો વર્ષથી ગુમરાહો અને ગુમરાહ કરનારાઓની આ ચાલાકીથી વાકેફ છે. માટે ઇ. અ. તઆલા કેયામત સુધી ગુમરાહ કરનારાઓ એમાં કદીએ ફાવશે નહીં.

અમો મુસલમાનો અહલેસુંનત વલ જમાઅતનું દીન કામેલ એટલે સંપુર્ણ છે. કોઇ પણ વાતમાં નાકિસ કે અપુર્ણ નથી. તેટલાજ માટે અમારે ત્યાં કાયદા બંધાયલા છે કે કુરઆનમાંથી કઇ કઇ વાતો લેવી અથવા એમ સમજે કે દીનની કઇ વાતો એવી છે કે જે માત્ર કુરઆનથીજ સાબિત કરી શકાય છે. અને તે એકીદાઓ અને કરવાના કામોમાં ઘણું કરીને સઘળાં ફર્ઝ કામો અને નહીં કરવાના કામોમાં ઘણું કરીને સઘળાં હરામ કામો છે. એ ઉપરાંત બાકીનાં જેટલાં કામો છે, પછી તેનો સબંધ અમારા નબી સાહેબ (સ.અ.સ.)-ની અને આપના સહાબીઓ (રદી)ની તવારીખ સાથે હોય અથવા મોટાઇ સાથે હોય, તેઓના કૃત્યો સાથે હોય અથવા તેઓના ચમત્કારો સાથે હોય, અથવા કરવાના અને નહીં કરવાના દીનના ઘણાખરાં કામો સાથે હોય, કે જેનું વર્ણન કે તફસીલ કુરઆનમાં નહીં આવેલાં હોય, તો તેને બેશક અને જરૂર અમારા મહાન નબી (સ. અ. સ.)થી સાબેત થયલી હદીસોથીજ લેશું. બેશક જુઠી હદીસો જે ચુંટાઇ જુદીજ કિતાબોમાં રચાઇ પ્રગટ થઇ ગયલી છે, તેવી હદીસોને દીનની કોઇપણ બાબતમાં જરાએ અડકશુંએ નહીં. અલબત્ત તેઓને પણ એટલાજ માટે જરૂર સંભાળશું કે કોઈ ગુમરાહ કરનાર તેવી જુઠી હદીસોમાંથી કોઇ વાત લઇને ઇસલામી ધર્મપર કંઇ કલંક લગાડવા ઉભો થાય તો તે વખતે તેને શોધી કાઢવામાં કામ લાગે તેમજ ખોટી ખરી હદીસોની ઓળખાણ બાકી રહી શકે. એ ઉપરાંત બીજી બે દલીલો છે કે જે વડે અમે અમારા દીનની વાત સાબેત કરી શકીએ છીએ, (૧) ઇજમાઅ (૨) કયાસે શરઇ. પણ અહીં તેનો ખોલાસો કરવાની કંઇ જરૂર જણાઈ નહીં તેથી હું તે બાબતને પડતી મુકું છું.

કોઇપણ પારકા ધર્મવાળાને એ હક નથી કે તે બીજા ધર્મવાળાને એમ કહી શકે કે તારા ધર્મની અમુક દલીલથી તો તું દલીલ પકડી શકે છે પણ ફલાણી દલીલથી નહીં. અલબત પારકા ધર્મવાળો બીજા ધર્મની દલીલોપર સવાલ ઉઠાવી શકે છે કે તમારા ધર્મની ફલાણી દલીલથી તમે જે જે વાતો માનો છો પોતે તે દલીલપર આટલા સવાલો તેના ખોટાપા માટે ઉભા થઇ શકે છે માટે તે દલીલજ ખોટી છે. ત્યારે આપોઆપ તેનાથી સાબેત થતી વાતો ખોટી પડી જશે. એ દરેક ધર્મનો માનેલો કાયદો છે. પણ રેવરંડજી કોણ જાણે કયા કારણે મુસલમાનોને કહી રહેલા છે કે ખબરદાર! મારા સવાલોના જવાબો તમારે કુરઆને શરીફ સિવાય તમારા દીનની કોઇ બીજી દલીલને આધારે આપશો નહીં. રેવરંડજી! એવો હુકમ તો તમારા મિશન હાઉઝની અંદર તમારા હાથ નીચેના કેદી, દેશી ખ્રિસ્તિઓ ઉપર ચલાવશો હો ! મુસલમાનો એવી ધમકીઓમાં આવ્યા નથી અને ઇ. અ. તઆલા આવનારા નથી.

હું પૂછું છું હદીસો માટે તમે માત્ર એજ બહાનું રજુ કરી શકો છો કે હદીસો મોઢે યાદ રાખેલી વાતો છે જે ખુલફાએ રાશેદીન હઝરત અબુબકર, ઉમર, ઉસ્માન અને અલી (રદી) પછી લખાઇ. એટલે જનાબ નબીયે અકરમ (સલ)ની વફાતથી ૩૦ વર્ષ ગુજરી ગયાં કેડે લખવા શરૂ થઇ છે તેથી તે ભરોસો ન

આવે તેવી થઇ જાય છે કે કંઇ બીજું કારણ છે ? જો બીજાં કારણો હોય તો તમારા રદ (ખંડન)માં છપાયલી જગત પ્રસિદ્ધ કિતાબો તોહફતુલ હિંદ, ઇઝહારૂલ હક, ઇઝાલતુલ અવ-હામ, ઇઝાલતુશ શોકુક, એઅજાઝે ઇસ્વી વિગેરેમાં લખાયલાં અને તેના જવાબો દેવા-યલા ઉપરાંત નવાં કારણો હોય તો જરૂર પ્રસિદ્ધ કરશો હું ઇંતેજારીમાં છું, પણ તમારા મિશનની હંમેશની ટેવ મુજબ તેનાં તેજ કારણોને ફરીથી દોરવશો નહીં.

હવે હું પુછું છું કે તમારો હિંદુ ધર્મ તજી તમે ખ્રિસ્તી થયા છો તો તમારી ખોળ તપાસમાં પવિત્ર બાયબલમાં, જે હાલમાં તમારા હાથમાં છે, અને જેને તમે ઇશ્વરીકૃત કે ખોદાઇ કિતાબ માનો છો, એક પણ વર્સ કે આયત એવી છે કે જેને તમે અથવા તમારા ખ્રિસ્તિ ધર્મના સવા ઓગણીશસે વર્ષના આગલા કે પાછલાઓ ઇશ્વરી વાણી સાબેત કરી શકયા હોય ? અથવા આખી ચોપડીને જવા દો, એકપણ વર્સ કે આયતની સનદને હઝરત મસીહ ઇબ્ને મરયમ (અલ) કે કોઇ બીજા નબી સુધી પોહચાડી શકયા હોય, કે આ આયત ઇશુખ્રિસ્તે અથવા ફલાણા નબીએ ફલાણા માણુસને લખાવી, અને તેણે ફલાણાને, અહીં સુધી કે હાલમાં મળી આવતું પુસ્તક એકઠું તૈયાર કરવામાં આવ્યું.

આખી ખ્રિસ્તિ દુન્યા માને છે કે "મજ-કુર બંને વાતો સાબેત કરવાને અમે અશક્ત છીએ એટલુંજ નહીં, પણ કોઇપણ નબીની કોઇપણ કિતાબ ખાસ તેના વખતમાં લખાયલી અને આજદિન સુધી ફેરફારથી સચવાયલી અસલ અમે રજુ કરી શકતા નથી. અમારી પાસે જે કંઇ છે તે માત્ર (૧) મોઢે યાદ રાખી લખાયલી (૨) લોકોને પુછી પુછીને અથવા તવારીખોના દફતરોપરથી ઉતારો કરીને લખાયલી અને (૩) નબીઓના ગુજરી ગયા પછી ૫૦, ૬૦ કે લગભગ સો વર્ષે લખાયલી કિતાબોના જુદી જુદી ભાષાઓમાં થયલા તર્જુમાઓ છે લખાણ અસલ લખનારનુંજ છે કે કોઇ બીજાનું તેજ સાબેત કરવું અમને મુશ્કેલ છે. ત્યારે (૧) લખાણની સનદ (૨) લખનારનો હેવાલ અને (૩) નબીની મંજુરી કે એજ આકાશી કલામ છે, એ અમે ક્યાંથી અને કેવી રીતે પુરૂં પાડી શકીશું."

મજકુર બાબતો કંઈ એવી નથી કે જેને માટે હું કોઈ વિસ્તાર સાથે લખાણ લખું છતાં લોકોની જાણ માટે અને આપની ખાત્રી માટે ઘણીજ ટુંકમાં ખ્રિસ્તિ આગેવાનોએ પોતાના ધર્મની જે પોકળતા પ્રગટ કીધી છે તે લખું છું:—

ખ્રિસ્તિઓની બાયબલના બે ભાગ છે, (૧) જુનો કરાર કે જેમાં હઝરત મુસા (અલ) ની તૌરેત, દાઉદ (અલ)ની ઝબુર, ઉપરાંત બીજા કેટલાક નબીઓ (અલ) પર ઉતરેલી આકાશી કિતાબો હોવાનો દાવો પ્રોટેસ્ટંટ ટોળાવાળા કરે છે. તે ભાગોના તફસીર (એટલે Commentory અથવા ભાષ્ય) લખનારાઓ એને પૂરેપૂરો ઇશ્વરી કે ઇલાહી કલામ તેમજ જે નબીયો (અલ) પર તે કિતાબો ઇલહામ કે વહી થયલી ગણાય છે તેઓનો કલામ પણ નહીં ગણતાં એ જુના કરારને માટે લખે છે કે "એ અધ્યાય (હઝરત) મુસા (અલ)નાં વચનો નથી. ઘણા ખરા મુફસ્સેરો (ભાષ્ય લખનારાઓ)એ લખ્યું છે કે આ અધ્યાય, મુસા (અલ)ના ગુજરી ગયા પછી સિત્તેર પંડિતોએ લખ્યો." (જુઓ આદમ કલાર્કની તફસીર (વૉલ્યુમ એટલે) જિલ્દ ૧લી) હેનરી અને સ્કૉટની જગતપ્રસિદ્ધ તફસીરમાં છે. "એ અધ્યાય કોઇએ વધારેલો છે ...કોણે વધાર્યો તેનો ઠીક પત્તો મળતો નથી."

રેવરંડજી! આપનાજ જેવા એક બીજા રેવરંડ ઠાકોરદાસજી થઈ ગયા છે, તેઓ પણ હિંદુ ધર્મ છોડી ખ્રિસ્તિ થઇ ગયા હતા, અને તેઓએ પણ મિશન તરફથી મળતો પગાર હલાલ કરવાને ઇઝહારે ઇસ્વી નામની એક ચોપડી રચી છે, અને દેશી ખ્રિસ્તીઓમાં મહા-વિદ્વાન ગણાઇ આપની પેઠે ઇસ્લામીઓને ખ્રિસ્તી ધર્મ તરફ નોતરવાની તેઓએ અથાગ મેહનત ઉઠાવી છે. માટે તેઓની મજકુર કિતાબથી પણ કેટલાંક વચન, પવિત્ર બાયબલ કેટલે દરજજે ભરોસાને લાયક છે તેને માટે નકલ કરૂં છું:-"એ તો લખાણુજ એવું છે કે જે હોશીયા પોતે તો લખી શકતોજ નથી, તેના વખતના કોઈ માણસે લખી દીધું હશે." ઇઝહારે ઇસ્વી પાનું ૧૯૪)

હેનરી અને સ્કૉટ તફસીર કરનારા લખે છે "આ અધ્યાયની પાંચ વર્ષ કંઇપણ શક શુબેહ વગર હોશાયાની લખેલી નથી રીખાસ અથવા સમૂઈલે (પાછળથી) વધારી હશે." (પછી શું ઉમદા ફકરો લખ્યો છે કે) "અને એવીજ તરેહના સુધારા વધારાઓ (નબીયોની કિતાબોમાં) કરવાનો આગલા (ખ્રિસ્તિ વિદ્વાનોમાં) ઘણો રિવાજ હતો." ઇઝહારે ઇસ્વી જે ૧૮૮૭માં છપાઇ છે તેના પાના ૧૮ માં છે. "આ કિતાબોનો હેવાલ લખનાર નાથન છે જે યશાયા અને યરમીયાના દાદા છે." પછી બીજે ઠેકાણે લખે છે "આ દાખલાઓ ઉપરથી જણાય છે કે આ (જુના કરારના ભાગોની) કિતાબોના લખનાર બે તરેહના છે. (૧) જેઓએ બનેલી વાતોને બાદશાહી દફતરોમાં દાખલ કીધી અને (૨) તે કે જેઓએ તે દફતરોમાંથી જરૂર જોગી વાર્તાઓ ચુંટી કાઢીને આ રાજાઓનાં પુસ્તકો રચ્યાં."

પછી ૪૨મા પાનામાં લખે છે કે "એ કિતાબોને કલીસિયા (ખ્રિસ્તી ધર્મ મંડળી)એ કદી ઇલહામી અને કાયદા કાનુન (કે જેથી હલાલ હરામ મનાય તેવા ભરોસા)ની માની નથી." પાના ૪૬માં લખે છે "આ કિતાબો, પહેલી ચાર સદીઓમાં ઇલહામી અને કાનુનની કિતાબોમાં દાખલ થઇ હતી નહીં કારણકે એલેરો બિશપે બીજા સૈકામાં ઇલહામી કિતાબોનો એક "દફતર" એકઠો કીધો હતો તેમાં મજકુર કિતાબોમાંથી તો કોઇનું નામ પણ (જોવામાં) આવતું નથી." પણ હાલમાં તે કિતાબ બાયબલમાં દાખલ છે અને ઠાકોરદાસ તથા લક્ષ્મણ હરી જેવા રેવરંડો તેના પર વિશ્વાસ લાવી મુસલમાનોને સાચી હદીસોપર ભરોસો ન કરવાને નવી નવી તરેહથી ફોસલાવી રહ્યા છે.!

કિતાબે અઇયુબ માટે પાના ૨૬માં લખે છે "આદમ કલાર્ક સાહેબ લખે છે કે એના રચનાર નહીં મુસા (અલ) છે અને નહીં સુલેમાન (અલ), બલ્કે કોઇ એવો બીજો માણસ છે કે જે યાહુદીયોના ધર્મથી સારી પેઠે જાણકાર હોય," જે માણસ કોઇ ધર્મથી સારી પેઠે જાણીતો હોય, અગરજને તે કોઇ બીજા ધર્મનો હોય, અને તે કોઇ પરધર્મી માટે કોઇ ચોપડી લખે તો તેને ઇશ્વરીકૃત અને ખોદાઈ કલામ ગણી કાઢી તે પર ઇમાન લાવવો એ ખ્રિસ્તિઓની અક્કલનેજ શોભે છે.

રેવરંડ જેમ્સ ઍાવિન સાહેબ જેઓએ ઝબુરોની શર્હ લખી છે તેઓ લખે છે કે ૫૧ ઝબુરો એવી છે કે તે કોણે રચી એ સાબેત થયું નથી." નાર્થ ઈન્ડીયા બાયબલ સોસાયટી તરફથી ડાકટર મીટર સાહેબે ૧૮૭૦માં પોતાની સારી દેખરેખથી જે બાયબલ ચોથી વખતે મિર્ઝાપુરમાં છપાવેલી તેમાં પણ લગભગ ઝબુરો માટે એવુંજ લખ્યું છે. મતલબ એ કે કોનું લખાણ છે, કયા માણસે ઘાલમેલ કીધી અને આકાશી કિતાબોમાં મરજીમાં આવે

તેવી રીતે ફેરફાર કરવામાં કોણ કોણ કયાં કયાં ફાવ્યા, જે નબીપર તે કિતાબનો ઇલ્હામ થયલો તેનાથી કયાં સુધી તે સચવાયલી રહી અને પછી કયારથી બદલાઇ એનો કંઇજ પત્તો નથી. છતાં અમારા ભોળા રેવરંડજી પોતાનો ધર્મ તજી એવી બાબતો પર વિશ્વાસ લાવી મુસલમાનોને ચેતવણી આપવા બહાર પડયા છે કે હદીસો એવી વાતો છે કે જેનાપર કદી ભરોસો ન આવી શકે. વાહ રેવરંડજી વાહ! શું આવીજ તરેહની વાતોને તમે પોતાને માટે ભરોસાને લાયક માનો છો?

હવે આખા જુના કરારને માટે આપના તો શું પણ બધી ખ્રિસ્તી દુન્યાના માનીતા, રેવરંડ હોર્ન સાહેબ પોતાની તફસીરની પ્રસ્તાવનાની બીજી જિલ્દના ૧લા ભાગના બીજા અધ્યાયમાં શું લખે છે તે જાણવા પછી કોઇ પણ ઇનસાફી વાંચનારને એ કરાર ભરોસા વગરનો છે એ માની લેવામાં જરાએ શંકા રહેશે નહીં. તેઓ લખે છે "જુના કરારની કિતાબો અસલ હેબ્રુ ભાષામાં છે અને તે બે નામોથી ઓળખાય છે (૧) 'ઑટોગ્રાફીસ' એટલે તે કિતાબો જેઓને ઇલ્હામથી લખનારાઓ એટલે નબીયો (અલ)એ પોતે લખી હતી, તેવી દરેકે દરેક કિતાબ ગુમ થઇ ગઇ છે અને તેમાંની એક પણ હાલમાં નથી. (૨) "એપોગ્રાફીસ" એટલે તે કિતાબો જેની, અસલ કિતાબોપરથી નકલ ઉતારી લેવામાં આવી હતી, અને બે ત્રણવાર નકલપરથી નકલ કરતાં કરતાં ઘણી નકલોમાં તે ફેલાઈ ગઇ હતી.

એ પાછલી તરેહની (એપોગ્રાફીસ) કિતાબો પણ બે તરેહની હતી. (૧) "જૂની" જે યાહુદીઓમાં ઘણી માતબર અને સનદવાળી ગણાતી હતી પણ ઘણી મુદત વીતી ગઇ કે એ નકલો પણ ગુમ થઇ ગઇ છે (હાય! અફસોસ! રેવરંડજી, હવે કેમ કરશો?) (૨) "નવી" જે રાજ્યની લાયબ્રેરીઓમાં છે અથવા તો લોકો ની પાસે છે. અને એ પણ બે તરેહની છે. (૧) 'રોલ્ડ' એટલે હાથે લખેલી (કદી છપાયલી નહીં) એવી, જે નકલો દેવળોમાં વપરાય છે. (૨) "સ્કવેઅર મેનુસ્ક્રીપ્ટસ" એટલે હાથની લખેલી (છપાયલી નહીં એવી) નકલો, જે ચોરસ આકારના કાગળો પર લખેલી હોય છે અને તેને લોકો સામાન્ય રીતે વાપરે છે." વાહવા કેવી ભરોસો આવવા લાયકની હાલત છે!

હવે અર્થોમાં ફેરફાર થવાનું મુખ્ય કારણ સાંભળશો:–હેબ્રુ ભાષામાં હ્રસ્વ દિર્ઘના કોઇપણ તરેહના ચિહ્ન હતાં નહીં; માત્ર ૨૨ હરફો (અક્ષરો) હતા. અને વળી "દુકાળમાં અધિક માસ" તેમાંના કેટલાક હરફો એકજ આકારના એટલે જરાપણ બેદરકારીને લીધે લખાણની મતલબમાં જોઇએ તેટલો ફેરફાર થઇ જતો. દાખલા તરીકે ૧લા શમૂએલના ૧૪મા અધ્યાયની ૧૮મી વર્સમાં છે "અને શાઉલે અહીયાહને કહ્યું, કે દેવનો કોષ અહીં લાવ કારણ કે દેવનો કોષ તે વખતે ઇસ્રાએલ પુત્રો મધ્યે હતો." પણ ખરી વાત તો એ છે કે દેવનો કોષ (તાબૂત) તે વખતે યાહુદીઓ પાસે ન હતો પણ તેઓથી સેંકડો ગાઉ દૂર તેઓના દુશમનોના કબજામાં હતો. અને અહીયાહને ઠેકાણે એલયાઝર તે વખતે ભવિષ્યવાદિ હતા. તેથીજ તફસીર લખનારાઓએ લખ્યું છે કે અક્ષરોના મળતા આકાર હોવાની ખામીને લીધેજ એ ધોકો થયો છે. હાલના જમાનાના જુના કરારના પ્રખ્યાત વિદ્વાનો બિલહાસેન, કુનેન, રેવરંડ કર્ક પિટ્રેક અને ડૉકટર સ્મિથ, એકમતે લખે છે કે (હેબ્રુ શબ્દ) "અફુદ" એટલે જબ્બો અને "અરૂન" એટલે દેવનો કોષ (તાબુત)ના અક્ષરો એક બીજાની સાથે મળતા હોવાને લીધે એ ભુલ થઇ. અસલમાં ખરૂં

જોતાં વર્સ એવી રીતે હોવો જોઇએ કે "અને શાફને અહીયાદને કહ્યું કે જબ્બો અહીં લાવ કારણકે તે વખતે તેણે જબ્બો પહેર્યો" (બાયર પુરમ રિફરન્સ હુ ધી બાયબલ પાનું ૩૦૯)

બીજું કારણ એ છે કે હેબ્રુ ભાષામાં શબ્દોની વચ્ચે એક બીજાથી જુદા પાડવાનું કોઇ ચિહ્ન નથી, અને બીજી ખુબી એ કે દરેક અક્ષર જુદો જુદો લખાય છે એટલે અક્ષરોને જોડવામાં લખાણ કંઇનું કંઇ થઇ જતું હતું. જેના સેંકડો દાખલા તફસીરવાળાઓએ લખ્યા છે જેને માટે મજકુર રિફરન્સનું પાનું ૬૧૧ વાંચશો. એટલું બધું પોતે ખ્રિસ્તિઓને ત્યાં હોવા છતાં કાણ જાણે કયે મોઢે તેઓ ઇસલામના મોકાબલામાં પોતાનું અને પોતાના ધર્મનું ખરાપણું સાબેત કરવા અને ઇસલામ જેવા સાફ ખરા, અને દરેક વાતમાં પારખવા જતાં પોતાને સો ટચનું ખરૂં સોનું સાબેત કરનાર દીનને, ખોટા ધર્મ પ્રગટ કરવા નીકળી પડે છે! શું તેઓ એમ સમજે છે કે ઇસ્લામીયોમાંથી તેઓના અને તેઓના જેવા બીજા પોકળ ધર્મોની દરેકે દરેક વાત જાણનારા દુન્યાથી ઉઠી ગયા? ઇસ્લામ માટે એવો ખોટો વિચાર કદિ પણ મનમાં આવવા દેશો નહીં. એ દીન ખોદાઇ દીન છે અને કેયામત સુધી દરેક જમાનામાં એવા લોકોની નાની મોટી એક સંખ્યા ખોદાપાક જરૂર રાખશે કે જે આખી દુન્યાના ખોટા ધર્મોનો જોઇએ તે કરતાં વધારે સારો મુકાબલો કરતી રહેશે, અને ઇસ્લામના મોકાબલામાં કોઇને ફત્તેહ પામવા દેશે નહીં. એવીજ બશારત હદીસોમાં આજે સાડા તેરસો વર્ષ આગળથી મુસલમાનોને દેવામાં આવી છે. (વાંચો ૧૩મા પેરેગ્રાફનો ૨૯).

હાલની નવી શોધોની રૂએ યુરોપના ધર્મ વિદ્વાનોની આંખો ઉઘડતી જાય છે. અને તેઓને પોતાની આસમાની કિતાબો કે જેનાપર વિશ્વાસ રાખવો તેઓની ફરજ છે તેના આવા મોટા મોટા ફેરફારો, તેની સનદ વગરની હાલત, તેનું મુળ્યાં વગરનું ઝાડ હોવું, તેનું દરેક જમાનામાં હજારો રીતે બદલાઇ જવું, વિગેરે વિગેરે વાતોની જાણ થતી જાય છે. અને સાડા તેરસો વર્ષ આગળથી કુરઆને શરીફે મજકુર વાતો માટે તેઓના પવિત્ર પુસ્તકની પોકળતાનો જે પડદો ઉઠાવેલો તેને હવે મુંગે મોઢે તેઓ કબુલ રાખતા જાય છે; જેના ખુલ્લા કેટલાક દાખલા હું ઉપર રજુ કરી ચુકયો અને હવે એક દાખલાપર આ લખાણને સમાપ્ત કરૂં છું.

એનસાઇકિલોપેડિઆ બ્રિટેનિકાની બીજી જિલ્દમાં "બાયબલ"ના મથાળા હેઠળ જે લાંબું વિવેચન તેઓએ લખ્યું છે તેમાંના કેટલાક ફકરા અહીં ટાંકું છું.

"લાંબી મુદત સુધી પવિત્ર કિતાબોને તેઓના (લખનારા, ભાગે પાડનારા, રચનારા, વધારે ઘટાડો કરનારા, સનદ સંભાળનારા, સનદને બગાડનારા, વિગેરેને માટે વિદ્વાનોએ જે કાયદા બાંધ્યા છે તે પ્રમાણે તેઓનું) ખરૂં ખોટું તપાસવાના કાયદાઓને નજર આગળ રાખી વાંચવાનો નિયમ છોડી દેવામાં આવ્યો હતો. યાહુદીઓ તો માત્ર તેજ હેબ્રુ ભાષાની નકલપર ચાલતા હતા કે જેને માટે એમ મશહુર હતું કે ઘણુ કરીને તે બીજા ઇસ્વી સેકામાં એકઠી કરવામાં આવી છે, અને પછી તેને સંભાળી રાખવામાં આવી છે, પણ (હાય! અફસોસ!!) તેજ નકલમાં કેટલાક જાણી જોઈને કરવામાં આવેલા ફેરફાર એવા છે જે હાલમાં ઉઘાડી આંખે નજરે પડે છે, અને ઘણું કરીને જોઇએ તેટલી મોટી સંખ્યામાં જાણી જોઈને કીધેલા ફેરફારોની એક ગણત્રી બીજી પણ છે, જે કદાચ હાલમાં અથવા કોઈ વખતે પૂરેપૂરી રીતે જાહેર કરી શકાશે નહીં. ખ્રિસ્તીઓ (અરે અરે ચૂપ રહો મોઢે હાથ દીઓ, પોતે ખ્રિસ્તી થઇને પોતાની એબને જાહેર કરો છો.) (અને અલેકઝાંડ્રીઆના) મજુસી વિદ્વાનોની હાલત એનાથી પણ વધારે બદતર

હતી કારણુ કે ઇસ્વી પાંચમી સદી સુધી તો થોડાઓએ અને પાંચમીથી પંદરમી સદી સુધી તો એકત્ર રીતે અને એકમતે સઘળા વિદ્વાનોએ પૂરેપૂરી રીતે ફકત તરજુમાઓ પરજ ભરોસો કરી લીધો હતો." મજકુર લખાણથી એક એ વાત પણ જણાઇ કે હાલનો જુનો કરાર જે નકલનો તરજુમો છે, તે તેજ હેઉ નકલ છે કે જેના અસલનો કંઇપણ પત્તો નથી વળી તે પણ ઇસા મસીહ (અલ)ના બસો વર્ષ પછી એકઠી કરવામાં આવી હતી તે અગાઉ એકઠી પણ ન હતી. ત્યારે એકઠી કરવા અગાઉ સેંકડો વર્ષ સુધી જુદા જુદા ભાગોમાં જુદા જુદા માણસો પાસે રહેવાથી તેમાં શું શું ઘાલમેલ નહીં થયો હશે. પણ નહી અમારા દેશી રેવરંડજી આગળ તે તો ભરોસા આવવા લાયકજ રેહવાની; કારણુકે મિશનથી તેઓને પગારજ એટલા માટે મળે છે કે તેઓ તેના ખરાપણાના ગીતો ફિડલ વગાડી વગાડીને ગાતાં ફરે. ધન્ય છે આવા વિશ્વાસને અને શાબાશ છે આવા ભરોસાને.

## નવો કરાર, મુસલમાનોની હદીસોના જેવો પણ સાબેત થઇ શકે છે કે નહીં?

હવે રેવરંડજીના નવા કરારને જરા તપાસીએ. રેવરંડજી! "અબ-જીગર થામકે બૈઠો મેરી બારી આઇ," વાંચકો! બાયબલનો એ તે ભાગ છે કે જેને ખ્રિસ્તિઓ હઝરત ઇસા મસીહ (અલ.) પર ઉતરેલો અને આપના શિષ્યોએ (હવવારીઓ અથવા સહાબીઓએ) ઇલહામકે વહીથી લખેલો માને છે. તેની શી હાલત છે તે રજૂ કરૂં છું. ખ્રિસ્તિઓને એકે મતે એ વાત મનાયલી છે કે ઇસ્વી પહેલા સૈકામાં હઝરત ઇસા મસીહ (અલ.)ના વાયદા મુજબ આખો સૈકો પૂરો થયો ત્યાં સુધી આપના તાબેદારો આકાશપરથી પાછા દુન્યામાં આવવાની રાહ જોતા રહ્યા. (એ બાબત બાયબલની દલીલ જોવી હોય તો ૧૩ મા પેરેગ્રાફનો ૨૬ વાંચશો,) તેથીજ તેઓએ આકાશી કિતાબ ઇનજીલને તેમજ જનાબે મસીહ (અલ)-ની હદીસોને બિલકુલ લખી નહીં; નહિ તેઓમાં એમાંની કોઇ ચીજ લખવાનો રિવાજ હતો. અલબત્ત હઝરત મસીહ (અલ) અને આપના હવ્વારીઓના વચનો અને કૃત્યોને એક બીજાના આગળ ફકત મોઢે બયાન કરતા હતા. ઇસ્વી બીજા સૈકામાં જ્યારે યાહૂદી અને જેન્ટાઇલ્ઝો* એ મોટાં ટોળાંઓમાં વાદવિવાદનો ઝગડો ઉભો થયો અને પોતપોતાનાં અભિપ્રાયોને વળગી જુદા જુદા પંથોનાં ટોળાં બંધાવવા લાગ્યાં ત્યારે દરેક ટોળાએ પોતપોતાની ઇન્જીલ લખીને તૈયાર કીધી અને ગણત્રીમાં તે ૩૪ કે ૩૫ થઇ.

જનાબે મસીહ (અલ) ની અને આપના સહાબીયોની ભાષા એરામિક હતી મજકુર ૩૪ કે ૩૫ ઇન્જીલોમાંથી માત્ર ૨૩મી ઇન્જીલ ' ઇન્જીલે યહૂદીયઃ મજકુર ભાષામાં હતી અને તે ઇ. સ. ૧૫૦ સુધી ચાલુ રહી પછી ગુમ થઇ ગઇ. મજકુર ઇન્જીલ સિવાય બાકીની બધી ઇન્જીલો યૂનાની ભાષામાં લખાઇ હતી. જેથી સાફ સાબેત થાય છે કે જે ઇશ્વરી વાણી અથવા કલામે ઇલાહી ખાસ હઝરત ઇસા મસીહ (અલ) ની ભાષામાં ઉતારવામાં આવ્યો હતો, તે તેવોને તેવોજ સચવાયલો રહ્યો નહીં બલ્કે સાર રૂપે અથવા તર્જુમા તરીકે બાકી રહ્યો. એજ કારણુ છે કે ઇન્જીલો લખાઇ ત્યારથીજ લખાણોમાં એક બીજાથી વિરૂદ્ધતા કાયમ થતી ચાલી

* જુનાં વખતના ખ્રિસ્તિઓ, ખ્રિસ્તિ ધર્મ સિવાય બીજા ધર્મના માનનારાઓને જેન્ટલાઇઝ કહેતા હતા

મજકુર ઇન્જીલો ઉપરાંત એક મોટી સંખ્યા મકતુબાત એટલે કાગળો કે પત્રોની હતી અને દરેક ટોળું પોતપોતાના કાગળનો સંબંધ હઝરત ઇસુ ખ્રિસ્ત (અસ) ના કોઇ હવારી તરફ લગાડીને દલીલની જરૂર પડતી ત્યારેતે કાગળને બીજાની સામે રજુ કરતું હતું, એવા કાગળો લગભગ ૧૧૩ની સંખ્યામાં હતા અને ઇન્જીલોની પેઠે તેઓના લખાણોમાં પણ ધર્મ માટે અજાયબી પમાડનારી વિરૂધ્ધતાઓ નજરે પડતી નીસ અથવા નાઇતીસીયા (નીકાની) પ્રખ્યાત કૌન્સિલ એકઠી થયા પછી માત્ર ૪ ઇન્જીલો અને શિષ્યોનાં કૃત્ય, સેંટપાલનાં કાગળો ઉપરાંત જેમ્સ, પીટર, જહાન, યહુદા અને પ્રકટીકરણ, મજકુર સઘળી ઇંજીલો અને પત્રોમાંથી ચુંટીકાઢયા અને બાકીનાં બધાં બનાવટી મનાયાં અને એ ચુટેલા જથ્થાનુંજ નામ "નવો કરાર" રાખવામાં આવ્યું. પોપ ગ્લાસિયુસે ઇ સ. ૪૯૨–૯૬ સુધીમાં કાયદાસર કબુલ રાખી તેને વાસ્તે પોતાની પરવાનગી લખી આપી, અને આજે તેજ જથ્થો ખ્રિસ્તીઓમાં ચાલુ છે.

અઢારમી સદી પુરી થાય, ત્યાંસુધી ખ્રીસ્તીઓ મજકુર "નવા કરારની" કિતાબોને શબ્દોની અને અર્થોની રૂએ ઇલાહી કલામ, ખરા દીલથી માનતા હતા; પણ નવી રોશનીના સુધારાવાળાઓએ એનાપર પણ ખોળ તપાસની નજર નાંખી સૌથી પહેલાં ઇ. સ. ૧૮૩૫ માં "ખ્રીસ્તનું જીવન-ચરિત્ર" નામની એક રસિક ચોપડી પ્રખ્યાત વિદ્વાન સ્ટ્રાસે પ્રગટ કીધી. જેમાં તવારીખના સાયન્સની રૂએ ઇન્જીલની રિવાયતોપર તેણે ઉલટ તપાસ કીધી, અને તેને માત્ર એક વાર્તારૂપે ગણી કાઢી. એ ચોપડીએ આખી ખ્રીસ્તી દુન્યામાં ચળવળ કરી મુકી. ત્યારપછી બ્રાનોબાયરે ઇ. સ. ૧૮૭૮ માં ક્રાઇસ્ટસ નામની ચોપડી બહાર પાડી. જેમાં તેણે દાવો કીધો કે, તવારીખની રૂએ હાલની ઇન્જીલ તદન ભરોસો કરવાને લાયકની નથી. જે જે વ્યાખ્યાનો અને વચનોને હાલની ઇન્જીલમાં ખ્રીસ્તીઓ, ઇન્જીલનાજ વચનો ગણે છે, તે લખે છે કે. તે સઘળા વ્યાખ્યાનો (વએઝો, નસીહતો) અને વચનો ખ્રીસ્તીઓના ધર્મ આગેવાનોએ યુનાનના મોટા મોટા ફીલસુફોના વ્યાખ્યાનો અને વચનોપરથી શબ્દે શબ્દ નકલ કરીને આ ઇન્જીલમાં એકઠા કીધા છે. હાલના જમાનાનો પ્રખ્યાત ખ્રીસ્તી વિદ્વાન વિલહાસેને, ઇન્જીલોની તફસીરમાં પણ લગભગ એમજ લખ્યું છે, અને માર્કની ઇન્જીલનાં કેટલાંક લખાણો ઉપરાંત આખા નવા કરારને તે ખોટા અને બનાવટી સાબીત કરે છે. (જુઓ વાએનલ સાહેબની રચેલી કિતાબ "ખ્રિસ્ત ૧૯ મી સદીમાં" પાનું ૭૭–૯૪–૪૧૦)

રોમન કેથોલિક અને પ્રોટેસ્ટંટ નામે ખ્રિસ્તિઓમાં જે સૌથી મોટાં બે ટોળાં છે એ બંને ટોળાંના રેવરંડો જ્યારે વાદવિવાદના મેદાનમાં નીકળી પડે છે તે વખતે પોતાની પવિત્ર બાયબલ કેવી આકાશી અને ઇશ્વરી વાણી વાળી કિતાબ છે તેનો જોવા લાયક ચિતાર વાંચક વર્ગ આગળ ચિતરે છે. જેનો એક નમૂનો હું પણ અત્રે ચીતરૂં છું:-રેવરંડ બેડલી સાહેબની 'મીરર ઑફ ટ્રુથ' નામની કિતાબનો તરજુમો ઉર્દુમાં "મિર્આતુસ-સિદક" નામે, કેથોલિક પાદરી મેરીઆંજીલો સાહેબે ૧૮૫૧ માં ગવાલિઅરમાં છપાવેલો તેના પાના ૧૬૯ થી ૧૮૨ સુધીમાં લખે છે કે "કિતાબે મોકદદસ એટલે પવિત્ર બાયબલ, જૂનો અને નવો કરાર બંને બુદ્ધિની રૂએ તપાસતાં દરેક માણસને જણાશે કે તે વિશ્વાસ (ઇમાન) ને માટે જોઇએ તેવો પૂરતો આગેવાન નથી. અને તેથી કરીને મનુષ્ય જાતિને તે (કિતાબ)

ખોદાની બાદશાહત (રાજ્ય)માં પોહચાડી શકિત નથી. પવિત્ર પુસ્તક બાયબલ એ પુરતો આગેવાન નથી એ વાતને સારિ બુદ્ધિ પોતે સેહેલાઇથી (સાબેત કરી) દેખાડશે; કારણ કે જો માણસ પોતાની સારી બુદ્ધિને વાપરીને પવિત્ર પુસ્તક બાયબલને જોશે તો તેને બેશક ૬ ચીજો ખાત્રી પૂર્વક તેમાં તપાસવી પડશે:—

(૧) એ કે જે પવિત્ર પુસ્તકને તે પોતાના હાથમાં રાખે છે. તેને માટે ખોળ તપાસ કરે કે એ અસલી ખરેખરૂં પવિત્ર પુસ્તક છે કે નહિં. (૨) એ કે તેના હાથમાં આ પુરેપુરૂં (ફેરફાર વગરનું પુસ્તક છે) કે ફેરફાર થયલો અસલ પુસ્તકનો એક ભાગ છે ? (૩) એ કે આ આખું પુસ્તક પ્રેરણા (વહી કે ઇલ્હામ) વાળુંજ છે. અને ખોદાઇ ઇલ્હામ વાળુંજ છે (કે બનાવટી ઇલ્હામોનો પણ તેમાં કંઇ દખલ છે) ? (૪) એ કે એમાં (ફેરફાર, નાલાયક વાતો, અપુર્ણ વાતો, વિગેરેની) ભુલો કોઇએ દાખેલ કરી દીધી છે કે કેમ ? (૫) એ કે તે આખા પુસ્તકને સમજી શકે છે કે કેમ ? (૬) એ કે મુકિત (આખેરતમાં નજાત) મેળવવા માટે જેટલી ચીજો જરૂરની છે તેસઘળી તે પવિત્ર પુસ્તક જૂના અને નવા કરારમાં છે કે નહીં?

૧લીનો જવાબ એ છે કે કોઇ પણ પ્રોટેસ્ટંટ પોતાની ખાસ જાતી તપાસથી ઓળખી શકતો નથી. કારણ કે બાયબલ એ જીવ વગરના એવા અક્ષરથી ભરપૂર છે કે તે પોતેપોતાને માટે સાક્ષિ આપી શકતી નથી...૨ જી નો જવાબ એ કે દરેક પ્રોટેસ્ટંટ પાસે અસલ કિતાબનો કોઇકજ ભાગ છે ઇશ્વરી કે ખોદાઇ કલામ પૂરો નથી...ઓછામાં ઓછી ૨૦ કિતાબો આ પુસ્તકમાંથી તદન ગુમ થઇ ગઈ છે. ૩ જીનો જવાબ એ કે...પવિત્ર પુસ્તક કઇ જગ્યાએ એ વાતનો દાવો કરે છે કે હઝરત મુસા (અલ) એ ઇલ્હામ કે વહીની હાલતમાં આવીને તોરૈત લખી અથવા ખ્રીસ્તના શિષ્યોએ ઇલ્હામને લીધેજ નવો કરાર રચ્યો. શું તેઓ સ્વભાવે માણસ ન હતા ? શું ભુલચુક કરવા થકી તેઓ વેગળા હતા ? પ્રોટેસ્ટંટો કેવીરીતે જાણી શકે છે કે, તેઓનું લખાણ ભૂલોથી તદન બચેલું હતું ? ૪ થીનો જવાબ એ કે એક પણ પ્રોટેસ્ટંટની કદીપણ ખાત્રી થઇ શકતીજ નથી કે, બાયબલમાં કોઇપણ તરેહની ભુલ અથવા ફેરફાર માટે મતફેર થયલો નથી; અને એ કે, શબ્દે શબ્દ આ તેનીજ કિતાબ છે કે જેવી તેના રચનારાઓએ રચી હતી... (એક જમાનામાં) બાઇબલ હેબ્રુ, યુનાની અને લેટીન ભાષાઓમાં (તર્જુમો થઈ) લખાઇ હતી, અને જે ભાષામાં પ્રથમ તે લખાઇ, તેમાં તો તે આખી દુનીયામાં નથી. દાખલા તરીકે એલિઝાબેથ રાણીના વખતના પાદરીઓએ જ્યારે અંગ્રેજીમાં તેનો તર્જુમો કીધો, ત્યારે ટેન્સ્ટેલ બિશપે તે તર્જુમામાં બે હજાર ભુલો, અને ફેરફાર કાઢી જાહેર કીધા હતા (જુઓ બિશપ વોટસનની "કલેકટ" ભાગ ૩ જાનું પાનું ૯૮.) એટલાજ માટે મિ. બ્રુટને, હાઉઝ ઓફ લોર્ડસપર ખાસ લખાણ મોકલેલું કે, તે તર્જુમો નવેસરથી સારો કરાવવો જોઈએ, અને ઇંગ્લાંડના મોટા પાદરીઓપર તેણે લખાણ કીધેલું કે, આ અંગ્રેજી તર્જુમો તો જાહેર રીતે ૮૪૮ જગ્યામાં ફકત તૌરેતના અસલ લખાણ અને મતલબથી વિરૂધ્ધ છે, અને તેથી ઘણા લોકોને બાયબલને રદ કરવાનું કારણ મળી આવ્યુંછે. (જુઓ "ટ્રીપ્લગાર્ડ" પાનું ૧૪.)

પહેલા જેમ્સ રાજાના વખતમાં પોતે રાજા અને ઘણાખરા સામાન્ય પ્રોટેસ્ટંટોએ એ માટે ઘણો શોર બકોર કીધેલો. સ્ટાપ્રીલ્સ જેવા મહાવિદ્વાને પોતે માર્ટીનલૂથર સાહેબ કે જેવણ અસલ પ્રોટેસ્ટંટ પંથના

કાઢનાર છે તેવણુની તપાસેલી અને કબુલ રાખેલી ઈન્જીલમાં લગભગ એકહજાર ભુલો શોધી કાઢી રાજા મજકુરને એ માટે અરજી કીધેલી...... ખરી વાત તો એજ છે કે, પ્રોટેસ્ટંટોએ ( બાયબલમાં ) કંઈ વધારીને, તેમજ કંઈ ઘટાડીને, "બાયબલમાં કદી ફેરફાર થશે નહીં" ની જે પેશીનગોઇ પોતે બાયબલમાં છે, તેને, અને ખોદાના કલામને તદન એબ લગાડી છે. ( અરે હાય હાય! રેવરંડો આ ફકરાનો ૧૨૫ વખતે જાપ કરશો તો જરૂર તમને કયા ધર્મમાં સત્ય છે તે દેખાશે.)

૫ માનો જવાબ એ કે, બાયબલને પોતાની સમજશક્તિથી તે સમજી શકે, એ કોઇપણ પ્રોટેસ્ટંટથી બની શકે તેમ નથી. ૬ ઠ્ઠીનો જવાબ એ કે, પ્રોટેસ્ટંટોનો મહાન બિશપ પાયરક સાક્ષી આપે છે કે, ( ખ્રીસ્તી ) ધર્મમાં નજાત મુક્તિ હાસેલ કરવા માટે છસો હુકમો છે, જેને પોતે ખોદાપાકે મુકરર કીધા છે, અને જે દેવ-ળોમાં બ્યાન કરવામાં આવે છે; પણ તેઓને માટે અમે કબુલ રાખીએ છીએ કે, બાયબલ તે સઘળા હુકમોને તો નહીં કોઇ જગ્યા બ્યાન કરે છે, અને નહીં કોઇ જગ્યાએ તેઓને શીખવે છે. હવે હું ( એટલે પાદરી એડલી કે પાદરી મેરીઆંમજીઓ સાહેબ ) દરેક પ્રોટેસ્ટંટને પુછું છું કે, શું પોતાની મુક્તિ કે નજાતનો ખાત્રી પુર્વક આધાર તે એક એવી કિતાબપર રાખી શકે છે જેને તે ઇશ્વરી વચનો ( કલમે ઇલાહી ) સાબીત કરી શકતો નથી? એવી કિતાબ જેને તે સમજી શકતો નથી, એક કિતાબ જેને અજ્ઞાની જાહીલો ( અરે અરે પાદરી સાહેબો! જરા વિચારીને તો બોલો. શું આખી ખ્રીસ્તી દુનીઆ અભણ અને જાહેલ છે?) અને કમજોર ઇમાનવાળાઓ પોતાની હલાકત (નાશ) ને માટે વાંચે છે (હું હું! જરા ધીમે બોલજો!! શું રેવરંડો એકટકે કાળા કાયદાથી તમે બીતા નથી કે? આખી ખ્રિસ્તિ દુન્યાને અને ખાસ કરીને રેવરંડોને જેઓ તેને રાત દિવસ વાંચ્યા કરે છે કમજોર ઇમાનવાળા કહો છો?) એક એવી કિતાબ કે જેના ઘણા ખરા ભાગો ખોવાઇ ગયા છે, એક એવી કિતાબ જે ભુલોનો જાણે ભંડાર છે, અને જાણી જોઇને તેને ભુલ-ભરેલી બનાવવામાં આવી છે, અને જેમાં બેશક બેશક મુક્તિ કે નજાત મેળવવાના સઘળા જોઇતા હુકમો નથીજ, શું એવી કિતાબ ઇમાન અને વિશ્વાસનો સઘળી રીતે આગેવાન અને મુક્તિના જોખમને માથે લેનાર ( કદી પણ થઇ શકે છે? નહીં નહીં કદી નહીં! કાદિરે મુતલક (સર્વશક્તિમાન) ખોદાની કદી એવી ઇચ્છા થઈ નહીં કે દરેક માણસ પોત-પોતાનો વિશ્વાસ (ઇમાન) પોતાની મરજીમાં આવે તેવી રીતે બાયબલ પર બનાવી કાઢે." "નવીદે જાવીદ પાનું ૧૪૯થી ૧૫૪ ) જુના અને નવા કરારની હાલત જ્યારે પોતે પાદરીઓ અને બન્ને કરારોના એકરારથીજ આવી જોખમભરેલી છે, ત્યારે મુસલમાનોની એકમતે માનેલી જે હદીસો છે તેઓ તો કરોડગણી. બન્ને કરારો કરતાં, દલીલ પકડવાને માતબર અને ભરોસાલાયક દરેક ઇન્સાફી વાંચક આગળ ગણાવવીજ જોઇએ. મજકુર લખાણમાં જે જે જગ્યાએ મેં ( ...... ) આવી નિશાની કીધી છે, તે બન્ને પાદરીઓએ પોતાનાં લખાણની સાબીતી માટે જે દલીલો લખેલી છે, તેને માટે છે. જેને લખાણ બહુ લાંબુ નહીં થઈ જાય, એટલા માટે મેં છોડી દીધી છે, કેમકે તેમની આ બ્યાનમાં કંઈ જરૂર જણાઇ નહીં.

ડૉક્ટર સ્ટ્રાસ અને શ્રોનોબાયર જેવા યૂરોપનાં મહાન અને નામાંકિત વિદ્વાનો અને સાયન્સના પ્રખ્યાત ફાઝિલોને પોતાના નબી (અલ) ને નામે પ્રગટ કીધેલી હાલની ઇન્જીલને માટે આવાં સખત શબ્દો લખવાનું કારણ મારા ધારવા પ્રમાણે જૂના વખતના અપક્ષપાત ગેરપ્રોતઅસ્મિબ પાદરિયોનાં મશહૂર અને માનિતા નીચે લખેલાં લખાણો હોવાં જોઇએ મજકુર લખાણો પ્રગટ કરવાથી વાંચકોને ૪૦ અ૦ તઆલા એ પણ ફાયદો થશે કે નાઇસીયાની સભાએ આખી ખ્રિસ્તિ દુન્યા ને માટે જે ઇશ્વરી વચનો અથવા કલામે ઇલાહી ચુંટીને અને પસંદ રાખીને ચાલુ કીધા તે કેટલે દરજ્જે ભરોસા લાયક છે અને પોતે ચૂંટનારા અને તે સભામાં ખ્રિસ્તિ ધર્મના આગેવાનો બની હાજર થનારા કેવા ભરોસેદાર ખ્રિસ્તિઓ હતા. * એ તપાસવાની તેઓને સારી તક મળશે ખ્રિસ્તિ ધર્મની તવારીખને સંપુર્ણ રીતે જાણનાર યૂરોપ અને અમેરિકાના નામીચા, આ જમાના ના ફીલસુફ, ઝૉન વિલિયમ ડ્રેપર એમ. ડી. એલ. ડી. જેવણુ ન્યુયાર્કની પ્રખ્યાત યૂનિવરસિટિના પ્રોફેસર હતા, તેઓની પ્રખ્યાત ચોપડી "હિસ્ટ્રી ઑફ ધી કૉનફ્લિક્ટ બિટવીન રિલીજ્યન ઍન્ડ સાયન્સ" ની પચ્ચીસમી આવૃત્તી જે ૧૯૧૦ માં છપાઈ છે તેના 'ખ્રિસ્તિ ધર્મની શરૂઆત' વાળા મથાળાના અધ્યાયમાં પાના ૩૯ માં લખે છે કે "હવે એ વાત સારી પેઠે જાહેર થઇ ગઇ કે ખ્રિસ્તિ ટોળાંએ જે ટોળું રાજ્યનો એક સોથી મોટો અંગવિભાગ હતો. જે જે ભારે જુલમો તેઓ પર ચાલુ રાખવામાં આવ્યા હતા તેથી ઉશ્કેરાઇ જઇને એ વાતનો પાકો ઇરાદો કરી લીધો છે કે હવે પછી તે જુલ્મોને સહન કરશે નહીં.

ડાયોકલેશને ૪૦ સ૦ ૩૦૫માં પોતાની મર્જી થી રાજ્યકારભાર છોડી દીધો અને કાન્સટન્ટીન જે ગાદી વારેસોમાં વધારે હક ધરાવનારાઓમાંનો એક હતો તેણે છેવટનો વિચાર કરી ખુલ્લે ખુલ્લી રીતે ખ્રિસ્તિ ધર્મનો તરફદાર હોવાનો ઢંઢેરો ફેરવી દીધો. જેનું પરિણામ એ આવ્યું કે રાજ્યના દરેક ભાગમાંનાં પુરૂષો અને સ્ત્રીઓ, જુવાન અને ઘરડાઓ તેને પોતાના પ્રાણ અર્પણ કરવાને તૈયાર થઇ ગયાં અને તેનાંજ ગીતો ગાવા લાગ્યાં, અને તેને માટે લડવા મરવાને ઉભાં થઇ ગયાં. તેઓ ઉપરાંત બાદશાહી લશ્કરમાં ખ્રિસ્તિઓની સંખ્યા વધારે હતી. તેઓ સઘળા મરતાં સુધી તેની તાબેદારી કરવાને તૈયાર થઈ ગયા. મિલવીયાના પુલની પાસે એક મોટી લડાઇ થઇ જેમાં તેની પૂરેપુરી ફતેહ થઇ અને તેની સઘળી ઇચ્છાઓ પુરી થઇ...અને ખ્રિસ્તીઓનો સોથી પહેલો હાકેમ બની તેણે રોમના તખ્ત ઉપર પોતાનો પગ મુકયો.

ફ્તેહમંદ અને બામુરાદ ટોળાની સાથે હવે જે કોઇ જોડાતો તેને મોટા મોટા ઓહદાઓ મળતા; જેનું પરિણામ એ આવ્યું કે દોલતના લોભી તે લોકો જેઓને એક તણખલા બરાબર પણ ધર્મ સમંધી લાગણી હતી નહી, ખ્રિસ્તિ ધર્મના સોથી વધારે લાગણી ધરાવનારા હિમાયતી

---

*સર ઝૉન ડેવન પોર્ટ સાહેબ તેઓની પ્રખ્યાત કિતાબ એપોલોજીઝ ઑન ધી ફેથ ઑફ ઇસ્લામ" ના પાના ૧૬૦ માં લખે છે કે મસીહ (અલ) ના આકાશપર ગયા પછી તેઓના ફરમાનોના બે જુદા જુદા તર્જુમાઓ થયા અને તે બંનેને "ઇન્જીલ" નું નામ દેવાયું. શરૂઆતની "ઇન્જીલ" (મસીહના) શિષ્યોની (રચેલી છે એવા) ભરોસાપર ચાલુ કરવામાં આવી અને પછીની ઇન્જીલ મહાન કાન્સટન્ટીન રાજાના વખતમાં (તેની સભાએ પસંદ રાખેલી છે એવા) ભરોસા પર લોકોમાં ફેલાવવામાં આવી.

બની ઉભા થઈ ગયા તેઓ જાહેરમાં ખ્રિસ્તીઓ હતા પણ ખરૂં જોતાં અંદરખાને મુશરિકો અને બુતપરસ્તો હતા. તેથી તેઓની સત્તાની અસરને લીધે ખ્રિસ્તિ ધર્મમાં પણ મૂર્તિપૂજા (બુતપરસ્તી) ની અને શિર્કની વાતો ભેળસેળ થવી શરૂ થઇ ગઇ હતી. કૉન્સટન્ટીને પણ કોઇ એવો રસ્તો અખત્યાર કીધો નહીં કે જેને લીધે તે (બુતપરસ્તો) અને દીનને બગાડનારાઓની આવી નિફાક વાળી ( એટલે અંદર ખાને કાફિર રહેવાની વર્તણુંકોનું રોકાણ થાય, (તેનું કારણ એજ હતું કે ) કૉન્સટંન્ટીનની આખી ઉમર કાળાં ધોળાં કરવામાં ગુજરી અને તદન તેની ઉમરના છેલ્લા ભાગ (એટલે ઇ૦ સ૦ ૩૩૭) માં જઇને તેણે ધર્મના હુકમોની તાબેદારી કીધી કે જેની તાબેદારી કરવાનો હુકમ ધર્મ મંડળ આપતું હતું. " તેનાપરથી સાફ રીતે જણાય છે કે નાઇસીયા સભાનો પ્રમુખ અને તેના બધા સભાસદો જાહેરમા ઇસાઇ હતા પણ અંદર ખાને જૂના રોમન ધર્મના બુતપરસ્તો હતા અને તેથી તેઓએ ઇસાઇ ધર્મ માટે જે કંઇ ચુંટયું હશે તે બેશક વિદ્વાન સ્ટ્રાસ, બોનોબાયર અને વિલહાસેનના લખાણ મુજબ બુતપરસ્તિની જૂની કિતાબો અને યુનાની ફીલસુફોની કેટલીક શિખામણો અને તવારીખોમાંની કેટલીક ખોટી ખરી બાબતોનું ભેળસેળ વગર બીજું કાંઇ નથી.

એ પછી મજકુર ડ્રેપર સાહેબે મહા વિદ્વાન ટર્ટૅલીયન જેઓ ઇ૦ સ૦ ૨૦૦ માં ગુજર્યાં છે તેઓનું એક લાંબુ લખાણ પોતાના લખાણની સાબેતીમાં લખી લખે છે કે—" ટર્ટૅલીયનના કલમી લખાણુથી આપણુને જણાઈ આવે છે કે જ્યારે ઇસાઇ ધર્મ ચોમેરથી દુશમનોથી ઘેરાયલો હતો તે વખતે પોતાને સજીવન રાખવાને તે કોશિશો કરતો હતો ત્યારે ( ધર્મની સચ્ચાઇ અર્થે ) શી હાલત હતી. હવે આપણુને જોઇએ કે શહેનશાહી સત્તા મળ્યા પછી તેની હાલતમાં કેવો ફેરફાર આવી ગયો, તે તપાસીએ. ખરી વાત તો એજ છે કે સેવેરસના વખતના ખ્રિસ્તિ ધર્મ અને કૉન્સ્ટન્ટીના જમાનાના ઇસાઇ ધર્મમાં જમીન અને આકાશોની વચ્ચે જેટલો અંતર છે, તેટલો તફાવત હતો. " અને તે કઈ બાબતનો ? બુતપરસ્તોના અકીદાઓ અને તેઓની કિતાબોનાં ખરાં ખોટા લખાણોની ઘણી અસર તેમાં સામેલ કરી દેવાનો કે જે સેવેરસના વખતમાં નહતું.) ( જુઓ પાનું ૪૫ ) પછી લખે છે કે, " બુતપરસ્તી અને ઇસાઇ ધર્મ સેળભેળ થવાનાં બે મુખ્ય કારણો હતાં:—( ૧ ) કૉન્સ્ટન્ટીનના નવા બાદશાહી ખાનદાનની ( રક્ષા માટે અંદરખાને સચવાતી ) પૉલીસીઓ અને રાજ્યકારભારને ( સંભાળનારી ) જરૂરો ( ૨ ) ( નાઇસીયાની સભામાં ગોઠવાયલા ) નવા ઇસાઈ ધર્મને ફેલાવવાને માટે લેવામાં આવેલાં નવી તરેહનાં પગલાં ( કારણકે )

અગર જો, ખ્રિસ્તિ ટોળું એટલી સત્તા ધરાવતું હતું કે, જેને તેઓએ પોતાના વિચારોને મળતો જોયો તેને ગાદીએ બેસાડી દીધો; પણ હજી તેને એટલી સત્તા નહીં મળી હતી કે, પોતાના કટ્ટા દુશ્મન બુતપરસ્તીનો જડમુળથી નાશ કરી શકે. બુતપરસ્તી લોકોના મનને પોતાની તરફ ખેંચતી હતી; કારણકે તે તેઓના બાપદાદાઓનો ધર્મ હતો; ત્યારે બીજી બાજુએ ઇસાઇ ધર્મની અસરો તેઓના મનને પોતાની તરફ આકર્ષણ કરતી હતી કારણકે, નવી અને સાચી હતી; અને વળી લોકોની ઇચ્છા એ હતી કે, બન્ને હળીમળીને રહે; ત્યારે (છેવટે ) બન્નેની તાણાતાણીનું પરિણામ એ આવ્યું કે, બન્ને ધર્મોના મૂળ ( અકીદાઓ ) એક બીજાની સાથે

મેળસેળ થઇ ગયાં; અને (તેથીકરીને ઇસાઇ ધર્મ અને બુતપરસ્તિ બન્નેના મળવા થકી) એક નવા ધર્મે જન્મ લીધો. જેમાં બુતપરસ્તી, અને ઇસાઇ ધર્મ બન્ને જાહેર દેખાવો સાથે સાફ નજરે પડતા હતા. ઇસાઇ ધર્મ અને ઇસ્લામી ધર્મ વચ્ચે જે મોટો તફાવત છે, તે એજ છે કે, ઇસ્લામે પોતાના કટ્ટા દુશ્મન (બુતપરસ્તી) ને જડમૂળથી નાબુદ કરી નાંખ્યો; અને પોતાના (પાકતોહીદના) અકીદાઓને કોઇપણ તરેહની, (કોઇપણ ધર્મની) મેળવણી વગર પ્રગટ કરી દીધા." (પાનું ૪૬) રેવરંડો! ઇસ્લામ, અને ઇસાઇ ધર્મનો તફાવત એક ઇસાઇને મોઢે સાંભળ્યો કે? *

પછી લખે છે કે, "મૂર્તિપૂજકો (બુતપરસ્તોની) (ઇસાઇ ધર્મના મુકાબલામાં) જે હાર થઈ હતી; અને તેથી તેઓનાં મન મુંઝાઇ ગયાં હતાં; તેનો બદલો ખાસ ખાસ છૂટો આપવાથી, અને છુપી બક્ષીસો કરવાથી વાળવો જરૂરી છે, એવા વિચારથી કૉન્સ્ટન્ટીને પોતાના દરબારમાં નવેસરથી બુતપરસ્તીનાં રસમ રિવાજો ચાલુ કરનારાઓ તરફથી આંખમીચામણી કીધી, એટલુંજ નહીં પણ (બુતપરસ્તી નવેસરથી ચાલુ કરવાની જે જે કોશિશો ઇસાઇ બનીને ચાલુ કરનારા બુતપરસ્તો કરતા) તે કોશિશોને તે સારી નજરે જોતો; અને વળી ખુબી એ હતી કે, મજકુર કોશિશોમાં ભાગ લેનારા તેનાજ ખાનદાનના મેંબરો હતા. મજકુર બાદશાહ કૉન્સ્ટન્ટીને જે માત્ર દુનીયાની) કીર્તિ, અને મોટાઇ મેળવવા)-નો લોભી હતો, અને (ઇસાઇ) ધર્મ સંબંધી જેના અકીદા (આસ્થાઓ) એક રજકણ બરાબર પણ (માતબર) ન હતો. તેને પોતાનું, પોતાના રાજ્યનું, અને બન્ને વિરૂધ્ધ પાર્ટીઓ (એટલે ઇસાઇઓ, અને બુતપરસ્તોનું) ભલુ, એમાંજ જણાયું કે (બન્નેમાંથી કોઇપણ ધર્મને ધર્મસંબંધી બાબતોમાં ગમે તેટલું નુકશાન થાય, અને ગમે તો તે ધર્મ બિલકુલ બદલાઇ જાય, તોપણ,) બન્નેતેટલી કોશિશ કરીને બન્ને ધર્મો વચ્ચે મિત્રાચારી પેદા કરાવી દેવી. બીજાઓની વાત તો જવા દો (તે જમાનાનાં) જે ધર્મચુસ્ત ઇસાઇઓ હતા, તેઓને પણ આ પૉલીસીથી વિરૂધ્તા હતી નહીં" પાનું ૪૬

"દુનીયાના લોભી (આ) નવી તરેહના ઇસાઇઓએ (બુતપરસ્તોના) દીલોને રાજી કરવાની આ રૂઢી જે અખ્ત્યાર કીધી હતી કે, તેઓનાં રસમો રિવાજો, અને અકીદાઓને પોતાના (ઇસાઇ ધર્મમાં) કબુલ કરી લેવાં તે રૂઢી, દીર્ધદ્રષ્ટિ (અંજામબીની) વાળા લોકોના

---

* ચાંદાભાઈ ગલ્લાકેસનો ચુકાદો આપતાં મુંબઇ હાઇકોર્ટનાં વડા જડ્જ મી૰ માર્ટન, વડા મુલ્લાંજી તાહિર સૈફુદ્દીન સાહેબના પોતાના માટેના અને વ્હોરા સાક્ષીઓના, મુલ્લાંજી સાહેબની ઉંચ પદ્વિ માટેના ખોટા દાવાઓ માટે ઠપકો આપતાં ઈસલામી અને ખ્રિસ્તિ ધર્મનો તફાવત જાહેર કરતાં કેવી ઈન્સાફી વાત લખે છે તેની તરફ રેવરંડોનું ધ્યાન ખેંચુ છું. "આ હું ધારૂં છું કે ઇસલામી ધર્મના મુખ્ય સિધાંતથી ઉલટું છે કે જે ધર્મ આખી દુન્યાના કેળવાયલા આસામીયોને જાણીતો છે કે "ફક્ત એકજ અલ્લાહ છે અને હઝરત મોહમદ તેના પેગંબર છે." કુરાને સરીફમાં પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે ખ્રિસ્તિઓએ જે ભુલ કીધી હતી તે એ હતી કે તેઓએ એક ઈસુ ખ્રિસ્ત પેગંબરને ખોદા તરીકે લેખ્યો હતો અને ત્રીદેવતાનો સિધાંત અંગીકાર કીધો હતો. પણ તેઓ એટલા સુધી ખરા હતા કે તેઓએ (ઇસાઈઓએ) આપણા હઝરત (ઇસુ મસીહ) ને પેગંબર તરીકે લેખ્યા હતા. અને યાહુદીઓએ એ ભુલ કીધી હતી કે તેઓએ તેમને સદંતર રદ કીધા હતા. (જુઓ પ્રજા મિત્ર અને પારસી તા૰ ૫ મી એપ્રીલ ૧૯૨૧ પાના ૩ નો કોલમ ૩જો.

સવાલોના હુમલાઓથી બચી શકી નહીં. જેવી રીતે કે વિદ્વાન ફૌસ્ટે આગસ્ટાઇન (જેવા મોટા બાદશાહ)ની સાથે મોકળે મને નીચે પ્રમાણે વાતચીત કીધી:–તમો (ઇસાઇઓ)માં અને બુતપરસ્તોમાં કઇ વાતનો ફરક બાકી રહી ગયો ? જો કે ફરક છે તો માત્ર એટલોજ કે તમારૂં ટોળું જુદું છે અને તેઓનું ટોળૂં જુદું છે. નહિંતો રહેણી કરણી તો બંનેની એક સરખીજ છે તેઓ (બુતપરસ્તો)ને ત્યાં કુર્બાનીઓ થતી વખતે (દરેક તરેહનાં) ધીંગાણું સારી ઉલટ સાથે કરવામાં આવે છે તેમજ ત ારે ત્યાં પ્રિતિ મંડળ (agapæ) એકઠું કરવામાં આવે છે જેમાં ધર્મને નામે દરેક પ્રકારનો મોજશોક કરવામાં આવે છે. તેઓ મૂર્તિઓને પૂજે છે તમે તમારા શહીદો અને વલીઓને પૂજો છો. મૂર્તિ પૂજનારાઓની પેઠેજ તમે પિતૃઓ (મુએલાની રૂહો)ને દારખાણુઓ અને નાચરંગથી તૃપ્ત કરોછો. બુતપરસ્તોના સઘળા તેહવારો તેવીજ ધૂમધામથી તમો ઉજવો છો, જેવા કે ચાંદરાત, વાર્ષિક નવરોઝ, રાસુલ જદી અને રાસુસ સરતાન (સંક્રાંતિઓ) (Calends & Solstics) અને તમારી આદતો અને ટેવોમાં તો તમારામાં અને તેઓમાં જરાએ ભેદ જણાતો નથી." (પાનું ૪૮)

પછી એક ઠેકાણે લખે છે કે "ઇસાઇઓ અને (રોમના) બુતપરસ્તો વચ્ચે જે સબંધ બંધાયલો હતો. તેને માટે પાદરી ન્યુટને પોતાના જે અભિપ્રાય દર્શાવ્યા છે તેનો સાર આ ઠેકાણે જરૂર ફાયદાકારક થઇ પડશે, તે સાહેબ લખે છે કે "(ઇસાઇઓના) વલીઓ અને ફિરિશ્તાઓની પૂજા દરેક રીતે શું આગલા વખતની શેતાનોની પૂજા સરખીજ નથી ? માત્ર નામનો ફરક છે, નહીંતો દરેક વાતમાં તે (બંને પૂજાઓ) સરખી છે. બુતપરસ્તો પોતાના બુઝુર્ગોને દેવતા ગણીને પૂજતા હતા ઇસાઇઓએ પોતાના ધર્મ ચેલાવાઓને ખોદા બનાવી દીધા છે. જે લોકોએ આવી તરેહની (ખોટી) પૂજા (અને અકીદાઓ)ને ઇસાઇ ધર્મમાં ચાલુ કીધાં તેઓ સારી પેઠે જાણતા હતા કે તે બન્નેમાં કંઇજ ફરક નથી. પૂજાની એક તરેહની રૂઢીની જગ્યાએ બીજી રૂઢી ચાલુ થઇ. પણ ખરૂં જોતાં બંને રૂઢીઓ એકજ છે તેથી તેનાં રસમ રિવાજો પણ સરખાંજ છે." પછી તેની તરફસીલ લખ્યાં પછી લખે છે કે મતલબ એ કે બુતપરસ્તી (મૂર્તિપૂજા) પૂરેપૂરી રીતે ઇસાઇ ધર્મમાં દાખલ થઇ ગઈ. બંનેનાં મુળ અને ઇચ્છા પણ એકજ છે અને તેમાંથી જેટલી શાખાઓ નીકળી તે પણ એકજ છે તે એટલે સુધી કે જુના અને નવામાં ખ્રિસ્તિ રૂમીયો અને બુતપરસ્ત રૂમીયોમાં ઇબાદત ગુજારવાની રૂઢીને જોતાં મળતાપણુંજ માત્ર નથી પણ એકત્રતા માલમ પડી આવે છે.

બાયબલને લખનારાઓ, સંભાળનારાઓ, લોકોને તે તરફ દોરવનારાઓ, દુન્યામાં સમજુતીથી તેમજ જોર જુલમથી તેને ફેલાવનારાઓ, તેની તમામ પ્રતો (નકલો)ને એકઠી કરી, કોણ જાણે તેમાં કેવો કેવો ફેરફાર કરી તેમાં કઇ કઈ બાબતો પોતાને ફાયદા કારક ઉમેરી, અને પોતાને નુકશાન કારક કોણજાણે કેટલી બાબતોને કાઢી નાંખી, પોતાને પસંદ પડતીજ ચુંટી કાઢી બાકી સઘળી ઇન્જીલોને અને પત્રોને ખોટા અને બનાવટી (apocryphal) છે. એમ પ્રગટ કરી, તેઓનાપર ચાલનારાને બિદઅતી કે કાફિર ઠેરવી પોતાને ખરા ખ્રિસ્તિઓ અને પોતે ચુંટેલી ઇન્જીલને ખરી ઇન્જીલ, આખી દુન્યા સામે રજુ કરનારા કેવા વિશ્વાસુ, ઇમાનવાળા, ધર્મચુસ્ત, ઇન્સાફી, દયાળુ, ધર્મના જેવી મુશ્કેલ બાબતમાં કેટલે દરજ્જે ભરોસો આવવા લાયક હતા તેની વાંચકો આગળ છબી ચીતરી દેખાડી એવા અંધકારવાળા જમાનામાં એક સાચા દીનદાર ઇસાઇએ આખા બાયબલના ખરા

ખોટા હોવાપર કેવી સારી રીતે અજવાળું નાંખ્યું છે તે લખાણ રજુ કરી એ બહસને હું સમાપ્ત કરૂં છું.

નાઇસીયાની સભામાં એકઠા થએલા ઉપર જણાવેલા સદ્‌ગુણોના ભંડારોનો એક ચિતાર મજકુર. વિદ્વાન સાહેબ એવીરીતે વાંચકોની નજર આગળ મુકે છે કે "પાદરી ન્યુટન સાહેબના અભિપ્રાયથી ફાયદો ઉઠાવ્યા પછી હવે અમે પાછા કૉન્સ્ટન્ટીનના જમાના તરફ ધ્યાન આપીએ છીએ અગરજો લોકપ્રિય અને જુના (મૂર્તિપૂજકોના) અકીદાઓને ચાલુ રાખવાને રાખપત રખાપત અને બિદ-અતો વડે ધર્મમાં મોટો ભાગ લેવામાં આવ્યો છતાં ખ્રિસ્તિ ટોળાએ કે જે ટોળું તે વખતે (ફતેહમંદ ટોળું હતું) પોતાના દરેક ફેસલાને હકુમતના જોરથી અમલમાં લાવવાની કોશિશ કરવામાં કદીપણ એક મિનિટની વાર લગાડી નહીં; અને હકુમતના તરફથી પણ તે ફેસલા-ઓને (કે જે, ધર્મ ટોળું કે ચર્ચ અથવા કલેસાના તરફથી કોઇને માટે અપાતા) અમ-લમાં મુકવાને પૂરેપૂરી મદદ આપવામાં આવતી. અને એવીજ રીતે કૉન્સટન્ટીન, નાઇસીયાની કાઉનસિલ જે જે હુકમો જે જે વિષયો માટે (અથવા જે જે લોકો માટે) બહાર પાડતી તેને પૂરેપૂરી રીતે અમલમાં મુકતો. એરિયસના મામલામાં તો તેણે એટલે સુધી હુકમ આપી દીધો હતો કે "જે કોઇ માણસને આ કટ્ટા કાફિ-રની કોઈ પણ કિતાબ મળે અને તેને તે બાળી નહીં નાંખે તો તેને કતલ કરી નાંખ-વામાં આવે." એવીજ રીતેરાજા થીયોડોસીઅસ બીજાના વખતમાં નસ્તૂર (નેસ્ટરિઅસ) જેવા (સાચા અને ધર્મ ચુસ્ત ખ્રિસ્તિ આગેવાન) ને આફ્રિકાના એવા એક દુર વિભાગમાં દેશ-પાર કરવાની સજા કરવામાં આવી હતી કે જે આખા વિભાગમાં કેટલાક ઝાડોનો માત્ર એકજ જથો અને પાણીના એક ઝરા સિવાય સેંકડો કોસ સુધી તપેલી રેતીનું રણ અને શરીરને બાળી નાંખનારી તેવા રણની હવા સિવાય બીજું કંઇજ હતું નહી."

નાઇસીયા કે નાઇસ કે નીકાની કૉનફરન્સને માટે અમને જરૂર જોગું લખવાનું છે અને એરિયસનો સંબંધ તેની સાથે છે તેથી એવા સાચા ખ્રિસ્તિની સાચી હીદાયત તરફ ફેરવવાની કોશિશના બદલામાં તેને માટે કેવો ફતવો કૉનફરન્સ મજકુર તરફથી નીકળ્યો અને તે કઇ બાબત હતી તે અત્રે પ્રગટ કરવી જરૂ-રની છે. ડ્રેપર સાહેબ એ પછી લખે છે કે "કૉન્સ્ટન્ટીન બાદશાહના વખતથી ખ્રિસ્તિ ધર્મનો તે દૌર શરૂ થાયછે કે જેમાં ખ્રિસ્તિ ધર્મે ધર્મનો રંગ બદલીને બાદશાહી રંગ લીધો અને તેને દુન્યાની સલતનત મેળવવાની ઇચ્છા થઇ; અગરજો એકરીતે એમ કહી શકાય છે કે મજકુર ધર્મ પડી ભાંગતાં તદન બુતપ-રસ્તીના આકારમાં ફેરવાઇ ગયો હતો, પણ બીજી રીતે એમ કહેવું પણ અયોગ્ય ગણાશે નહીં કે એણે (ખ્રિસ્તિ ધર્મે) વધતાં વધતાં જુના વખતની જુનાની બુતપરસ્તિની લોકપ્રીય હાલત અખત્યાર કરી લીધી હતી. જ્યારે બે વસ્તુઓ એક બીજાની સાથે અથડાય છે તો બંનેની શિકલ બદલાઈ જાય છે, એ મુળ કારણ જેવી રીતે વ્યવહારિક બાબતો (તબઇયાત) ને લાગુ પડે છે તેવીજ રીતે યાંત્રીક બાબતો (ઇલ્મીયાત) ને માટે પણ સાચો ઠરે છે. (તેજ કારણ અહીં પણ લાગુ પડ્યું કે) બુતપરસ્તીએ (ખરા આકારથી) ખ્રિસ્તિ (ધર્મના) અકીદાઓમાં જેવીરીતે (મોટો) ફેરફાર કરી દીધો તેવીજરીતે એક બીજાના સમાગમથી ખ્રિસ્તિ ધર્મે (જુના મુર્તિપૂજકોની) બુતપર-સ્તીની શિકલને બદલી કાઢી."

## ત્રણ ખુદાઓ માનવનું ખ્રિસ્તિઓ ક્યાંથી શીખ્યા !

"મિસર દેશ કે જ્યાં ઘણા જૂના વખતથી ત્રિદેવ (એટલે તસલીસ અથવા ત્રણ ખુદાઓ) માનવાનો વિચાર જોરશોર (ફેલાયો અને કાયમ) રહ્યો હતો, ત્યાં ખ્રિસ્તીઓના ગંભીર મસઅલા તસલીસનું ચાલુ થવું એક જરૂરી વાત હતી. સૌથી મોટી બાબત જે પર વાદવિવાદ થઇ રહ્યો હતો તે એ હતી કે ખોદાનો દીકરો હોવાને લીધે ઇસુ ખ્રિસ્તને કયો દરજ્જો આપવામાં આવે. એલેકઝાંડ્રીયામાં એ જમાનામાં એરિયસ નામનો એક પાદરી હતો, જેણે એક વખતે ત્યાંના વડા પાદરીની પદ્દી માટે માંગણી કીધેલી પણ તેમાં તે ફાવ્યો નહીં. તેણે મજકુર વાદવિવાદમાં જે વાત રજુ કીધી તે એ હતી, કે બાપ અને દીકરાના સગપણની રૂએ જરૂરતું છે કે એક વખત એવો હોવો જોઇએ કે જેમાં દીકરાનો કંઇ પત્તો હોયજ નહીં; કારણ કે બાપની ઉમર દીકરા કરતાં વધારે હોવીજ જોઈએ. (અને તેથીજ હઝરત ઇસુ મસીહ (અલ) ખોદાની સાથે કદીમ એટલે હંમેશથી હોનારા નથી પણ હાદિસ એટલે પાછળથી પેદા કરવામાં આવેલા છે.) પણ એ વાતપરથી તે મહાન સાચા પાદરીનો હેતુ સાફ જણાય છે. કે તસલીસના ત્રણ અકનૂમો (કે ભાગોમાંનો દરેક અકનૂમ) અઝલી (હંમેશથી હોય તેવો) નથી, (કારણ કે) ત્રણે અકનૂમો એકજ દરજ્જાના અને એકજ સત્તાવાળા થઇ શકતા નથી. (ત્રણમાંથી) એકને બાકીના બે અકનૂમોપર સરસાઇ હોવી જરૂરની છે. અને જ્યારે એવી હાલત છે તો એ વાત અગત્યની છે કે એક વખત એવો હોવો જોઈએ કે જેમાં તસલીસનું નામ પણ નહીં હોય." (પાનું ૫૨–૫૩)

"(એલેકઝાંડ્રીયાના બિશપ થવામાં) એરિયસના મોકાબલામાં જે પાદરીને (બિશપનો દરજ્જો મેળવવામાં) ફતેહ મળી હતી તેણે લોકોના આમ મેલાવડાઓમાં એરિયસના મજકુર (સાચા અને ખરા ખ્રિસ્તિ અકીદાના) મસઅલાના રદમાં પોતાના છટાદાર ભાષણો આપવાં શરૂ કરી દીધાં, અને જ્યારે વાદવિવાદે ગંભીર રૂપ લીધું ત્યારે એલેકઝેંડ્રીયાના બુતપરસ્તો અને યાહુદિઓએ કે જેઓની વસ્તી ખ્રિસ્તિઓ કરતાં વધારે હતી, મજકુર બાબતપર પોતાની નાટકોમાં હાંસી મજાખના વેશો દેખાડવા શરૂ કીધા. મજકુર નાટકોમાં સૌથી વધારે લક્ષ્ય મનહર વેશ અથવા ઍક્ટ જે ભજવવામાં આવતો તે એ હતો કે બાપ અને દીકરો એકજ ઉમરનાં દેખાડવામાં આવતા." (પાનું ૫૩). કોઈ એવો ઇન્સાફી અને સમજુ ખ્રિસ્તિ છે કે મહાવિદ્વાનનું આ હિદાયતભરૂં લખાણ વાંચી સચ્ચાઇને કબૂલ રાખી ત્રીદેવ જેવા ખોટા અકીદાથી તોબા કરી ઇસલામીયો જેવો સાચો ખ્રિસ્તિ બની જાય ?

"મજકુર તકરારે જ્યારે હદથી વધારે ગંભીર રૂપ લીધો અને હુલ્લડ તોફાન થવાની બીક પેઠી ત્યારે એ મામલો બાદશાહ (કૉન્સટન્ટીન)-ના દરબારમાં ફેસલો મેળવવા માટે મોકલવામાં આવ્યો. પેહેલાં તો એને વાતો નજીવી વાતો ગણી પોતે ખ્રિસ્તિ ધર્મની લાગણી ધરાવતો નહતો તેથી તેણે તે તરફ બેદરકારી વાપરી. અથવા તો અંદરખાને (મહાવિદ્વાન, સત્યરૂપ) એરિયસનો દાવો ખરો છે કે "બાપની ઉમર તેના દીકરા કરતાં બેશક વધારે હોવી જોઇએ અને એક વખત એવો હોવો જોઇએ કે જે વખતમાં બાપ મોજુદ હોય અને દીકરાનો લગારે પત્તો નહોય, (અને કુન્યાપરસ્ત પાદરીઓનાં દાવા અક્કલ અને નકલથી તદન વિરૂદ્ધ છે) એમ (ઇન્સાફથી) માની લેવા છતાં તેણે તે તરફ બેદરકારી વાપરી. પણ ચોમેરથી સાચા ખ્રિસ્તિ ધર્મને ભ્રષ્ટ કરનારા (પાદરીઓ) તરફથી તેનાપર

એટલો બધો દબાવ નાંખવામાં આવ્યો કે છેવટે લાચાર થઇને તેણે નાઇસિય.ની કૉનફરન્સ ભરવાનો હુકમ બહાર પાડ્યો" (પાનું ૫૩) વાંચકો યાદ રાખશો કે એ તેજ કૉનફરન્સ છે કે જેનાં મેમ્બરોએ હાલની બાયબલને, ખરી તૌરાત, ઝબુર, સહીફા, પત્રો અને ઇન્જીલે મોકદ્દસ તરીકે ચુંટી કાઢી છે. "એ કૉનસિલે મજકુર ઝઘડો મટાડવાને, (ખોદાપાકની તે તૌહીદ (એ-કયતા) મટાડવાને માટે કે જેને શીખાડવાને લાખો નબીયો અને રસુલો (અલ) આવ્યા હતા અને દેહરીયા અને બુતપરસ્તોના અકીદા તસલીસ (ત્રીદેવને) માનવા મનાવવા અને હઝરત ઇસુ ખ્રિસ્ત (અલ)ના દીનને નાબુદ કરવાને માટે એક જડજમેંટ પ્રગટ કીધો જે વડે સાચા ખ્રિસ્તિઓને કાફિર ઠેરવી લઅનતી માનવાને નીચે લખ્યા મુજબનો ફતવો જાહેર કરવામાં આવ્યો હતો:-જે માણસ એવો દાવો કરે કે એક જમાનો એવો હતો કે જેમાં ખોદાના દીકરા (ઇસુ-ખ્રિસ્ત(અલ) નો કંઇ પણ પત્તો નિશાન ન હતો, અથવા (તો એમ સમજે કે) તે (ઇસુખ્રિસ્ત (અલ) પેદા થાય તે પહેલાં તેવણ (આત્મા-અર્થે પણ) હતા નહીં અથવા (એમ માનો કે) તે નેસ્તથી હસ્ત કરવામાં આવ્યા અથવા (એવો અકીદો રાખે કે) તેઓ એવા જડપદાર્થ (માદા) અથવા જોહર (મુળતત્વથી) પેદા કરવામાં આવ્યા જે ખોદાઇ માદા કે જોહરથી કોઈ જુદો છે, અથવા તો મખલુક છે, અથવા તેની જાતમાં ફેરફાર થવો (તગઇયુર) લાગુ પડી શકે છે, તે માણસને પવિત્ર ચર્ચ (ખ્રિસ્તિ દેવળ) લઅનતી (મરદુદ અને કાફિર) ઠેરવે છે." આ ફતવો નિકળતાંજ કૉન્સટન્ટીને તેને રાજ સત્તાના બળથી અમલમાં મક્યો." (પાનું ૫૩-૫૪)

બાયબલની સંભાળ, તેના ફેરફાર, તેના ચુંટનારા અને સંભાળનારાઓની બેઇન્સાફી અને બેદીની માટે જ્યારે આટલું બધું પોતે ખ્રિસ્તિ ધર્મના પ્રખ્યાત વિદ્વાનોના લખાણોથી પોતાના ધર્મમાં મૌજુદ હોય છતાં તે બધા લખાણો ભરોસો કરવાને લાયક રેવરંડજી માને પણ મુસલમાનોનાં દીનની એક મોટી દલીલ તેઓના પેગંબર (અલ)ની સાબેત અથવા સહીહ હદીસો ખોળ તપાસ કીધા વગર, અથવા તો જાણી જોઇને મુસલમાનોને ધોકો દઇ ગુમ-રાહ કરવા માટે ભરોસો ન આવે તેવી દલીલો માનવા અને મનાવવા રેવરંડો તૈયાર થાય એ કેવી તાજુબી ભરી વાત છે! આખી બાયબલ એટલે જુના અને નવા કરારમાં આટલી બધી પોકળતા છે ત્યારેજ તો Bacon (બેકન); Newton (ન્યુટન); Gibbon (ગિબ્બન); T. H.Horn (હૉર્ન;) W. E. Channing (ચૅનિંગ) Newcome, (ન્યુકમ) Newman (ન્યુમૅન,) Parker Theodore (પાર્કર-થિઓડોર), Dr. J. Lock (ડૉ. લૉક;) R. A. Griffin (આર. એ. ગ્રિફીન;) Lillie Joanna (બેલી) Hoad, (હોડ) Chappe (કૅપ), J. H. Thomas (થોમસ), U. S. Morison (મોરિસન), Sir Issac Newton (આઇઝક ન્યુટન), Dr. Lamson (લૅમસન), Dr. Priestly (પ્રિશલી). J. J. Taylor (ટેલર), Chrislich (ક્રિસ્લીક), Flint (ફ્લિન્ટ), Goulburn (ગુલબર્ન), Macmillon (મૅકમિલન,) N. S. Falson (ફૉલસન,) J. Scott Porter (સ્કૉટ પોર્ટર), A. A. Liver Mose (મોઝ), Rev. Grissbach (ગ્રેસબાખ) Lardner (લાર્ડનર), વિગેરે પ્રખ્યાત વિદ્વાનોએ બંન્ને કરારો માટે પોતાના એવા સખત અભિપ્રાય, એવા સખત શબ્દોમાં ખ્રિસ્તિ દુન્યાની આગળ રજુ કીધા છે કે જેને લખતાં મારા જેવા એક ઇસલામીને પણ શરમ આવે છે. પણ જો રેવરંડજી અથવા તેવણના ધર્મના કોઇ ભાઇભાડું મને ફરજ પાડશે તો ઇ. અ. તઆલા પોકળતા

ની તે સખ્તમાં સખત નિશાનીઓને પણ હું પ્રગટ કરીશ, પણ અહીં રેવરંડજી અને તેઓના ભાઇભાંડુઓના મ્હોં સ્વાદિષ્ટ કરવાને બે તરેહનાં મ્હોંસવાદીયાં રજુ કરૂં છું:-

દાડમ છાલ-રેવરંડ ફિલિપ વિલિઅન સાહેબ પોતાની કિતાબ "ધી ચર્ચીઝ એન્ડ મૉડર્ન થૉટ" નાપાના ૯૮ અને ૯૯ માં એ બાબત એક લાંબું લખાણ લખી તેની ખુલ્લી દલીલો રજુ કરી લખે છે કે "ફક્ત મોઢે (એક બીજા આગળ) બયાન કીધેલી સિવાયતો, ગુમ થયલા દસ્તાવેજો (નાં માત્ર નામો) અને જેને જરા પણ કોઇ ઓળખી શકે નહીં તેવા, વગર પત્તાના (આખી ઇન્જીલ)ના લખનારાઓ. બસ એજ ત્રણ કારણો બાકી રહી ગયલાં છે જેને વડે અમને તે બધા હેવાલોની તફસીલો સાથે જાણ થાય છે. જે હેવાલો અમારા (ખ્રિસ્તિ ધર્મ) ના જીવતા આત્મા (અથવા મૂળ) છે. શું એથી પણ વધારે બે ભરોસા વાતો કોઇ બીજી હશે કે જેનાથી ખ્રિસ્તિ ધર્મની સચ્ચાઇ અને (સઘળી) ઇન્જીલોના ખરા પણાપર શકશુબેહનો ડાઘો વધારે લાગી શકે?" કહો રેવરંડજી કેવી લેહજત આવી?

મસાલેદાર ખારેક:—હૉર્ન સાહેબ જેવા માનીતા કૉમેન્ટેટરે (મોફરિસરે) પણ કેવા ઇન્સાફની વાત લખી છે કે "ઇન્જીલો સ્થાઇ તેને માટે ઇસાઇ ધર્મની તવારીખ લખનારાઓ તરફથી જે હેવાલો મલ્યા છે તે એટલા તો બે ભરોસા છે અને તેની સનદોની હાલત એવી તો ખરાબ છે કે જેથી (વાંચનાર કે તપાસનારને) તેઓ કોઈ ભરોસાને લાયક વાત સુધી પોંહચાડતાં નથી. (રેવરંડ સાહેબો! ખારેકનાં આ ટુકડાને જરા બેચાર વખતે ચુસીને પછી ખાશો હોં! એની તો કંઇ જુદીજ લેહજત છે). અને (તેનું મુખ્ય કારણ એ છે કે) જૂનામાં જૂનાં આગલા વખતના (ઇસાઇ) ધર્મ આગેવાનોએ પોતાના જમાનાના ગપ્પા સપ્પાઓને ધર્મની (ખોદાની અને ઇસુ મસીહની) સાચી વાતો ગણીને અને માનીને (ઇલ્હામી વાતો છે કરીને) લખી દીધી. અને તેઓ પછીના (ભોળા) લોકોએ અદબની રૂએ તેઓના (ગપ્પા સપ્પાઓને ઇન્જીલે એજ છે એમ કરીને તે) લખણોને કબૂલ રાખી લીધાં. અને એવી જુઠી સાચી રિવાયતો (વચનો) એક લખનારા પાસેથી બીજા લખનારા સુધી પોંહચી અને લાંબી મુદત વીતી ગયા કેડે તેમાં કઇ (ખરી છે અને કઇ ખોટી છે એ) પારખી કાઢવું અશકય થઇ પડયું." અહાહાહા! કેવી લેહજત આવી! (હૉર્નસાહેબની તફસીરની ચોથી જીલ્દના ભાગ બીજાનો બીજો અધ્યાય).

હવે ઇસલામી હદીસો જે પોતે મુસલમાનોના માનવા પ્રમાણે સાબેત સનદવાળી હોય તે કેવી રીતે ભરોસો આવે તેવી છે તેને માટે બે બોલ લખું છું. કુર્આને મજીદ જેનો હવાલો દેવો રેવરંડજી પોતે ભરોસો આવે તેવો માની રહ્યા છે તેના ૨૭ મા પારાની સૂરએ વન્નજમના ૧ લા રૂકુઅમાં છે કે "તે (એટલે મુસલમાનોના પેગંબર સાહેબ) પોતાની મર્જીથી (દીનસંબંધી વાતોમાં) કંઇ પણ ફરમાવતા નથી- (તેઓને દીન સંબંધી ફરમાવેલી વાતો તો) તેજ વાતો હોય છે કે જે વહીના રૂપમાં તેઓ સાહેબ પર ઉતારવામાં આવેલી હોય." અને જાહેર છે કે જે ચાર તરેહથી તે વાતો વહીના રૂપમાં ઉતારવામાં આવતી હતી તે દરેક તરેહને પેગંબર સાહેબ (સલ) ના જમાનાથી આજ સુધી સઘળા મુસલમાનો એકમતે ભરોસા લાયક માનતા ચાલ્યા આવે છે (૧) જીબ્રાઇલ અલૈહીસસલામ જેવા રસૂલ ફિરિશ્તાનું વહી લઇને આવવું અને સાથે કહી દેવું કે અલ્લાહ પાકનો આ તે કલામ છે કે જે તમારા પરતમારી શરીઅતની કિતાબ તરીકે ઉતારવામાં આવેલો

છે અને તે તેજ વહી છે કે જેને રેવરંડજી અને અમે મુસલમાનો કુર્આને શરીફને નામે ઓળખી "મતલુવ્વ" કહે છે.(૨) વહી લઇને જીબરઇલ (અલ) નું આવવું પણ તેને કુરઆનમાં દાખલ કરવાને નહીં કહેવું. (૩) કશ્ફ કે ઇલ્હામથી કોઇ વાતનું પેગંબર સાહેબપર જાહેર થવું અને જાહેર થયા પછી ફિરિસ્તા મારફતે તેમાં કંઇ પણ સુધારો ન થવો અને આબેહુબ તેનું કાયમ રહેવું. (૪) સ્વપ્નામાં પેગંબર સાહેબ (સલ)ને દીન સંબંધી કોઇ વાત બતલાવવી અને તેનું પણ જાહેર વહીથી સુધાર્યા વગર કાયમ રહેવું.એ પાછલી ત્રણે " વહીયે ગૈર મતલુવ્વ " કહે છે અને જનાબ પેગંબર સાહેબ (સલ) ની સઘળી તરેહની સાબેત હદીસોનો આધાર એ પાછલી ત્રણ તરેહની વહીઓની સાથે સંબંધ ધરાવે છે.

હવે એક બીજી આયત તેજ ભરોસાવાળા કુર્આનની સાંભળો:-અને (ઓ પેગંબર ! (સ. અ. સ.) તમારાપર કિતાબ (કુરઆન) અને હિકમત (હદીસો) (ખોદાએ) ઉતારી " (૫ મા પારાનો રૂકૂઅ ૧૪ મો) મજકુર આયતમાં એ બાબત તરફ ખાસ ઇશારો છે કે જનાબ પેગંબર સાહેબ (સલ)ની હદીસો અલ્લાહ પાકની વહીથી ઉતારવામાં આવતી જેને પોતે હઝરત પેગંબર સાહેબ કેવી રીતે જાહેર ફરમાવે છે તે સાંભળો. હઝરત મિકદામ બિન મઅદીકરેબથી રિવાયેત છે કે "(ઓ મુસલમાનો) તમો જાણીલો કે મને કુર્આન અને તેના જેવી (એટલે કુર્આનના જેવીજ, વહી વડે,) તેની સાથે સાથે એક ચીજ (હદીસ) દેવામાં આવી છે. તે વખત પાસે છે કે પેટ ભરો એક માણસ પોતાના પલંગપર પડયો પડયો કહેશે કે (ઓ લોકો!) આ કુર્આન(નેજ) ફકત અખત્યાર કરો. અને કુર્આનમાં જે ચીજને હલાલ (કીધેલી) જુઓ તેનેજ હલાલ માનો અને તમને તેમાં જે ચીજ હરામ (કીધેલી) મળી આવે તેનેજ હરામ ગણો. અને( ખરૂં જુઓ તો) બેશક (એમ નથી પણ ખરી વાત તો એ છે કે) જે ચીજ રસુલુલ્લાહ સલ, લલ્લાહો અલેહે વ સલ્લમે હરામ કીધી છે તે તેવીજ (અને તેટલાજ દરજ્જાની) હરામ છે કે (જેવી અને જેટલા દરજ્જાની) ખોદાએ હરામ કીધી છે (છેવટ સુધી)" મજકુર હદીસને અબુદાઉદ, દાર્મી અને ઇબ્ને માજાએ થોડા શબ્દોના ફેરફાર સાથે રિવાયત કીધી છે.

સાથે સાથે એક બીજી હદીસ પણ સાંભળો:—હઝરત ઇર્બાઝ બિન સારિયા (રદી) ફરમાવે છે કે " જનાબ રસૂલુલ્લાહે (સલ) ખુત્બો પઢયો (ભાષણ આપ્યું) અને પછી તેમાં ફરમાવ્યું કે શું તમારામાંનો કોઇ પોતાના સોફાને અઢીલેને એવો વિચાર કરતો હશે ? કે કોઇની એવી કલ્પના છે કે ખોદાએ કોઈ પણ ચીજ હરામ કીધી નથી પણ તેજ કે જે આ કુર્આનમાં છે. હોશિયાર થઈ જાઓ! (એ તેની ગફલત છે કારણ કે) અલ્લાહ પાકના સોગન છે કે બેશક મેં (એવી ઘણી ચીજોનો તમને ) હુકમ આપ્યો છે ( એવી ઘણી ચીજોની મેં તમને) નસીહતો કીધી છે (અને) એવી ઘણી ચીજો વાપરવાથી મેં તમને રોકયા છે, અને તે સઘળી વાતો (વહી તરીકે ઉતારવામાં) કુર્આન જેટલી બલ્કે (તેના કરતાં) ગણત્રીમાં વધારે છે. " અબુદાઉદ (બંને હદીસો માટે હદીસની પ્રખ્યાત કિતાબ મિશ્કાત શરીફના બાબ એઅતેસામ બિલકિતાબે વસ્સુન્નહની બીજી ફસલ જુઓ. )

મજકુર બંને હદીસોમાં હદીસોનું કુર્આનની પેઠેજ અલ્લાહ પાક તરફથી જનાબ મોહમદ (સ. અ સ.) પર વહીથી ઉતરવું કેવા ખુલ્લા શબ્દોમાં છે તે ઘણુંજ ધ્યાન દેવા યોગ્ય છે.

પહેલી હદીસમાં છે કે " અને કુર્આન અને તેના જેવી તેની સાથે એક ચીજ દેવામાં આવી છે." એ ફરમાનમાં " તેના જેવી" અને " તેની સાથે " એ શબ્દો શું સાબેત કરતા નથી; કે કુર્આન જેવીરીતે ખુદાપાક તરફથી ઉતારવામાં આવતું તેવીજ રીતે હદીસોનું ઉતરવું પણ હતું અને નબુવ્વતના જમાનામાં જેવીરીતે જરૂર પડતી તે વખતે થોડું થોડું કુર્આન ઉતરતું હતું તેજ જમાનામાં જરૂરની વખતે સાથે સાથેહદીસો પણ વહીથી ઇલ્હામ કરવામાં આવતી અને એજ બંને વાતો તરફ ઉપલી આયતમાં હદીસોને ઉતારવાનો ઇસારો છે. વળી જનાબ પેગંબર સાહેબ (સલ) નું ફરમાવવું કેવી ઉમદા રીતે અલહમ્દો લિલ્લાહ અમને નજરે પડે છે કે " એક પેટભરો માણસ પોતાના સોફાપર પડયો પડયો કે તેને અઢેલીને કહેશે; અથવા વિચારશે " કે, કુર્આનમાં જે જે બાબતો માટે જે જે બ્યાન છે, તેનેજ ભરોસો આવે તેવો ગણુશો. બેશક પાદરિઓ અને રેવરંડો જેવા પેટભરા અને સુખેથી સોફાઓપર આલોટનારા હાલ દુનીયામાં બીજા કોઇજ નથી, અને અમારા જમાનામાં તો તેઓજ કહી રહેલા પણ છે કે, કુર્આન સિવાય, ઓ મુસલમાનો! તમારા ધર્મની દરેક દલીલ ભરોસો ન આવે તેવી છે. જેનો જાહેર નમૂનો રેવરંડ લક્ષ્મન હરીજીનો બહાર પાડેલો આ ટ્રેક્ટ છે. એ પણ જનાબ નબી (સલ) નો એક મોજીઝો ગણાવવો જોઇએ કે, સાડાતેરસો વર્ષ આગળ જે ફરમાવેલું તે આજે ધોળે દહાડે આબેહૂબ નજરે પડે છે.

વળી બીજી હદીસથી સાબેત થઇ ગયું કે, જનાબ પેગંબરે ખોદા (સ. અ. સ.) ના સઘળા ખુત્બાઓ (કે જેમાં આપના સઘળા ભવિષ્યવાદ પણ આવી જાય છે.) સઘળી શિખામણો (જેમાં કરવાના સઘળા જાયઝ કામોનો,) અને સઘળી મના કીધેલી વસ્તુઓ (જેમાં મકરૂહ કામોનો સમાવેશ થયલો છે, તે સઘળી) ખોદાપાક તરફથીજ ઇલ્હામથી આપ (સ. અ. સ.) પર ઉતારવામાં આવેલી હદીસો છે, અને પછી ખુલ્લીરીતે તે તરફ ઇશારો કરીદેવામાં આવ્યો કે, તેઓ ગણત્રીમાં કુર્આનની આયતો જેટલીજ નહીં પણ તેનાથી ઘણીજ વધારે છે. રેવરંડજી! હવે શરમાઇને માથું નીચે ઘાલો તો ઠીક, હદીસો પણ ભરોસો આવે તેવીજ ઇસ્લામી ધર્મની દલીલ મુસલમાનોને માનવીજ જોઇએ; એમાં હવે જરાએ શક બાકી રહ્યો કે?

કુર્આનની સાથે હદીસોને કેવી અગત્યની પોતે પેગંબર સાહેબના સહાબીઓ માનતા હતા, તેની એક દલીલ પણ સાંભળશો.

ખોદાપાકે કુર્આનમાં જે કંઈ ફરમાવ્યું છે, તેમાં અગર જો ઘણા વિસ્તારવાળી મતલબોનો સમાવેશ થયલો છે છતાં તે સઘળાં બ્યાનોમાં એક તરેહનું ટુંકાણ છે, તેની તપસીલ હંમેશ હઝરત રસુલુલ્લાહે (સલ) કીધી છે. જો એમ નહોત અને દીનને માટે જેટલી જરૂરી ચીજો છે, તેનું બ્યાન તફસીલ સાથે કુર્આન મજીદેજ કર્યું હોત તો, " મા આતાકુમુર રસુલો ફ ખુઝુહો વ માન હાકુમ અન્હો ફન્તહૂ' (સુરએ હસ રૂકુઅ ૧ લો) એટલે (અમારા) રસુલ (હઝરત મોહંમદ (સલ) જે કંઈ તમને આપે તે લઇ લો અનેજે વસ્તુથી તમને મનાઇ કરે તેને દૂર રાખો" જેવો ફર્જ હુકમ ઉતારવાની જરૂર હતીજ નહીં; આથી જાહેર થઇ ગયું કે, ઘણાખરા હુકમો, રોકાણો, શિખામણની વાતો, શિખામણ લેવા લાયક આગલા નબીઓ (અલ) અને વલીઓની સુવાર્તાઓ, આખેરતના બ્યાનો

અને ભવિષ્યવાદો માટે પોતે કુર્આન શરીફે હદીસોની જગ્યા ખાલી રહેવા દીધી છે.

કુર્આને પાકની જગત જાણીતી તફસીર દુરરે મનસૂરમાં ઇમામ જલાલુદ્દીને સયુતીએ (૨૯) હદીસ નકલ કીધી છે કે, "ઇબ્ને અબી હાતિમે માલિક ઇબ્ને અનસ (રદી.)ની સનદે હઝરત રબીઅહ (રદી) થી રિવાયત નકલ કીધી છે કે, તેઓએ કહ્યું કે, અલ્લાહ તબારક વ તઆલાએ (પોતાની) કિતાબ (કુર્આનને પોતાના બંદાઓ માટે) ઉતારી પણ તેમાં (પોતાના નબીની) સુંનત (એટલે હદીસો) ને માટે જગ્યા ખાલી રહેવા દીધી છે."

હવે એક બીજી બાબત તરફ આપનું અને આપ જેવા બીજા રેવરંડોનું ધ્યાન ખેંચું છું. આજસુધી પાદરીઓની એ ટેવ હતી કે ઇસ્લામના ઘણાખરા મોજીઝાઓ કે ચમત્કારો માટે એવો સવાલ ઉઠાવતા હતા કે સાહેબો! જો, આ મોજીઝો થયેલ હોત તો તવારીખ કે, ઇતિહાસવાળાઓ તેને જરૂર લખતે. દાખલા તરીકે ચાંદ ફાટવાનો મોજીઝો જેને જૂઠો સાબીત કરવાને ઘણાખરા ધર્મવાળાઓએ, અને મુખ્યત્વે કરીને પાદરિઓએ તો ઉપર લખેલોજ શોરબકોર કરી મૂક્યો છે. તે વખતે તો પોતાનો કક્કો ખરો કરવાને તવારીખ કે ઇતિહાસજ એક એવી વસ્તુ રેવરંડો આગળ ભરોસો આવે એવી દેખાય છે કે જેના મુકાબલામાં તેઓ હદીસોને ક્યાં ગણકારે કુર્આન જેને આજે ભરોસો આવે તેવો મનાવવા, અને માનવા ઊભા થયા છે, તેને પણ જરાએ ભરોસો આવે તેવો માનવા દેતા નહતા.

પણ હાલમાં રેવરંડજીએ જોયું કે હું જે ટ્રેક્ટ અમટ કરૂં છું એમાંના કેટલાક સવાલોનો આધાર તવારીખપર રહેલો છે. લાવો તે તરફનો રસ્તો પણ બંધ કરી દઇએ કે જ્યારે હદીસો જેવી મહાન દલીલો ભરોસો ન આવે તેવી છે તો તવારીખની શી વીસાત રેવરંડજી! કુર્આન શરીફના ૧૧ મા પારાના ૭ મા રૂકૂઅમાં ખુદાપાક ફરમાવે કે જનાબ નબી (સ. અ. સ.)ના જમાનાના કાફીરોએ માંગણી કીધેલી કે યાતો આ કુર્આનને રદ બાતલ કરી એક બીજું કુર્આન લાવો અથવાતો અમારી મરજીઓ અને ઇચ્છાઓને અનુસરતી વાતો તેમાં દાખલ કરો. પણ ઉપર બયાન કરવામાં આવેલી નાઇસીઆની કૉન્ફરન્સના સભાસદોએ, તેમજ બીજા જમાનાઓમાં બીજા રેવરંડોએ ? ને પોપોએ બુતપરસ્તોને અથવા પોતાના રાજ્યાધિકારીઓ કે, સરદારોને રાજી રાખવા ઇન્જીલમાં અને પોતાના ધર્મમાં જે સુધારો વધારો કીધેલો તેમ ન કરતાં આપે તેઓને ઉત્તર વાળ્યો કે, ગાંડાઓ! "અલ્લાહપાકે ચાહ્યું તોજ, હું તમારી રૂબરૂ તેને પઢી શક્યો, અને તેણે ચાહ્યું ત્યારેજ એ કલામ સુધી તમે પહોંચ્યા." તમારી મરજી મુજબ આજસુધી એક પણ વખતે એક પણ આયતમાં ફેરફાર કરતાં મને તમે કદિ જોયો છે? "કારણકે એથી પહેલાં પણ મારી ઉમરનો એક મોટો ભાગ મેં તમારામાં ગુજાર્યો છે. ત્યારે શું તમારામાં એટલી પણ વિચારશક્તિ નથી?" કે નોબુવ્વત પહેલાંની અને પછીની મારી હાલત તથા વાતોપર વિચાર કરો કે, એવો કોઇપણ દાવો કે એવું એક પણ કામ મેં કીધું છે કે જેથી હું એક પણ બાબતમાં જુઠો કે ખોટો ઠર્યો હોઉં?

ઉપલી આયતમાં કહ્યા મુજબ નોબુવ્વત પહેલાંની આપની હાલતો અને કામોથી તવારીખ જોવાની હાજત રાખ્યા વગર તેજ લોકો જાણીતા હોઈ શકે

છે કે, જેઓ આપના જમાનાના હોય અને આપની હાલતોને નજરે જોઈ હોય; તે પછીના લોકોને તો, નોબુવ્વત પહેલાંની આપની કોઈપણ બાબતને માટે તવારીખજ જેવી પડશે. અલબત્ત, તવારીખના તે બ્યાનોમાં આપની હાલતો માટે કોઈ એવી રિવાયત હોય કે જે કુર્આન અને હદીસો અને સાચી તવારીખની ખબરો વિરૂદ્ધ હશે તો તેને મુસલમાનો એકે મતે વગર ભરોસાની રદ બાતેલ રિવાયત ગણશે. ત્યારે મજકુર આયતથી સાબેત થઈ ગયું કે જે ઠેકાણે તવારીખી બયાનની જરૂર પડે તે ઠેકાણે મુસલમાનોએ એકે મતે સાચી ગણેલી અને માન્ય રાખેલી તવારીખી વાતો કે જેને સબંધ આપ (સલ) ની જીંદગી કે લાઈફ સાથે હોય અને તેને વિરૂદ્ધ અને તેને ખોટી ઠેરવનારી હદીસ કે કુર્આનની કોઈ પણ દલીલ નહીં હોય છતાં તેને ભરોસો ન આવે તેવી દલીલ માનવી અને મનાવવી પોતે કુર્આનથીજ મલમ પડયું કે બેવકૂફીની વાત છે

ઇસલામી હદીસોને માટે ઇસાઇ વિદ્વાનોનો શો અભિપ્રાય છે તે પણ અત્રે રેવરંડજી આગળ રજુ કરવું ફાયદાકારક થશે. હદીસોને માટે ઈંગ્લેંડના જાણીતા વિદ્વાન સર વિલ્યમ ટૉમ્સ કારલાઇલ પોતાની જાણીતી કિતાબ "ધી હીરોઝ એન્ડ હીરો" હિજરી સનના બીજા લેકચરમાં લખે છે " આપણા (ઇસાઇઓના) ઘણા ઉત્સાહી પુરૂષોએ હઝરત મોહમ્મદ (સલ) માટે જે જૂઠાણાના ઢગલા ખડકેલા છે તેનાથી આપણી પોતાનીજ હલકાઇ થતી આપણને અત્યારે લાગે છે. આપણા મનમાંથી એ બધું કાઢી નાંખવાનો વખત આવ્યો છે. એમણે (એટલે હઝરત મોહમ્મદે (સલ) ભાખેલું ભવિષ્ય અત્યારે છેલ્લાં ૧૨૦૦ વર્ષથી ૧૮ કરોડ માણસોના જીવતનો એક માર્ગ દર્શક પરવાનો થઈ પડયું છે. આ ૧૮ કરોડ * માણસો ખોદાએ આપણા જેવાજ બનાવ્યાં છે. માલિકે પેદા કરેલા પ્રાણીઓની મોટી સંખ્યા અત્યારે કોઇ પણ પુરૂષનાં વચન કરતાં હઝરત મોહમ્મદ (સલ) ના વચનને વધારે માને છે. જે હકીકતોને, માલિકે પેદા કરેલાં પ્રાણીઓ સૈકાના સૈકાઓથી માનતાં આવ્યાં છે તેને અત્યારે આપણે ઘડી કાઢેલી જાદુઇ ઇંદ્રિજાળનો તમાસો કેમ માનવો ? "

યુરોપ અને એશિયાના સર્વ વિખ્યાત ઇતિહાસ લખનાર સર એડવર્ડ ગીબ્બન પોતાની કિતાબ " ધી ડિકલાઇન ઓફ ધી રોમન એમ્પાયર" માં લખે છે કે " ધર્મના આગેવાન અને સૌથી મોટા ધર્મ વિદ્વાન ઉપદેશક (શરીઅત સુચવનાર) ની આદતો (રેહણી કરણી) માંજ દરેક ધર્મમાં; સર્વ તેને માટે જાહેર બિનાઓનો સંપુર્ણ રીતે સમાવેશ થયલો હોય છે. તેવી જ રીતે હઝરત મોહંમદ (સ. અ.સ.)ના તમામ વચનો (અને કૃત્યો એટલે હદીસો) જાણે સાચા રસ્તાની સોનેરી નસીહતો (શિખામણો) છે. અને તેમના કાર્યો નેકીના નમુના રૂપ છે. તેમને માટે કેટલીક નામાંકિત નારીઓ અને મિત્રો એમના ઘણા છુપા અને સચ્ચાઇના અસરકારક તમામ ચિહનો લખી રહ્યા છે (તેથી કરીને) હઝરત મોહંમદ (સ, અ. સ) નો ધર્મ કોઈ પણ રીતના શક અને સદેહથી પવિત્ર અને સ્વચ્છ છે. " (જુઓ મજકુર કિતાબના છઠ્ઠા ભાગનું પાનું ૫૦ )

* યુરોપીયનોની ગણત્રી પ્રમાણે દુન્યામાં મુસલમાનોની વસ્તી ૬૫ કરોડની છે; પણ તુર્કીઓએ એ બાબત ખોળ તપાસ કરતાં તેઓને ઇસ્લામી દુન્યાની ખરી સંખ્યા ૪૫ કરોડ માણસોની માલમ પડી જે ગણત્રીને મિસરના પ્રખ્યાત વર્તમાનપત્રો "અલ મોઅઇયદ" અને અલ મનાર ૧૩૩૦ ના પત્રોમાં પ્રગટ કીધી હતી. ત્યારે અહીં ૧૮ કરોડની સંખ્યાએ જાહેર ચુક છે.

પંજાબના પ્રખ્યાત ખ્રિસ્તિ વિદ્વાન મી. રાયગન હદીસોને માટે લખે છે કે "એક અભણ માણસ તમામ દુન્યાને માટે એવા કાયદા કાનુનો (જે હદીસોમાં બયાન થયલા છે) બાંધી ગયા કે જેની બરાબરીનો મુકાબલો મોટા મોટા આજના (વખતના તત્વજ્ઞાની વિદ્વાનો (ધારા અને કાયદા કાનુન રચનારાઓ) અને તીવ્ર બુદ્ધિના લોકો (દાનિશમંદો) કરી શકતા નથી તેમ કરી શકશે પણ નહીં, બલ્કે તેઓ (જનાબ મોહંમદ (સ૦ અ૦ સ૦) ના કાયદા કાનૂનો એકે અવાજે સર્વ માન્ય થઇ પડયા છે." (જુઓ "હુમારા નબી માટે પરધર્મીઓના વિચારો." પાનું ૧૬૭).

ખ્રિસ્તિ વિદ્વાનોનાં હદીસની તારીફમાં ઉપલા તો માત્ર બે ત્રણ નમૂના છે એ ઉપરાંત તેઓનાં હજી પણ ઘણાં લખાણો છે. હવે એ તપાસવાનું છે કે ઇસાઈ વિદ્વાનોએ આટલી બધી તારીફો કીધી તેનું કોઇ મુખ્ય કારણ હોવુંજ જોઇએ; અને તેજ એવું કારણ છે કે જેને લીધે મુસલમાનો તો મુસલમાનોજ છે પણ તેઓ ઉપરાંત ઇન્સાફી ખોળ તપાસ કરનાર પરધર્મી માણસને પણ માનવું પડે છે કે બેશક ઈસલામી ધર્મના પેગંબર સાહેબ (સ૦ અ૦ સ૦)ની હદીસો કે જે વચનો અને રેહણી કરણીના બયાનોજ માત્ર એવો સંગ્રહ છે કે જેનાપર દરેક રીતે ભરોસો લાવ્યા વિના છુટકોજ નથી અને એ કે તે બેશક જનાબ પેગંબરસાહેબ (સ૦ અ૦ સ૦) નું કલામ છે અને જનાબ પેગંબર સાહેબ (સ૦ અ૦ સ૦) ના વખતથી, હદીસો લખાઈ કિતાબોના રૂપમાં પ્રગટ થઇ ત્યાંસુધી, બેહદ મેહનતે સચવાયલો ખજાનો છે અને તેઓનું સચવાયલા રહેવાનું મુખ્ય કારણ એ હતું કે જનાબ પેગંબર સાહેબ (સ૦ અ૦ સ૦) ના જમાના પછી લગભગ અઢીસેં વર્ષ સુધી દરેક જમાનામાં સંખ્યાબંધ માણસો તેઓને લખી યા મોઢે યાદ રાખી ઘણા માણસોને લખાવી મોઢે યાદ રખાવતા. અને એકેક શબ્દના ફેરફાર તેમજ મોઢે યાદ રાખનારા અને લખનારાઓનું દરેકે દરેકનું જીવનચરિત્ર, તેઓની યાદ શક્તિ, કઇ કઇ જગ્યાએ એટલે કઇ કઇ હદીસ બયાન કરવામાં કે લખવામાં કોણે શી શી ભૂલો કીધી તેની નોંધ લખી લેતા અને તેની કિતાબો રચતા અને એક પણ હદીસના ફકરાની સનદ એટલે જનાબ નબી (સલ)થી લઇને કિતાબોમાં પ્રગટ થઇ ત્યાં સુધી કયા કયા માણસે તેને યાદ રાખી કે લખી, એક બીજાને તેટલોજ ફકરો પેંહચાડયો એવા તેઓનાં નામોની લીસ્ટને અધુરી કે અપૂર્ણ થવા દેતા નહીં, એ એવો ઇલ્મ છે કે જે ઇલમ અથવા વિષય મુસલમાનોમાં "ઇલ્મે અસમાઉર રિજાલ" ને નામે પ્રસિદ્ધ છે. અને આજ દિવસ સુધી ઇસલામી દરેક ધર્મ વિદ્વાનને તેને સારી પેઠે જાણવું પડે છે. અને ઇ૦ અ૦ તઆલા કેયામત સુધી તે તેવીજ રીતે મુસલમાનોમાં સચવાયલો અને ચાલુ રહેશે.

હવે વાંચકોએ વિચારવું અને ખૂબ ધ્યાન દઇને વિચારવું જોઇએ અને રેવરંડોએ આટલું જાણ્યા પછી સામાન્ય લોકોને હદીસો બાબત ધોકો દેવા થકી તોબા કરવી જોઇએ કે તેઓના નવા કરારનું બયાન શરૂ કરવા અગાઉ મેં મથાળું બાંધ્યું હતું કે શું તેઓનો આખો નવો કરાર હદીસ જેવો, ભરોસાને લાયક સાચી સનદ વાળો છે કે નહી? રેવરંડજી! જરા આ તરફ ધ્યાન દઇને જોશો હાં! સાંભળો આ ચોપડીનું નામ મેં આપના નામ પરથીજ રાખ્યું છે. "લક્ષ્ય" એટલે ધ્યાન દેવા લાયક. જો ધ્યાન દેશો તોજ "મનહર" લખાણોની અસર ઇ૦ અ૦ તઆલા તમારા

હદીસો તરફથી અવિશ્વાસુ દિલ ફેરવ થશે. સાબેત એ થયું કે તમારી આખી બાયબલ એટલે જૂનો અને નવો કરાર જૂના તથા નવા, ગોરા તથા કાળા, યૂરોપીઅન તથા દેશી રેવરંડો અને ખ્રિસ્તિ વિદ્વાનોના લખાણોથી તદન એક સેકંડને માટે પણ ભરોસો ન આવે તેવો સાબેત થયો કે જે કરારોને તમે આકાશી વચનો-અને ખોદાઇ કલામ ગણો છો, અને તેને ઠેકાણે સઘળા ઇસ્લામીઓ અને બીજા કોઇ નહીં પણ ખ્રિસ્તિ, દેશી નહીં પણ યુરોપીયન, કાળા નહી પણ ગોરા વિદ્વાનોના લખાણોપરથીજ સાબેત થઇ ગયું કે મુસલમાનોના પેગંબર (સ અ સા.)ની હદીસો, કાયદા કાનૂન, શિખામણો અને તવારીખના બયાનો માટે એવી ઉંચ દરજાની છે કે આગલા પાછલા ફિલસુફો અને ધારા બાંધનારાનું ઉત્તમમાં ઉત્તમ અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વિદ્વાનોનું લખાણ તેના મોકાબલામાં એક રજકણ બરાબર નથી. અને તે હદીસો ખરી અને સાચી હોવામાં એવી તો ભરોસાને લાયક છે કે ઇસલામ સિવાયના દુન્યામાં જેટલા જૂના ધર્મો છે તેઓ પોતાના ધર્મની એક પણ આખી કિતાબને માટે એક પણ સનદ લાવી શકતા નથી અને અહીં મુસલમાનો તો હદીસના એકેક ફકરા માટે સંખ્યા બંધ સનદો મનાયલી, લખાયલી, રચાયલી, તપાસાયલી, પ્રસરાયલી અને છપાયલી તૈયાર રાખે છે કે જે હદીસોને તમે ભરોસો ન આવે તેવી વાતો લેખી, લખી અને પ્રગટ કરી મુસલમાનોને ગુમરાહ કરવાની અને પરધર્મીઓને ધોકો દેવાની કોશિશો કરો છો.

રેવરંડજી ! એક વાત રહી ગઇ તમે કહેશો કે હદીસો માટે તો ખ્રિસ્તિ વિદ્વાનોનાં વચનો મેં જોયાં પણ હદીસોની સનદ અને તેની સંભાળ માટેનું યૂરોપીઅન ગોરી ચામડી વાળા વિદ્વાનોનું લખાણ ક્યાં છે ? તે હવે આપની સમક્ષ રજુ કરૂં છું:—હદીસોનાં રાવિયો કે લખનારા અને મોઢે યાદ રાખનારા, અથવા એમ સમજો કે પેગંબર સાહેબ (સ૦ અ૦ સ૦) ના મુબારક જમાનાથી હદીસોનો વિષય સંપૂર્ણ રીતે મજબૂત થઇ જાય ત્યાં સુધી દરેક જમાનામાં એક બીજાને હદીસો પોંહચાડનારાઓની ઉપર લખેલી ખરી૦ સનદને માટે જરૂરી વાતો જાહેર કરનારા અને ખરા ખોટાને પરખાવનારાઓના હેવાલોના સંગ્રહને "અસમાઉર રિજાલ" કહે છે તેને માટે હિંદુસ્તાનમાં અર્બી ભાષા અને મુસલમાનોની ધર્મ વિદ્યાને જાણનારા ખ્રિસ્તિ વિદ્વાનોમાં સૌથી વધારે પ્રખ્યાત ડૉકટર સ્પ્રીંગર સાહેબે "કોર્ટ ઑફ ડૉકટર્સ" ની ફરમાસથી અને "ધી એશિયાટિક કું૦" ના બંદોબસ્તથી અસમાઉર રિજાલના વિષય સબંધી એક કિતાબ અર્બી ભાષામાં પ્રગટ કીધી છે કે જેનું નામ 'ઇસાબા ફિ-મઅરેફતિસ સહાબા" છે તેની અંગ્રેજી પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે " મુસલમાનોની વિદ્યાની ઇજ્જત (તેઓની) "અસમાઉર રિજાલ" ની વિદ્યા છે. ન તો કોઇ એવી પ્રજા થઇ અને ન કોઇ હમણા છે કે જેઓએ મુસલમાનોની માફક બારસો વર્ષની (હદીસોના સઘળા) વિદ્વાનોની જીંદગીનો હાલ લખ્યો હોય. મુસલમાનોની અસમાઉર રિજાલની કિતાબો જો (એક ઠેકાણે) ભેગી કરવામાં આવે તો લગભગ (હદીસોની રિવાયતોની સનદ ધરાવનારા તેમાં) પાંચ લાખ પ્રખ્યાત વિદ્વાનોનો (સંપૂર્ણ) હેવાલ મળી આવશે. ( તે એટલા દરજાની સંપૂર્ણ અને કામેલ વિદ્યા છે કે) એઓ (એટલે હદીસો બયાન કરનારા રાવીયો ) ના ઇતિહાસમાં કોઇ સૈકો કે પ્રખ્યાત જગ્યા એવી નથી કે તે વખતનો અને તે જગ્યાનો કોઇ માણસ એ (રાવી)ઓનાં બયાનમાં આવ્યો નહીં હોય." બીજે ઠેકાણે એજ પ્રસ્તાવનામાં લખે છે કે " (હદીસોની) રિવાયતના વર્ણન કરવાની

હાલત જાણુવાની વિદ્યા વીષે મુસલમાનો જેટલી કાંઇ મોટાઇ ધરાવે તેટલી મોટાઇ તેઓને ઘટે છે." (હમારા નબી માટે પરધર્મીઓના વિચારો" પાનું ૧૦૯ અને ૧૭૭)

## શું કુર્આને શરીફ કોઇનું જીવન ચરિત્ર છે?

રેવરંડજીના આ ઘોકાપર મુસલમાન બચ્ચાઓને પણ હાંસી આવ્યા વગર રહેશે નહીં. તેઓ લખે છે કે "૧ મસીહનો જન્મ મૌજીઝાના એટલે ચમત્કારીક રીતે થયો તે કુર્આનથી સાબિત થાય છે. તેના જન્મની ખબર હઝરત મરિયમને હઝરત જીબ્રાઇલ મારફતે આપવામાં આવી હતી પણ હઝરત મહંમદના જન્મનું બયાન વટિક કુર્આનમાં નથી તેનો જન્મ ચમત્કારિક રીતે થયો નથી વાસ્તે જન્મની વાતમાં મસીહ ઇબ્ને મરિયમ હઝરત મોહંમદ કરતાં ઉત્તમ ઠરે છે."

ત્રીજા પારાની આલે ઇમ્રાનની સુરતના પાંચમા રૂકુઅમાં છે કે ફિરિશ્તાઓએ હઝરત મરયમ (રદી)ને હઝરત મસીહ (અલ) ના જન્મની ખુશ ખબર આપેલી. પછી સોળમા પારાની સૂરએ મર્યમના બીજા રૂકુઅમાં છે કે તેની તરફ અમે અમારી (પેદા કીધેલી રૂહોમાંની એક) રૂહ મોકલી અને તે રૂહે બીબી મરિયમ (રદી૦) ને મજકુર ખુશખબર આપી. રેવરંડજી કુર્આનનાં લખાણોથી તદન નાવાકેફ હોવા ઉપરાંત એવા ભોળા પણ છે કે કોઇ રેવરંડની લખેલી કિતાબનો તરજુમો કરી મજકુર ટ્રૅક્ટ લખતી વખતે કિતાબ લખનારના લખાણપર રેવરંડજીને જેટલો ભરોસો હોવો દેખાય છે તેટલો મુસલમાનોની સાચી હદીસોની દલીલપર હોવો દેખાતો નથી. તેમાંજ પેલા રેવરંડે જે કંઇ લખી માર્યું તેને તપાસ્યા વગર રેવરંડજીએ તર્જુમો લખી કાઢ્યો કુર્આનમાં તો કેથે નથી કે જ જિબ્રાઇલેજ (અલ) બીબી મરિયમ (રદી૦)ને મજકુર ખુશખબર આપી. આ પહેલા પગથિઆથી રેવરંડજીને મુસલમાનોના ધર્મ સંબંધી કેટલી માહિતી છે તેનો નમૂનો જાહેર થઇ ગયો.—

ઇબ્તેદાએ ઇશ્ક હય રોતા હય કયા
આગે આગે દેખીયે હોતા હય કયા

એટલે કુર્આનમાં શું છે અને શું નથી તેનીએ તેઓને પતો નથી. ગોરી ચામડીવાળા રેવરંડોને જોઇએ કે બહુ વિચારીને અને તપાસીને કાળી ચામડીવાળા રેવરંડોની મુસલમાનોના મોકાબલા વાસ્તે ચુંટણી કરે.

વહાલા વાંચકો અને રેવરંડો! કુર્આને શરીફ બાયબલની પેઠે કોઇ ફીલસુફોની શિખામણો, યુનાનના બુતપરસ્તોની તવારીખો પરથી લખાયલા તવારીખના હેવાલો અને જૂના ગપ્પા સપ્પનો સંગ્રહ નથી જેને વિસ્તાર સાથે હું ઉપર સાબેત કરી આવ્યો. બલ્કે તે શું છે તે પોતે કુર્આનને મોઢે સાંભળો "તે તો માત્ર શિખામણો અને જાહેર કુર્આન છે. (તે) એટલાજ માટે (ઉતારવામાં આવ્યું) છે કે જે કોઈ (તું દિલ ઇમાનના અમૃતથી) જીવતું હોય તેને (કુફ્ર શિર્ક અને ગુનાહોના કામોની સજાઓને સંબંધી) બીવાડે અને નહીં કબૂલ રાખનારાઓ ઉપર સત્ય સાબેત થય." (સૂરએ યાસીન રૂકૂઅ ૫ મો). (૨) બીજા કયા કામને માટે ઉતારવામાં આવ્યો છે તે સાંભળો ("મુસલમાનો!) અરે તો તમારાપર (આ કુર્આનમાં) ખુલ્લી આયતો, અને તમારા પહેલાં જે લોકો ગુજરી ગયા તેઓના (જરૂર જોગા) હેવાલો (એટલાજ માટે) ઉતાર્યા છે કે (જેથી તે હેવાલો તમારે માટે ધડો) અને ધર્મિષ્ટ માણસો (મુત્તકીઓ)ને માટે શિખામણો થઈ પડે." (પારો ૧૮ મો સુરએનૂર રૂકુઅ ૪ થો). (૩) ત્રીજા કયા કામને માટે ઉતારવામાં આ-

બ્યો તે સાંભળો "બેશક આ કુર્આન તે રસ્તો બતાવે છે જે દરેક રીતે સચવાયલો છે. અને ઈમાનવાળા લોકોને કે જેઓ સારા અકીદાઓ રાખે અને સારાં કામો કરે છે ખુશ ખબર આપે છે કે તેઓને (ઇસલામી અકીદા રાખવા માટે અને ઇસલામી હુકમો બજાવી લાવવા) માટે (પરલોક કે આખેરતમાં) ઘણો મોટો બદલો (મળવાનો )છે. (સુરએ બની ઇસ્રાઇલ રકૂઅ ૧. )

ત્યારે એવી કિતાબથી જેને પોતે રેવરંડજી માને છે કે ભરોસો આવે તેવી છે સાબેત થઈ ગયું કે કુર્આને શરીફ હઝરત મોહંમદ (સલ)નું જીવન ચરિત્ર, લાઈફ, કે સવાનેહ ઉમરી તરીકે લોકોમાં પ્રગટ કરવામાં આવ્યું નથી પછી તેમાં આપનાં જીવન ચરિત્ર કે પેદાશ કે રેહણી કરણીનો સંબંધ ધરાવનારી વાતો તપાસવા બેસવું અને તેવી વાતો તેમાં નહીં મળી આવતાં "જન્મનું બયાન વટિક કુર્આનમાં નથી." કરીને લખવું એ રેવરંડજી જેવા બાહોશ માણસોનુંજ કામ છે. હું ધારૂં છું કે બાયબલમાં પાદરિઓએ એજ ભૂલ કીધી છે; જો તેઓ કરવાનાં કામો નહીં કરવાનાં કામો આખેરતનું બયાન, જાણીતા નબીયોનો, વલીયોનો તેમજ ધર્મના કેટલાક દુશમનોનો ધડો લેવાનો હેવાલ અને શિખામણોજ લખી તેને આકાશી કલામ તરીકે લોકો આગળ રજુ કરતે તો એટલા ફજેત થતે નહીં, કે જેટલા કોઈ પેગંબરને માણસના ગૂપર શેકેલી રોટલીઓ ખવાડીને (જુનો કરાર હઝકીએલ અધ્યાય ૪ ની ૧૨મી કલમ અને કોઇ પેગંબરને દારૂ પીવાડી તેઓનીજ દીકરીઓ સાથે સુવાડી વગર નીકાહની ઓલાદ લઇને (જુનો કરાર, ઉત્પતિ ૩૦ થી ૩૮ મો કલમ અધ્યાય ૧૯ ની) અને ઇસુ ખ્રિસ્ત (અલ)ની ખોટી વંશાવળી, તેઓનું જન્મ અને જીવન ચરિત્ર લખીને ફજેત થયા છે,

હું ઉપર લખી આવ્યો છું કે મુસલમાનો પોતાના ધર્મ સબંધી કોઈ વાતની દલીલ ઢુંઢવી હોય તો તેની ખોળ તપાસ ચાર જગ્યાએ કરે છે જેમાંની એક દલીલ હદીસો છે જેનો દરજ્જો માતબર હોવામાં કુર્આનની પછી છે— તેમાં જોતાં માલુમ પડે છે કે જનાબ મસીહ (અલ)ની પેદાશ વખતે જાહેર થયલા ચમત્કારો કરતાં હઝરત મોહંમદ સાહેબના (સલ) ના જન્મ વખતે જાહેર થયલા ચમત્કારો સંખ્યાની રૂએ ઘણા, અને મોટાંઇની રૂએ ઉત્તમ જાહેર થયલા છે.

ચમત્કારની સરખામણી શરૂ કરં તે પહેલાં વાંચક વર્ગ અને ખાસ કરી દેશી અને પરદેશી, કાળા અને ગોરા રેવરંડો આગળ એ વાત રજુ કરવાની મને જરૂર છે કે જનાબ મોહંમદ પેગંબર સાહેબ (સ૦ અ૦ સ૦)ના જે જે ચમત્કારો હું આ ચોપાડીમાં લખીશ તે હદીસોના પ્રખ્યાત ઈમામો કસ્તલાની (રહ)ની કિતાબ મવાહેબે લદુન્નીઆ, કાઝી આયઝ (રહ)ની શિફા. મુલ્લા અલીકારી (રહ)ની શર્હેશિફા, ઇબ્ને હુશશામની "સીરત" શેખ નબહાનીની હુજ્જતુલ્લાહે અલલ આલમીન, ઇમામ જલાલુદદીન સયુતીની ખસાએસે કુબ્રા અને મિશ્કાત શરીફ વિગેરે એકમતે માનીતી અને જાણીતી કિતાબો પરથી લખીશ કે જે કિતાબોમાં એ કે હદીસ એવી નથી કે જેને માટે હદીસોના ઈમામોએ એકમતે લખ્યું હોય કે બેશક આ હદીસ ખોટી, જૂઠી અને બનાવટી છે. મજકુર કિતાબોમાં, ઇમામ જલાલુદદીન સયુતી (રહ), પોતાની કિતાબ ખસાએસે કુબ્રા ને માટે તો ખુલ્લા શબ્દોમાં, તે કિતાબની પ્રસ્તાવનામાં લખે છે કે "( એ મારી રચેલી કિતાબ ) એવી કિતાબ છે કે હદીસોના ઇમામોએ જે હદીસોને ભરોસો આવે એવી સનદોથી લખેલી છે તે સઘળી એ

કિતાબમાં આવી જાય છે. જે જે ચમત્કારો જનાબ સૈયદુલ મુર્સલીન (સ૦ અ૦ સ૦) ને માટેજ ખાસ જાહેર થયાં છે અને જે જે ચમત્કારો આપનેજ માટે જાહેર કરવામાં આવેલા તે સઘળાઓને માટે જે જે સાબેત હદીસો છે તેજ સઘળી હદીસો એ કિતાબમાં છે, જે વાત ચાંદના પ્રકાશ કરતાંએ વધારે સાફ ચળકી રહેલી છે. જે હદીસો ઠીક સનદ સાથે આવેલી છે તેઓનેજ મેં આ કિતાબમાં લખી છે. અને જે હદીસો એવી છે કે તે રદ બાતિલ કરવાને લાયકની છે અને તેનું બયાન બનાવટી અને ઘડી કાઢેલુંજ હતું તેવી હદીસોને આ કિતાબમાં દાખલ થવા દેવાથી, આ કિતાબને મેં બચાવી છે. તેમજ એક હદીસ જે ઘણી સનદોથી બયાન થયલી હોય અથવા તેને સાચી હદીસોમાં આવેલું બયાન સાચું ઠેરવતું હોય તો તે બાબતમેં ખોળ તપાસ કીધી છે. જ્યારે પણ કોઇ હદીસ સનદની રૂએ કમજોર (ઝઇફ) આવી ગઇ હશે તો તેનું બયાન સાચું ઠેરવનારી બીજી હદીસો લાવીને અને તેને જુદી જુદી સનદે લખીને (સનદને માટે જે નુકશાન જાહેર થતું હતું તે નુકશાનને દુર કરવામાં આવ્યું છે." જેથી ખાત્રી પૂર્વક જાહેર થયું કે જેટલી હદીસો હવે મજકુર કિતાબોથી લખાશે તેમાંની એકે હદીસ ભરોસો ન આવે તેવી આવશે નહીં.

બીજી વાત એ છે કે કુર્આને શરિફ આકાશી છેલ્લી કિતાબ છે તેથી, આગલા વખતના જે જે જાણીતા નબીયો, પેગંબરો (અલ) પર લોકોએ જૂઠી વાતો લગાડી હોય અને તેવી વાતોનો પગ પેસારો, એવી તોહમતો મૂકનારા અને પેગંબરના ખરા ધર્મને બગાડનારાઓએ આકાશી કિતાબોમાં પણ કરાવી દીધો હોય તે બધીજ ખોટી છે અથવા તેમાંનો અમુક ભાગ ખોટો છે તેને લોકોમાં પ્રગટ કરી દેવું તેનાપર જરૂરનું હતું. તેથીજ મિસર દેશના કાફિરોએ તેમજ યાહૂદીઓએ હઝરત જનાબે મુસા (અલ)ને માટે જે તોહમતો કે જૂઠાણાં લોકોમાં પ્રચારેલા હોય તેને દૂર કરવા તેમજ યાહૂદીઓએ અને પેહલા ઇસ્વી સૈકા પછીના ખ્રિસ્તિઓએ ખ્રિસ્તને નામે બુતપરસ્તીનો સંબંધ ધરાવનારી જે વાતો, પછી તે ચમત્કારના દેખાવમાં કેમ ન હોય, લોકોમાં ફેલાવેલી હોય તેને સુધારવા કુર્આને પાકે હઝરત ઈસા મસીહ (અલ)ને માટે ખરી અને ગુજરેલી વાતો અમારા પેગંબર (સ૦ અ૦ સ૦ )ની મારફતે જાહેર કરાવી. એ વાતો જાહેર કરવાથી કોઇ નબી (અલ)ની સાથે સરખામણી કરવાનો કુર્આને શરીફનો હેતુ નહતો પણ પાદરીઓ તે વાતોને સરખામણીના મેદાનમાં ઘસડી લાવ્યા, જે તેવણુની અક્કલની ખુબી છે અથવા તો મુસલમાનોને તેમજ બીજા ધર્મવાળાઓને ધોકો દેવો છે. કારણ કે કુર્આને શરિફે એક પણ ઠેકાણે એવો દાવો કીધો નથી કે કુર્આન એવી કિતાબ છે કે જે વડે અમૂક નબીયો (અલ) વચ્ચે સારી પેઠે સરખામણી કરી એકને ચઢીયાતો અને બીજાને હલકો ગણવામાં આવે. પણ ઇસ્લામ તો કહી રહેલો છે કે મોઅજિઝાઓ વિગેરે બાબતોમાં નહીં પણ શરીયતની સંપૂર્ણતા વધારે હોય અથવા તો જે લોકો પર તેઓ મોકલવામાં આવ્યા હોય તેઓની ગણત્રી વધારે હોય અથવા તો જેની શરીયત હેઠળ બીજા કેટલાક નબીયો (અલ), હોય અથવા તો ખુદાપાકની જનાબમાં જેનું સૌથી વધારે માન જળવાઇ તેની અરજ સૌથી વધારે સંભળાતી હોય અને તેને સૌથી વધારે રાજી રાખી તેની ઉમ્મતને માટે સૌથી વધારે સેહલાં હુકમો ચાલું કરી સૌથી વધારે સવાબ આપવામાં આવતો હોય, એવી રીતે "એવા રસૂલોમાં કેટલાકનો દરજ્જો કેટલાક પેગંબરોપર અમે વધાર્યો છે." ( ત્રીજા પારાની

પેહલીજ આયત ). પણ એ સિવાયની જે બાબતો છે તે બધી તેઓના વખતને અનુસરતી હોવાથી તેઓને કોઇએ પણ સરખામણી કરવા માટે જાહેર કીધેલી ન ગણાતાં આખી ઇસ્લામી દુન્યા એમ માને છે કે પેગંબરીનું કામ બજાવવામાં અને પેગંબરીના દરજ્જાપર હોવામાં તો " અમે અલ્લાહના રસુલોમાંથી કોઇમાં પણ કોઇ તરેહનો ભેદ(ફરક) ગણતા નથી.' (સુરએ બકર છેલ્લો રૂકુઅ ). એવો ઇમાન દરેક ઇમાનવાળાઓએ રાખવો જોઇએ.

ત્રીજી વાત મારા મહેરબાન મૌલવી હકીમ અબ્દુર રહમાન સાહેબના પૂછવાથી મદ્રેસએ અશરફીયા રાંદેરના પેહલા 'મોદર્રિસ મૌલવી અબ્દુલ્લાહ બુખારી સાહેબે ફરમાવી હતી, તે પણ લખવી આ જગ્યાએ યોગ્ય જણાય છે કે, મોઅજિઝાઓ જાહેર થવામાં દરેક જમાનાની હાલતનો ખાસ વિચાર રાખવામાં આવેલો છે, કારણકે દરેક જમાનામાં દરેક કોમની હાલત. વિચારો, વિદ્યાઓ, જુદી જુદી હોય છે, અને વળી તે કોમમાં પણ દરેક માણસની હાલત, વિચાર, વિદ્યા વિગેરે જુદાં હોય છે, ત્યારે જાહેર છે કે, પેગંબર તો આખી કોમને માટે મોકલવામાં આવે છે, અને તેને તે કોમના લગભગ દરેક માણસની સાથે થોડી ઘણી ધર્મ સંબંધી વાતચીત કે વાદવિવાદનો સંભવ આવે છે. હવે જેવી હાલતવાળા, જેવા વિચારવાળા, જેવી વિદ્યાવાળા માણસની સાથે તેને વાદવિવાદ કે મોજિઝો દેખાડવાની જરૂર પડે, તેવોજ વાદવિવાદ કરવો, અને મોઅજિઝો, તેને દેખાડવો પડે છે. ત્યારે સાબેત થઇ ગયું કે, જે લોકો માત્ર વાદવિવાદ કે મોઅજિઝાઓમાં સરખામણીની તૂલના કરે છે, અને તેથી એક નબીને હલકો, અને બીજાને શ્રેષ્ઠ ગણવાને લોકો આગળ તે સરખામણીને રજુ કરે છે, તેઓને વાદવિવાદ કે મોજિઝાઓનો અસલ પાયો શા શા કારણોપર આધાર રાખે છે, તેનું હજી ભાનજ નથી. મૌલવી સાહેબનાં વચન પુરાં થયાં. કાશિફ મકો ફિતનના બીજા ભાગમાં એ બ્યાન વિસ્તાર સાથે મેં પોતે પણ લખ્યું છે.

દાખલા - તરીકે જે જે દેશોનાં લોકો ઘણાજ કદાવર, અતિશય ખાનારા, અને જંગલોમાં મેહનત કરનારા હોય, તેઓને માટે દરેક ડૉકટરની ફરજ છે કે, તેઓના દેશ, કદ, ખોરાક, અને ભારે મહેનતની હાલતો મુજબ મોટા પ્રમાણમાં દવા વાપરે; બલ્કે, જો તે ઝેરી દવાઓ પણ તેઓને માટે વાપરશે તોએ ખોટું નહીં ગણાતાં વખાણવા લાયક કામ ગણાશે; પણ એવા દેશોમાં કે, જ્યાંના લોકો મોજ શોખમાં લંપટ થઇ જરાપણ અંગકસરત નહીં કરતા હોય, પડયા પડયા આરામ ચેનને લીધે થોડો ખોરાક લેતા હોય, અને તેથીકરીને શરીરે ઘણા નબળા હોય, તેજ ડાકટર જઇને જો, તેવાઓના ઇલાજને માટે તેજ દવાઓ તેટલાજ પ્રમાણમાં વાપરશે; અથવા ઝેરી પદાર્થો વાપરશે તો તે મૂર્ખ ગણાઇ ફાયદાને ઠેકાણે નુકશાની કરનાર લેખાશે; પણ જો, ઘણા થોડા પ્રમાણમાં હલકી દવાઓ વાપરશે, કે જેમાં ઝેરી પદાર્થોનું એક ટીપું પણ નહીં હોય, તોજ તેને હાથે તેવા નબળા શરીરવાળા લોકોને ફાયદો થશે. આબેહુબ એજ હાલત ખુદાપાકને માટે સમજો; કારણ કે, મોઅજિઝો આપવો એ ખોદાપાકનું કામ છે. પોતાના દરેક નબીને તેવોજ મોઅજિઝો આપે છે કે, જેને દવાની પેઠે કુદરતી બીમારીવાળાઓપર વાપરવાની જરૂર છે. ત્યારે જે દેશના જેવા બીમાર કે માંદા હોય છે, તેઓના આત્માની માંદગીઓને અનુસરતી દવા મોઅજિઝાના રૂપમાં તેઓને પીવાડવામાં આવે છે. દવા પીધા પછી જો, તે માંદો માણસ

કુફ્ર શિર્કની વસ્તુઓથી પરહેજી શકે છે, તોજ કુફ્ર અને શિર્કથી પીડાતું તેનું મન ઇમાન કે વિશ્વાસની ટૅાનિક (કવ્વત પેદા કરનારી) દવાઓથી દિનપરદિન તંદુરસ્તી હાસલ કરી જંન્નત કે સ્વર્ગ કે પેરેડાઇસનું હમેશનું સુખ ભોગવે છે.

ત્યારે જે માણુસ જંગલી લોકોના ડૅાક્ટરના નુખસાઓ, અને દવાઓની સાથે, ચેન-આરામમાં પડેલા આળસુ, અને નબળા લોકોના ડૅાક્ટરના નુખસાઓ, અને દવાઓની સરખામણી કરવા બેસશે; અને માત્ર દવાઓના ફેરફાર, અને પ્રમાણુના ફેરફારપરથી એક ડાક્ટરને બીજાપર મોટાઇ આપશે, તો એવી સરખામણીને સઘળા સમજુ માણુસો તે માણુસની નાદાની ગણુશે; તેવીજ હાલત બે નબીઓના મોઅજિઝાનીજ માત્ર સરખામણી કરી એકને હલકો, અને બીજાને શ્રેષ્ઠ દેખાડનારની પણુ સમજવી.

છતાં રેવરંડજીએ તો તેમ કીધું નથી. જો, જનાબ નબીએ અકરમ મોહંમદ મુસ્તફા (સ. અ. સ.) અને જનાબે ઇસા મસીહ (અલ.)ના મોજિઝાઓ વચ્ચેજ તૂલના કરી એકને શ્રેષ્ઠ, અને બીજાને હલકો ગણ્યો હોત તો કંઇપણુ ઠીક થાત, પણુ તેઓએ સરખામણીનું ડોળ ઘાલી પોતાના ચોપાનીયાની શરૂઆતથી છેવટ સુધી હઝરત ઇસા મસીહ (અલ.)ના મોજિઝાઓ અને મોટાઇઓ તો કુર્આનથી નકલ કીધાં, પણુ તેના મુકાબલામાં જનાબ મોહંમદ (સ અ. સ.)-ના સંખ્યાબંધ તે મોજિઝા કે જેનું બ્યાન કુર્આનમાં છે, તેમાંનો એકે મોજિઝો લખ્યા વગર તેઓને તદન મોજિઝા વગરનાજ સાબીત કરી દેખાડ્યા છે કે, જેથી તેઓ નબી સાબીત થાય નહીં.

મૂતલબ ઉપલા લખાણુની માત્ર એટલીજ છે કે, જનાબે મુસા (અલ.)ના જમાનામાં મીસર દેશમાં જાદુઇ ઇલમ ચોમેર પ્રસરેલો હોવાથી તેઓ સાહેબને તેવાજ મોજિઝાઓ દેવાયા. નદી તેઓના કહેવા પ્રમાણે વહે. લાકડીનો અજગર બની તેઓ કહે તેને ગળી જાય; પથ્થરપર લાકડી મારવાથી તેમાંથી જોઇએ તેટલાજ ઝરણાં વહેવા લાગે વિગેરે. પણુ તેઓ પછી જાદુઇ ઇલમ ઘટી જઇ તેની જગ્યાએ યુનાનના મોટા તત્ત્વજ્ઞાનીઓ, અને ફીલસુફો, અને ડાક્ટરોએ દવાઓના અદ્દભુત દેખાવો તરફ લોકોનું મન ખેંચી લીધું હતું; તેથી હઝરત ઇસ્રિ મસીહ (અલ.)ને તે જમાનાનાં લોકોનાં મનના વિચારોને લાયક માંદાઓને સારાં કરવાં, મુડદાંઓને જીવાડવાં, મટોડીનાં પક્ષીઓને જીવતાં પક્ષી કરી ઉડાવી દેવાં, વિગેરે મોજિઝાઓ દેવામાં આવ્યા, કે જેને જોઇ કંઇપણુ સાધન વગર આવાં કામો જાહેર થવાને, ખોદાપાક તરફથી માની તેઓ હઝરત મસીહ (અલ)પર ઇમાન લાવે; પણુ અરબ દેશમાં તો એક જુદીજ વસ્તુ તરફ લોકોનું ધ્યાન ખેંચાયલું હતું; અને રાતદિવસ તેમાં સરસાઈ ભોગવવા માટે તેઓમાંનો દરેક માણુસ કોશિશ કરતો હતો. તે કઇ ચીજ હતી? ભાષાની શ્રેષ્ઠતા કે, ફુસાહત અને બલાગત; પણુ એ તો એવી ચીજ હતી કે, જેને માટે સૌથી વધારે અગત્યની વસ્તુ કેળવણી જોઇતી હતી. એટલાજ માટે ખોદાપાકે તેઓની કુફ્ર શિર્કની બીમારીઓની દવા કરવા માટે તેઓમાંથી જે ડાક્ટર ઉભા કીધા, તેને શરૂથીજ એક અક્ષર પણુ ભણુવા દીધા નહીં; અને પછી પોતાની વાતો, અને તેઓની વાતો તેઓને મોઢે એવી શ્રેષ્ઠ ભાષામાં લોકો સમક્ષ કઢાવી કે જે વાતોને ચમત્કારીક કે મોજિઝા રૂપી માનવામાં તેઓને એક સેકન્ડની પણુ વાર લાગે નહીં; એટલુંજ નહીં પણુ તેની સાથે ખુલ્લે ચોક

તેઓને ચેલેંજ દેવામાં આવ્યો કે, એના જેવા સઘળાતો કોરે રહ્યા, માત્ર ત્રણ ફકરા કે, આયતો તો શ્રેષ્ઠ ભાષાવાળી બનાવી લાવો; તો બસ, અમે માનીલેશું કે, મોહંમદ (સલ.) હારીગયા, પણ અફસોસ છે કે તેઓએ નબી મોહંમદ (સલ)ને હરાવવામાં પોતાનો જાન માલ, દેશ, બાળ બચ્ચાં, બધુંએ ખોયું અને યુરોપવાળાઓએ પણ કંઇ બાકી રહેવા દીધું નહીં છતાં આવી સહેલ શરત પૂરી કરી દેખાડી શકયા નહીં. તેથીજ કુર્આન કેયામત સુધીનો મોજિઝો દરેક જમાનાવાળાઓ માટે મોજૂદ અને બાકી છે. એમ દરેક ઇન્સાફી માણસોને માનવું પડે છે.

પણ એટલુંજ નહીં જનાબ ખાતેમુનનબીયીન (સલ) એવા નબી હતા કે જે આખી દુન્યા માટે મોકલવામાં આવ્યા હતા અને આપની પછી કોઇ નવો નબી આવનાર હતો નહી; અને યાહુદીઓને તેમજ ઇસાઇઓને પણ, આપને પોતાની નેબુવ્વત તરફ તેડવાના હતા અને જાહેર છે કે તેઓને ત્યાં ઇસ્રાઇલ વંશના મહાન નબીયો (અલ)ના મોઅજિઝાઓ ની દંત કથાઓ દરેક જમાનામાં જાણીતી ચાલી આવતી હતી, તેઓને માટે ભાષાની શ્રેષ્ઠાજ માત્ર મોઅજિઝા રૂપે પુરતી દલીલ બને એ અશકય હતું, તેથી ખોદાપાક જે ત્રણે કાળની હાલતોને હંમેશાથી અને પ્રથમથી જાણતો હતો કે એ લોકો આપ (સલ)થી તેવાજ મોઅજિઝાઓ કે ચમતકારો દેખાડવાની માંગણી કરશે કે જેવા ચમતકારો આગળ ગુજરેલા સઘળા નબીયો (અલ)થી જાહેર થયા હોય, તેમજ તે આલિમુલગૈબ ખોદા એ પણ જાણતો હતો કે એક વખત એવો આવશે કે હિંદુસ્તાન દેશમાં ઇસાઇઓનું રાજ્ય થશે. અને તેઓના પાદરિઓ પોતે રાજ કરતાના ધર્મના છે એવા અભિમાનથી ગરીબ મુસલમાન રૈયતને વાદવિવાદમાં દબાવી પોતાના ધર્મમાં વટાળવાની કોશિશ કરશે, પણ હાકેમો તરફથી કોઇ ઉંડા સ્વાર્થને અનુસરી જોરજુલમથી વટાળવાની સત્તા પાદરીઓને જાહેરમાં ન મળવાથી તેઓ ધોકો દેવા ઉભા થશે. તે ધોકો દેનારાઓમાં એવા પણ રેવરંડો હશે કે જેઓ હઝરત મોહંમદ (સલ)ના મોજિઝાઓ હોવાનીજ ના પાડશે અથવા તો ચેલેંજ આપશે કે અમારા મુસા અને ખ્રિસ્ત (અલ) જેવા મોજિઝાઓ તમારા મોહંમદે (સલ) દેખાડયા હોય તો બતલાવો, તેથીજ તેણે જનાબ પેગંબર મોહંમદ (સલ)ને હાથે એવા મોઅજિઝાઓ દેખડાવ્યા કે જાહેરમાં તો સઘળા અંબિયા (અલ)ને હાથે જે જે મોજિઝાઓ જાહેર થયા હતા તે સઘળાનો તેમાં સમાવેશ થઇ જાય છે પણ જરા બારીક નજરે જોતાં આપના ઉંચા દરજ્જાના પ્રમાણમાં આપના મોજિઝાઓ પણ એક ખાસ તરેહની ભેદ દર્શક (જુદા પાડનારી)મોટાઇ હોય છે જેને પ્રસંગોપાત તેની જગ્યાએ ઈ. અ. તઆલા જાહેર કરીશુ.

આપણા રેવરંડજી અને તેઓના વિચારને લાગતા વળગતા લોકોની ખાત્રી માટે મારે કલમ ઉઠાવી પડે છે કે જે જે મોજિઝાઓનું વર્ણન તમે કુર્આન કે હદીસોથી રજુ કરી ચેલેંજ કરશો કે એના જેવો કોઈ મોજિઝો હઝરત મોહંમદ પેગંબર સાહેબ (સ૦ અ૦ સ૦)થી જાહેર થયલો હોય તો બતલાદો તો જરૂર ઇ૦ અ૦ તઆલા હું બતલાવીશ પણ તમારા સવાલને પ્રગટ કરવામાં તમારો હેતુ અને જવાબ દેવામાં મારો હેતુ હમેશ જુદોજ રહેશે તે પણ અહીં દેખાડી દઉં છું. એવો સવાલ પ્રગટ કરવામાં તમારો હેતુ તો એજ હોય છે કે લોકો તેને વાંચી ઇસુ મસીહ પર વિશ્વાસ લાવી હઝરત મોહંમદ (સ૦ અ૦) ને પેગંબર નહીં માને. પણ મારો હેતુ તો જાહેરરીતે એજ જણાઈ આવશે કે બેશક

હઝરત ઇસુ મસીહ (અલ) ખોદાપાકના સાચા પેગંબર છે અને તેઓના સાચી સનદે બયાન થયલા મોઅજિઝાઓ બેશક તેઓના મોજિઝાઓ છે; અને બેશક જનાબ મોહંમદ મુસ્તફા (સ૦ અ૦ સ૦) પણ ખોદાપાકના પેગંબર છે અને સારી સનદે બયાન થયલા આપના મોજિઝાઓ આપના બેશક મોજિઝાઓ છે, ત્યારે આપણા બંનેમાં ફાયદો કોણે મેળવ્યો તેની કંઈ ખબર પડી કે? હઝરત જનાબે ઇસુ ખ્રિસ્ત (અલ)ની જનાબમાં તેમજ હઝરત મોહંમદ (સ૦ અ૦ સ૦)ની જનાબમાં મજકુર બંને પેગંબરને અને તેઓના મોજિઝાઓને માનવાથી હું અને સઘળા મુસલમાનો વિશ્વાસુ અને ઇમાનવાળા ઠર્યા પણ તેથી ઊલટા એક નબી અને તેઓના મોજિઝાઓને નહીં માનવાથી બંને નબીઓની જનાબમાં સાડાતેરસો વર્ષના ખ્રિસ્તિઓ અને રેવરંડજી ઇમાનવગરના ગણાયા, અલહમ્દો લિલ્લાહ.

રેવરંડજી લખે છે "૧. મસીહનો જન્મ મોજઝના એટલે ચમત્કારિક રીતે થયો તે કુર્આનથી સાબિત થાય છે." કુર્આને શરીફે આપની પેદાશને કયે પણ ચમત્કારીક ફરમાવી નથી. બલ્કે નાસ્તિકોનો વિચાર છે કે ખોદા વગર પણ જાનવાળી વસ્તુ પેદા થઇ શકે છે કારણ કે હંમેશ માબાપથીજ પુત્રનો જન્મ થાય છે, અને તેવા નાસ્તિકો હઝરત ઇસુ ખ્રિસ્ત (અલ)ના જમાનામાં ઘણા હતા. તેઓના આ કાયદાને તોડવા આપનો જન્મ બાપ વગર માત્ર માને પેટેજ થયો કે જેવીરીતે એજ દાખલો હઝરત આદમ (અલ) અને ઇવ (હવ્વા) (રદી)ની પેદાશથી જાહેર છે કે એ માત્ર ખોદાઈ કુદરત કે શકિત દેખાડવા માટે હતું. નહી તો હઝરત આદમ (અલ) અને ઇવ (રદી)ની પેદાશને તેઓના ચમત્કારો માનવા પડશે અને તેઓને હઝરત ઇશુ (અલ) કરતાં શ્રેષ્ઠ ગણવા પડશે; કેમકે તેઓ તો મા અને બાપ બંને વગર પેદા થયાં હતાં, જેને ખ્રિસ્તિઓ કે મુસલમાનો કોઇ પણ ચમત્કાર ગણતું નથી. જ્યારે કુર્આનની ખુલ્લી આયતથી તમે એ જન્મને મસીહનો ચમત્કાર સાબેત કરશો ત્યારે હું પણ નબી (સલ)ના જન્મને ચમત્કારિક સાબેત કરીશ. રેવરંડજી! એ તો તમારો માત્ર ધોકોજ છે.

રેવરંડજી! નાસ્તિક અથવા દેહરિયા ફીલસુફોની દરેક દલીલને તોડવા, ખુદાપાકે માણસને પેદા કરવામાં ચાર તરેહથી પોતાની કુદરત જાહેર કીધી છેઃ—(૧) મરદ અને ઓરત વગર હઝરત આદમ (અલ)ને પેદા કીધા, (૨) ઓરત વગર ફક્ત મરદથી એટલે હઝરત આદમ (અલ)ના શરીરના એક ભાગથી હઝરત હવ્વા (ઈવ રદી.)ને પેદા કીધાં, (૩) મરદ વગર ફક્ત ઓરતથી હઝરત મસીહ (અલ)ને પેદા કીધા, અને (૪) મરદ અને ઓરતના સમાગમથી સામાન્યરીતે બધાં માણસોનો જન્મ ચાલુ રાખ્યો. હું ધારું છું કે જેમ દેહરિયાઓની મગરૂરી તોડવા તેણે પહેલી ત્રણ તરેહથી પોતાની સંપુર્ણ કુદરત જાહેર કીધી, તેમજ ઇસાઇઓનું, અને તેઓના જેવો વિચાર રાખનારા બીજા ધર્મવાળાઓનું અભિમાન નાશ કરવા હઝરત મસીહ (અલ)ની પેઠે બીજા ધર્મ આગેવાનોનો જન્મ પણ ફક્ત ઓરતથી કરાવ્યો. જેની એકલીસ્ટ નકલ કરું છુંઃ—

## એશિઆ ખંડમાં.

રૂહુલકુદુસ (પવીત્ર આત્મા) વડે શબ્દ (કલેમતુલ્લાહ)થી (નવો કરાર, યોહાન, અધ્યાય ૧ની ૧ થી ૧૪મી કલમ સુધી) વગર બાપે જન્મેલા પુત્રોઃ—(૧) હઝરત ઇસુ મસીહ (અલ) ૨ ગૌતમબુદ્ધ ૩ કૃષ્ણજી (શ્રીમદ ભાગવતમાં, અને વિષ્ણુ પુરાણમાં છે

કે વિષ્ણુ અવતારે કૃષ્ણના રૂપમાં વગર બાપે જન્મ લીધો, ) ૪ શાલીવાહન, ૫ ( શિયામ દેશમાં ) કાદુમ, ૬ ( ચીનાઓના ધર્મ આગેવાન ) ફોહી ( મી. ડીનની હિસ્ટ્રી ઓફ ક્રિસ્ચીઆનિટી ભાગ ૧ પા. ૯૭ ) ૭ ( ચીન દેશમાં ) લાઓકીન અથવા લાઓઝી ( ધર્મ આગેવાન ) ૮ યોભી,, ૯ હ્યાઓ, અને ૧૦ કૉનફેશસ ૧૧ (પારસીઓના ધર્મઆગેવાન ઈરાનમાં ) ઝોરાસ્ટર કે ઝરદુસ્ત ( જુઓ દીનકૃત ) ૧૨ ( હિંદુઓના ધર્મ આગેવાનો ) કરન, ( ૧૩ ) યુધિષ્ઠિર, ૧૪ ભીમસેન, ૧૫ અર્જુન (જુઓ મહાભારતનો આદિપર્વ ), ૧૬ ભગત કબીરજી ( જુઓ ૧૯૦૭ નું લાહોરથી પ્રગટ થતું ચોપાનીયું શિગુફએ હિકમત ).

## યુરોપ ખંડમાં.

રૂહુલ કુદ્દસ વડે, શબ્દથી, વગર બાપે જન્મેલા પુત્રોની લીસ્ટઃ—

૧૭ મરકરી, ખોદાનો મસીહ, તેમજ શબ્દ, જેવીરીતે કે ઇસાઇઓ ઇસુને માને છે તેવોજ આખેહુબ મરકરીને અને પર્સીઅસને યુરોપવાળાઓ ઇસાઇ ધર્મ ત્યાં પહોંચે તે આગળ કુંવારીથી જન્મેલા માનતા હતા. એટલુંજ નહીં પણ ઇસ્વી સનના બીજા સૈકામાં યુરોપમાં ઇસાઇ ધર્મ ફેલાવવા જનાર પ્રખ્યાત પાદરી જસ્ટિન માર્ટર સાહેબ પોતાની "એપૉલોજી" નામની કિતાબમાં મહાન બાદશાહ એડ્રીયનને એ બાબત ઉપર વિવેચન કરતાં લખે છે કે, "તમે તમારા દેવતાઓના દેવના દીકરાઓ (Sons of Jove) ને માટે જે અકીદો રાખો છો, અમે તેવોજ અકીદો, ખોદાના સૌથી પહેલા જન્મેલા દીકરા, અમારા ખોદાવંદ મસીહને માટે રાખીએ છીએ કે, મનુષ્યજાતિ બાપના મેળાપની નજાસત વગર એક કુંવારીથી તેનો જન્મ થયો હતો. કારણકે મને, આપને એ વાત જણાવવાની જરૂર નથી કે તમારી કોમના વિદ્વાનો કે લેખકોએ દેવતાઓનો દેવતા ( ખોદા )ના દીકરાઓના ( Bundles ) બનાવી રાખ્યા છે." ( એટલે અમે તો એકલા મસીહ ( અલ )નેજ એવી રીતે જન્મેલા માનતા હતા; પણ યુરોપમાં અમે એ અકીદો લઈ દાખલ થઇએ, તે અગાઉથી યુરોપવાળાઓએ ખોદાના એવા સેંકડો દીકરા ઠેરવી તેઓની પુજા આખા યુરોપમાં ચાલુ કીધેલી અમે જોઇએ છીએ; ત્યારે નબ્બાણુમાં સો પુરાજ કરી નાંખો, ને મસીહ (અલ) ને પણ તેવોજ દીકરો માની લોની. ) ઇસાઇ ધર્મ યુરોપમાં સહેલાઇથી ફેલાઇ જવાનું એક એ પણ કારણ હતું કે, પાદરીઓએ એશિયાથી યુરોપમાં જઇને માત્ર એટલુંજ કીધું કે, બુતપરસ્તોના દેવના નામની જગ્યાએ પોતાના ખોદાવંદનું નામ, મૂર્તિપુજકોના દેવતાના દીકરાઓનાં નામોની જગ્યાએ પોતાના યહોવાહના પહેલા દીકરા ઇસુ મહસીનું નામ ચાલુ કરાવી દીધું; અને એવીરીતે ખોદાવંદ ખોદા (God The Father of Christ)નું રાજ્ય કાયમ કરવાને યુરોપની ફળદ્રુપ જમીન બિલકુલ સહેલાઈથી પાદરીઓને તૈયાર મળી ગઇ.

પાદરી જસ્ટિને યુરોપમાં દેવના જે દીકરાઓનું પહેલાંથી મોજુદ હોવાનું લખ્યું છે, તેઓમાંના કેટલાંકઃ—૧૮ હરક્યુલિસ, ૧૯ બાક્કાસ ( જે દારૂનો દેવતા પ્રખ્યાત છે, અને તેનાજ નામપર આજકાલ પણ મોટો દારૂડીઓ Bachanalian અથવા votary of Bacchas એટલે બાક્કા દેવતાનો ભગત કહેવાય છે. ) ૨૦ એમક્રાઇન, ૨૧ યુલસ, ૨૨ એપોલો દેવતા, ૨૩ આર્કસ, ૨૪ આકૂલસ, ૨૫ એચિલસ, ૨૬ રોમ શહેરને વસાવનાર ) રોમોલસ રાજા, ૨૭ જુલિયસ સીઝર રાજા, ૨૮ ઑગસ્ટસ સીઝર રાજા

૨૯ અલેકઝાંડર ધી ગ્રેટ ( સિકંદરે અઅઝમ ) જેને મહાન હકીમ સુક્રાતે ( સૉક્રેટીસે ) ખોદાના દીકરાનો ખિતાબ આપેલો, અને તેનો બહાદુર સેનાધિપતિ ( સિપાહ સાલાર ) ૩૦ ટૉલમી ધી સીપીયર એટલે મુક્તિ આપનાર અને ખોદાનો પહેલો દીકરો, ૩૧ ( મોટા પ્રખ્યાત હકીમ અને ફીલસુફ ) અફલાતુન અથવા ટૉલેમો, જે મસીહ ( અલ )થી ૪૨૯ વર્ષ પહેલાં એથેન્ઝમાં જન્મ્યો હતો. જેમ ઝોરાસ્ટર સાહેબ પારસીઓના ધર્મ આગેવાનને પોતે અફલાતુને ખોદાના દીકરા લખેલા અને કહેલા, તેમજ લોકોએ એને પોતાને મજકુર ખિતાબ આપ્યો હતો.

૩૨ મહાન હકીમ અને ફીલસુફ ) પીસાગોરસ, (પાઇથા ગોરસ) ૩૩ સ્ક્યુલિપ્સ, એને માટે પ્રખ્યાત મી. બુલ લખે છે કે, એની તવારીખ ચમત્કારો દેખાડવામાં પણ આબેહુબ ઇસુખ્રિસ્ત ( અલ ) જેવીજ છે. રેવરંડજી ! તમે તો હઝરત મોહંમદ ( સલ )ના ચમત્કારોની તુલના હઝરત મસીહ ( અલ ) સાથે કરવા ઉભા થયા હતા. જુઓ મી. બુલે પુરેપુરો આ બીજો મસીહ તેવાજ ચમત્કારવાળો લાવી તમારા જવાબ માટે ઉભો કરી દીધો. હવે તો તમારે મસીહને છોડી સ્ક્યુલિપ્સપર પણ વિશ્વાસ લાવવો તમારા લખાણુથીજ ફરજ થઈ ગયો. ૩૪ ડેન્માર્ક, સ્વીડન, આઇસલૅંડ અને નૉર્વેમાં દેવતાઓના દેવને (Odin) ઓડિન કહેતા હતા. જેનો સૌથી પહેલો પુત્ર Thor થૉર હતો, ૩૫ એ ઉપરાંત તેઓ પોતાના રાજાઓ અને મોટા લડવૈયાઓને ખોદાના કે ઓડિનના દીકરા પોકારતા હતા, જેવી રીતે કે બાલડરને ૩૬ સાયમન, જાદુગર જે ખ્રિસ્તના જમાનામાંજ હતો. ૩૭ એપોલોનીસ, ચમત્કારની ઘણી વાતોમાં ખ્રિસ્ત જેવોજ હતો.



## આફ્રિકા ખંડમાં.

રૂહુલ કુદસ વડે, શબ્દથી, વગર બાપે જન્મેલા પુત્રોની લીસ્ટઃ—જેમ યુનાનવાળા ખોદાવંદ ખોદાને, જ્યુપિટર અને યુરોપવાળા ઓડિન કહેતા હતા; તેમ મિસર દેશવાળા તેને Ra રૉ અથવા Horus હોરસ કહેતા હતા. મિસર દેશના રાજાઓ એનાજ પુત્રો ગણાતા. ૩૮ પોતે રૉ અને ૩૯ હોરસ વગર બાપે જન્મેલા, ૪૦ ઇજિપ્ટનો પ્રખ્યાત રાજા થૉથમસ ૪૧ રાજા અમીનાતુ આસેફ ત્રીજો. ૪૨ રાજા રૅમીસસ ત્રીજો.

## અમેરિકા ખંડમાં.

રૂહુલ કુદુસ વડે, શબ્દથી, વગર બાપે જન્મેલા પુત્રોની લીસ્ટઃ—૪૩ યુઝલો પાકટેલી સુરજ કે સુર્ય દેવતાથી જન્મેલો; જેવી રીતે કે હિંદુસ્તાનના હિંદુઓમાં સૂર્યવંશીઓ સુરજથી અને ચંદ્રવંશીઓ ચાંદથી જન્મેલા કહેવાય છે. મસીહની પેઠે એ યુઝલો પણ આકાશપર ચાલ્યો ગયો અને સાથે પોતાની મા કાટલીકને પણ લેતો ગયો, પણ મસીહ તો પોતાની માને જમીનપરજ છોડી ગયા, માટે મસીહ કરતાં તે શ્રેષ્ઠ ગણાશે. ૪૪ કવેટઝેલ કૉટેલ એ પવિત્ર આત્માથીજ મસીહની પેઠે જન્મેલો, ૪૫ ઝોમા, ૪૬ ઓકીકા ૪૭ માન્કો કૅપેક, ૪૮ વાસી, ૪૯ ક્રવાકૉંપ, ૫૦ મેનીટાઉ. ૫૧ મેલ્ખી સેદેક અથવા મલેક સિદક (Melchisedec) રેવરંડજી ! (કંઇ ચોંકયા ખરા), ઉપર જણાવેલા ૫૦ નંબરોને માટે તવારીખી વાતો કહશો, પણ બાયબલ, નવો કરાર, હેબ્રીઓને પત્રના ૭ મા અધ્યાયની ૧ થી ૩ કલમના આ મોટા મલેકને માટે શું કહશો ? જેઓને માટે ૩જી કલમમાં છે કે “ તે બાપ વગરનો, મા વગરનો વંશાવળી વગરનો છે, તેના દહાડાનો આરંભ તથા આયુષ્યનો અંત નથી પણ દેવનાં પુત્રનાં જેવોજ છે, તે સદા યાજક

રહે છે." મસીહને તો મા છે વંશાવળી છે આરંભનો આયુષ્યનો અંત પણ છે, ત્યારે તમારી બાયબલે મસીહની પેદાશથી શ્રેષ્ઠ પેદાશવાળો અને રૂત્બામાં મસીહ જેવેજ (નહી તો 'દેવના પુત્ર The Son of god" શબ્દોજ ખોટા ઠરાવવા,) એક નમૂનો તમારી આગળ ઉભો કીધો તમને જોઇએ કે શ્રેષ્ઠતાનાં કાયદાની રૂએ તેને મસીહ કરતાં શ્રેષ્ઠ ગણી તેના પર વિશ્વાસ લાવો કેમકે ચમત્કારિક રીતે પેદા થવામાં મસીહથી તે દરેક રીતે ઉત્તમ છે. મસીહના જન્મ પ્રમાણે ચમત્કારિક જન્મે જન્મેલા પુત્રોના વર્ણનને રોમન એન્ટીકવીટી, મી૦ બુલની પેન્થાઇન, મી૦ મેડલટનની લેટર્ઝ ફ્રામ રોમ, મી૦ ડ્રેપરની કૉન્ફ્લિકટ, મી૦ હિગનની એનાપકલીસીસ ફ્લેસ્ટ્રેસ, મી૦ જાર્જ રાલીસનની એન્શંટ ઇજીપ્ટ, મી૦ બ્રોકની ઇજીપ્શન બિલીફ, મી૦ રીનાફની રિલીજીઅન ઑફ એનશંટ ઇજીપ્ટ, મી૦ ગારસી લ્રરસો ડી લા વેગાની કૉમેન્ટરીઓ રીયલ્સ, લાર્ડ કિંગ્સ્બોની મેક્ઝીકન એન્ટીકવીટીઝ, મી૦ સ્કાયરની સ્પ્રિટ સિમ્બૉલ, મી૦ થૉરેન્ટનની હિસ્ટ્રી ઑફ ચાયના, એશિયાટિક રિસર્ચ વિગેરે ચોપડીઓ પરથી લખાયલી Steps of Islam (સ્ટેપ્સ ઑફ ઇસલામ)ના બીજા ભાગપરથી મેં ઘણુંજ ટુંકમાં લખ્યું છે.

પછી રેવરંડજી લખે છે કે " ૨. મસીહની માને ખુદાએ કુર્આનમાં " અલઆલમીના ફદીલત અલનિસાઅ" આવો લકબ આપેલો છે. એટલે બધી ઓરતોમાં શ્રેષ્ઠ" રેવરંડજી! આ આયત લખીને તમે તમારૂં ભોપાળું જાહેર કીધું કે તમને કુર્આનમાં કયા શબ્દો છે અને તમે શું લખી રહ્યા છો તેની લગારે ખબર નથી, અને કુર્આનના શબ્દો કે અર્બી શબ્દોની ગોઠવણથી તમો જરાએ વાકેફ નથી તેમજ જે શબ્દો લખ્યા તેનાં અને "એટલે" દશ લખીને તેના જે અર્થો લખ્યા છે તેમાં જે ફરક છે તેનું તમને ભાન નથી તેના અર્થ તમારા લખ્યા પ્રમાણે એ થાય છે કે, " સઘળી દુનીયાઓ, મોટાઈ, સઘળી ઓરતોપર " " બધી ઓરતોમાં શ્રેષ્ઠ "ને ઠેકાણે તેના અર્થ એ થયા કે, " સઘળી દુનીયાઓને સઘળી ઓરતોપર મોટાઇ છે " એ તો હઝરત મરયમ (રદી)ની ભારે બેઅદબી કીધી કે, સઘળી દુનીયા કરતાં તેઓનો દરજ્જો ઘટાડી દીધો. એનું મુખ્ય કારણ એજ કે તમે ધોકો દેવા કુર્આનના શબ્દોમાં ફેરફાર કરી નાંખ્યો; એટલાજ માટે કઈ સુરતના કયા રકુઅમાં એ ફકરો છે તે તમે લખ્યું નથી.

જુઓ, ખરી આયત એવીરીતે છે:— "વસ્તફાક અલા નિસાઇલ આલમીન." (પારો ૩જો રકુઅ ૧૩મો) એટલે હઝરત ઇસુખ્રીસ્ત પોતાના જમાનામાં કઇ ઓરતને પેટે જન્મ લીએ, એને માટે ખોદાપાકે સઘળી દુનીયામાં તે વખતે જે ઓરતો હતી તે બધી ઓરતોમાંથી, ઓ મરીયમ! અલ્લાહપાકે તમને ચુંટી કાઢયાં છે;" એમાં તો ખોદાપાકની મહેરબાની દેખાડવામાં આવી છે કે બીજી કોઇ ઓરતને આ મહાન નબીના જમાનામાં તે નબીની મા બનાવવા માટે નહી ચુંટી કાઢતાં તમને ચુંટવામાં આવ્યાં; તેને માટે ઓ મરીયમ! તમે તે ખોદાપાકનો ઉપકાર માનો. એમાં કયે એ નથી કે સઘળા નબીઓની મા ઉપર એ મરીયમ! મેં તમને શ્રેષ્ઠતા દીધી, કારણકે તમે ઇસા (અલ)ની મા છો. બીજું એ આયાત લાવીને યાહુદીઓનો રદ કરવો ખુદાપાકને મંજુર છે કે, જેઓ તરેહ તરેહની ખોટી તોહમતો તેઓ પાક બીબીપર મુકતા હતા. રેવરંડજીને જોઇતું હતું કે એ બાબત મુસલમાનોના પેગંબર સાહેબનો અને કુર્આનનો ઉપકાર માને પણ તેના બદલામાં તેઓ

તેમની હલકાઇ દરેકરીતે કરવા ઉભા થયા છે. ઈ. અ. તઆલા દુનીયાં જોઇ લેશે કે એમાં કોની હલકાઇ થાય છે અને કોને માન મળે છે.

પછી રેવરંડજી ! લખે છે કે "પણ મોહંમદ સાહેબની માનું નામ સુધાં કુર્આનમાં આપેલું નથી." એનો તેજ જવાબ છે કે જે હઝરત મોહંમદ (સલ.)ના જન્મનું બ્યાન કુર્આનમાં નહીં હોવા માટે હું ઉપર લખી આવ્યો કે કુર્આન એ વંશાવળીની ચોપડી નથી; જેવો તમારો નવો કરાર છે.

બીજું કારણ એ છે કે હઝરત મસીહ (અલ)ને છોડી કોઇ બીજા એજ નામના માણસને લોકો મસીહ નહીં સમજીલીએ તેના રોકાણ અર્થે કુર્આનમાં આપની મા સાહેબાનું નામ લેવામાં આવ્યું; કે જેથી ઓળખાણમાં ફરક નહીં* આવે કે તેજ ઇસા મસીહ (અલ) કે જે હઝરત મર્યમ (રદી)ના દીકરા હતા, અને જેઓનો જન્મ બાપ વગર કુંવારી સ્ત્રીથી થયો હતો, અને તેથીજ માણસોના ચાલુ રિવાજ પ્રમાણે બાપના નામને ઠેકાણે આપની મા સાહેબનું નામ લેવાયું. કેમકે તેઓના નામ હામથી લોકો નહીં આપના જમાનામાં વાકેફ હતા અને નહીં તે અગાઉ. જો એમ કહો કે આપને માટે આગલા પેગંબરોનો ભવિષ્ય વાદ હતો, એ વાતને માની લઇએ તો પણ તે ભવિષ્ય વાદ કંઇ એવા અલંકારના શબ્દોમાં ભાખેલો હતો કે ખેંચી તાણીને આજે ઓગણીસ સો વર્ષથી ઇસાઇ વિદ્વાનો, તેનો સંબંધ હઝરત મસીહ (અલ) સાથે બેસાડવા માંગે છે છતાં તે સંબંધ બેસતો નથી. પણ તેથી ઉલટું જનાબ મોહંમદ પેગંબર સાહેબ (સલ)ને અને તેઓના સઘળા નબીયોના સરદાર હોવાને દરેક નબી પોતે ઓળખતા અને પોતાની કોમને આપ (સલ)ની પધરામણીની ખબર કરતા ચાલ્યા આવ્યા છે, તેમજ બાયબલના ભવિષ્યવાદ બહુજ ખુલ્લી રીતે તેઓને લાગુ પડી જાય છે.

પોતે તમારા ઇસુમસીહનું ફરમાન જુઓ "જો તમે મારાપર પ્રેમ કરોછો તો મારી આજ્ઞાઓ પાળશો." અને તે કઈ આજ્ઞાઓ છે તે સાંભળો "અને હું બાપની વિનંતી કરીશ ને તે તમને બીજો ૧ સંબોધક તમારી પાસે સદા રહેવા માટે આપશે. એટલે ૪ સત્યનો આત્મા, જેને જગત પામી નથી શકતું; કેમકે તેને તે દેખતું નથી ને તેને જાણતું નથી; (પણ) તમે તેને જાણો છો; કેમકે તે તમારી સાથે રહે છે, અને તમારામાં વસે છે." હવે એ બીજો કમફરટર કે ૨ દિલાસો દેનાર કે સંબોધક કે ૩ ઠાર કલીત કે પેરૅકલીટસ, જો પોતે મસીહ (અલ) હોય તો બીજાને મોકલવાનું કારણ શું સાંભળો "હું તમને સાચું કહું છું; મારૂં જવું તમને ગુણકારી છે; કેમકે જો હું જાઉં નહીં તો સંબોધક તમારી પાસે નહીં આવશે. પણ જો હું જાઉં તો હું તેને તમારી પાસે મોકલી દઇશ અને તે આવીને ૫ પાપ વિશે તથા ૫ ન્યાયીપણા વિશે તથા ૫ ન્યાય ઠરાવવા વિષે જગતને ખાત્રી કરી આપશે. પાપ વિષે કેમકે તેઓ મારાપર વિશ્વાસ કરતા નથી; ન્યાયીપણા વિષે કેમકે હું બાપની પાસે જાઉં છું અને તમે હવેથી મને નહીં જોશો; ન્યાય ઠરાવવા વિષે કેમકે આ જગતના અધિકારીઓનો ન્યાય ઠરાવાયો છે. હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે પણ હમણાં તે તમે ખમી શકતા નથી; તો

* મી. સ્કોટ કેથોલિકે "પોતાની કામેન્ટ્રી" ના પાના ૧૮૬માં એરીયન રાજાના વખતથી ઈ. સ ૧૬૯૨ સુધી ચોવીસ એવા માણસોનું વર્ણન લખ્યું છે કે જેઓએ ઇસુ મસીહ પછી ઇસુ મસીહ હોવાનો દાવો પણ કીધેલો તેમજ લોકોને પોતાના ઘણી તરેહના ચમત્કારો પણ દેખાડેલા.

પણ જે સત્યનો આત્મા, તે જ્યારે આવશે ત્યારે તે તમને ૬ સર્વ સત્યમાં દોરી જશે, કેમકે ૭ તે પોતાથી નહીં બોલશે; પણ જે કંઈ તે સાંભળશે તેજ બોલશે ને ૮ જે જે થનાર છે તે તમને કહી દેખાડશે. ૯ તે મને મહિમાવાન કરશે; કેમકે તે મારા વિષેનું લઇને તમને કહી દેખાડશે. જે બાપનાં છે તે ૧૦ સર્વ મારાં છે તે માટે મેં કહ્યું કે તે મારે વિષેનું લઇને તમને કહી દેખાડશે."*
(ઇ૦ સ૦ ૧૯૦૮ માં આયરિશ પ્રિસ્બીટેરીયન મિશન પ્રેસ સુરતમાં છપાયલી બાયબલના નવા કરારમાં યોહાનની લખેલી સુવાર્તા પ્રકરણ ૧૪ ની ૧૫મી ૧૬ મી વર્સ અને પ્રકરણ ૧૬ની ૭મી વર્સથી ૧૫મી વર્સ સુધી.)

પછી બીજે ઠેકાણે આપ ફરમાવે છે કે "પણ સંબોધક એટલે સત્યનો આત્મા જે બાપની પાસેથી નીકળે છે તેને હું બાપની પાસેથી તમારી પાસે મોકલી દઇશ. તે જ્યારે આવશે ત્યારે મારા સંબંધી ૧૧ શાહેદી આપશે; અને તમે પણ શાહેદી આપશો કેમકે તમે આરંભથી મારી જોડે છો." (પ્રકરણ ૧૫ની ૨૬મી૨૭મી વર્સ સુવાર્તા મજકુર.)

ઇસ્લામી બધા વિદ્વાનો અને ખાસકરીને ઇઝહારૂલ હક "ના રચનાર સાહેબ "નવીદે જાવીદ"ના રચનાર સાહેબ મજકુર સંબોધક કે કમ્ફર્ટરથી મતલબ હઝરત મોહંમદ પેગંબર સાહેબ (સલ્લ)ને લે છે. અને તેજ મતલબ બાયબલના મહાન ટીકાકાર (મોફ્સ્સિર) મી. હોર્ન, અને મહાન પ્રખ્યાત વિદ્વાન ગાર્ડફ્રે હેંગ્સ સાહેબે પોતાની "એપૉલોજીઝ"માં અને સરજ્યૉર્જ સેલ જેવા ધર્માંધ વિદ્વાને કુર્આનના પોતાના કરેલા તર્જુમામાં પણ કબુલ રાખ્યા છે. (જુઓ "ધી ઍટલ ઍરે" સુરતની નોટ પાનું ૪૧૦). જે સાહેબને એ માટે બંને પક્ષોનો વાદ-વિવાદ જોવો હોય તેઓએ "ઇઝહારૂલહક" કિતાબમાં કે જેનો ગુજરાતી અને અંગ્રેજી તર્જુમો પણ થયલો છે જોવો. સાબીત થઇ ગયું કે આવનારા સંબોધક, સત્યાત્મા, ઇસુ (અલ) પછી આવનાર નબી છે. જેઓની ઓળખાણ હઝરત ઇસાએ પોતાના શિષ્યોને સારીપેઠે કરાવી દીધી; તેથીજ આપે ફરમાવ્યું કે જગત તેઓને જેવીરીતે તમે જાણો છો તેવીરીતે જાણતું નથી; અને એ પણ સમજાવી દીધું કે જ્યાંસુધી હું આકાશમાં નહીં જાઉં; ત્યાંસુધી તેઓ આવશે નહીં; આવીને કયાં કયાં કામો કરશે, તે સમજાવી દીધાં, કે યાહુદીઓની મારી વિશે જે શંકાઓ છે તે દૂર કરશે અને પ્રિસ્તિઓએ મારા પર વિશ્વાસ કરવામાં જે જે ભૂલો કીધી

---

*બાયબલના મજકુર ટૂંક લખાણમાં હઝરત મોહંમદ (સલ)નાં નીચે પ્રમાણે ગુણો ખૂલ્લા શબ્દોમાં ગવાયલાં ઇન્સાફની નજરે જોનાર અને ઇન્સાફના કાનોવતિ સાંભળનારને જણાઇ આવે છે અને સંભળાઈ આવે છે:—૧ ખતીબ (લોકોને પોકારીને સાચી વાતો સૂચવનાર), ૨. દિલાસો દેનાર (કે ગુનેહગારો ખોદાની રહમતથી નાઉમેદ થાય નહીં). ૩. મોહંમદ (બને જહાનમાં જેના વખાણો થાય), ૪. રૂહુલ હક (સચ્ચાઇની રૂહ એટલે આપની દરેક વાત સચ્ચાઈની રૂહ બિલકુલ સાચી છે) ૫. અદલ, પાપ અને ન્યાય એટલે દરેક વાતનો ફેસલો આપ તફસીલ સાથે લોકોને શીખવશે. એ ત્રણે બાબતોની તફસીલવાળી લીસ્ટ જેવી ઇસ્લામમાં છે તેવી દુન્યાના કોઈપણ ધર્મમાં નથી. ૬. કામેલ હિદાયતવાળા (એટલે જે ધર્મ તરફ આપ દોરે છે તે સર્વ સત્યજ છે. ૭ રસૂલ દીનીવાત વહીથીજ બોલનારા (વન્નજમની સુરત ૧ લો રૂકુઅ). ૮ ભવિષ્યવાદિ એટલે નબી (બાયબલના મહાવરામાં નબીને ભવિષ્યવાદીજ કહે છે). ૯ દરેક નબીને માનનારા અને દરેકની તારીફ કરનારા (સૂરએ બકરનો છેલ્લો રૂકુઅ.) ૧૦ હઝરત ઇસા મસીહના (તેમજ બધા નબીયોના વ્હાલા પ્યારા. ૧૧. દોજહાનમાં પેગમ્બરો અને ઉમ્મતીયો પર આપ શાહેદી દેનાર છે (વયકુનર રસુલો અલઅકુમ શહીદા. ૨જા પારાનો ૧લો રૂકુઅ.)

છે તે સુધારશે કેમકે હું કહું છું કે હું ખોદાનો બંદો છું પણ તેઓ કહે છે કે ઇસુ ખોદાનો દીકરો છે (નવો કરાર યોહાન ૧ અધ્યાય ૫-૬ કલમ); તો તેઓએ બેશક મારા ફરમાનો પર વિશ્વાસ કીધોજ નહીં. ન્યાયી પણ વિષે ખાત્રી કરશે કે યાહૂદીઓ કહે છે અમે ઇસુને કતલ કીધો • છે અને ખ્રિસ્તિઓ કહે છે કે ઇસુ શૂળીએ ચઢાવવામાં આવ્યો છે. એ બે વાતોનો ખાત્રી પૂર્વકન્યાય તે એજ કરશે કે બનેનું માનવું ખોટું છે જે ખરેખરા ઇસુ ખ્રિસ્ત (અલ) હતા તેવણુને તો આકાશ-પર ઉઠાવી લેવામાં આવ્યા. તેટલાજ માટે તો હઝરત ખ્રિસ્તે ફરમાવ્યું કે તમે હવે મને નહીં જોશો. અને ન્યાય ઠરાવાયો એટલે દરેક અધિકારી માટે કાયદા કાનુન, કુર્આન અને હદીસોથી મુકરર કરવામાં આવી ચૂકયા; હવે કોઇ માણસ પોતાની અકલથી દીનમાં કોઇ પણ કામ વધારી શકતો નથી. પછી હઝરત ખ્રિસ્તે કહ્યું હજી ઘણી વાતો એટલે ધર્મની વાતો મારે તમને કહેવાની છે જે નોસુંરતને પૂરી કરનાર નબીજ કેહશે અને ધર્મના સાચા રસ્તા તરફ દોરી જશે એ શબ્દોથી સાફ દે-ખાય છે કે આગલા સઘળા નબીઓ (અલ)ની શરીઅત કે ધર્મ શાસ્ત્ર અપૂર્ણ (નાકેસ) હતાં જેને આપે (સલ) કામેલ (સંપૂર્ણ) કીધાં, વળી તે નબી જે કંઇ હોકમ આપશે, તે વહીથી સાંભળીનેજ આપશે, પોતાના તરફથી એક તલ બરાબર પણ વધઘટ કરશે નહીં. વળી હઝરત ખ્રિસ્ત ફરમાવે છે કે તે મને મહિમાવાન (ઇજ્જત વાળો) કરશે. કુર્આન અને હદીસમાં હઝરત ઇસા (અલ) અને આ-પની મા સાહેબા માટે કેવો શ્રેષ્ઠ મહિમા ગ-વાયલો છે તેનો એક નમૂનો તો રેવરંડજીનો આ મુસલમાનો માટેનો ટ્રેકટ પોતે મોજૂદ છે. બીજો નમૂનો એક પાદરી સાહેબ સફદર અલી જેઓ રેવરંડજી જેવાજ દેશી અને કાળા રેવરંડ હતા તેઓ પોતાની કિતાબ નયાઝનામા-ના પાના ૬-૭ માં લખે છે કે " અગર જો કુર્આન અને હદીસોમાં પવિત્ર શાસ્ત્ર એટલે તોરેત અને ઇન્જીલ અને (બીજા) મહાન નબીઓના પુસ્તકોને સાચા અને અલ્લાહનો કલામ (વચન) જાહેર કરવામાં આવ્યો છે, અને ઘણે ઠેકાણે તેને એવી સારી રીતે સાચા ઠેરવ્યા છે અને એવા ચઢિયાતા શબ્દોમાં તે-ઓની મોટાઇ, સંપુર્ણતા સાચો માર્ગ દેખાડ-વાનું શિક્ષણ અને સંપુર્ણતાનાં વખાણો લ-ખેલાં છે કે જેના કરતાં વધારે ઉત્તમ (બીજા કોઇ લિખાણો હોઇ શકે તેમ) વિચારવામાં એ આવી શકતા નથી, પણ એ બધું એ હોવા છતાં તેજ કુર્આન અને હદીસો તેજ કિતાબોથી વિરૂદ્ધ છે." (એ પાદરીજીની અકકલની ખુબી છે, કારણકે કુર્આન અને હદીસો જે વિરૂધ્ધતાઓ દેખાડી રહ્યાં છે; તે તમારી હાલની અસંખ્ય ફેરફારવાળી બાયબલ માટે છે, નહીં કે અસલી બાયબલ માટે.) સુબ-હાનલ્લાહ! કેવો એકરાર છે!! "જાદુ-વોહજો સરપે ચઢકે બોલે," પણ અફસો-સ છે! બેઇન્સાફ ઇસાઇઓપર અને તેઓના અન્યાયી રેવરંડોપર કે મુસલમાનોના ખોદાનો મુસલમાનોના પેગંબર (સલ)નો મુસલમા-નોના કુર્આનનો અને હદીસોનો તેઓપર તેઓના પેગંબરપર, તેઓની અસલી કિતા-બોપર, અને તેઓના ધર્મપર આવો અને આટલો બધો ઉપકાર હોવા છતાં તેઓ મુસ-લમાનો માટે તેઓના ખોદા માટે, પેગંબર માટે, તેઓના કુર્આન, અને હદીસો માટે જેટલું બોલાય અને લખાય તેટલું જુઠું અને ભુંડું બોલે છે અને લખે છે. જેનો બદલો મુસલમાનોએ વાળે છે કે, તેઓને "અહલે કિતાબ"ના મહાન એલકાબથી બોલાવે છે, તેઓના નબીઓપર, અને કિતા-બોપર ઇમાન કે વિશ્વાસ લાવવાને ફરજ ગણે છે, તેઓના નબીઓપર વલીઓપર સવાર સાંજ પોતાની નમાઝોમાં અને નમાઝો બહાર

દોસ્દો અને સલામો મોકલે છે, અને તેઓ માટે એક પણ બેઅદબી કે તિરસ્કારના શબ્દ બોલનારને કાફિર ગણે છે. રેવરંડજી! હવે ક્યા દીનને પ્રિતીની નજરથી જોશો તે તમારા ખરા અંતઃકરણથી કહેશો કે?

મતલબ એ કે જે નબી (સલ) એવા પ્રખ્યાત અને જાણીતા હોય કે જેઓને વાસ્તે પોતે ઇસુ ખ્રિસ્ત (અલ.) ફરમાવે કે "Here after I will not talk much with you for the prince of this world cometh, and hath nothing in me." (ઇ. સ. ૧૮૦૪માં સ્થપાયલી બ્રિટિશ એંડ ફૉરીન બાયબલ સોસાયટી લંડન તરફથી છપાયલી બાયબલમાં, યોહાનની સુવાર્તાના ૧૪મા પ્રકરણની ૩૦મી વર્સ.) એટલે હવેથી તમારી જોડે હું ઘણી વાતો નહીં કરીશ, કેમકે આ જગતનો શાહજાદો આવે છે; ને મારામાં તેનું કંઇએ નથી, તેઓની મા સાહેબા આ જગતની મહારાણીજી સાબેત થયા વિના રહે નહીં કારણકે શાહજાદાની મા તે મહારાણીજ હોય તેઓને કોણ નહીં ઓળખતું હશે! એ કારણો છે કે જેથી આપ (સલ)ની મા સાહેબાનું નામ કુર્આનમાં આપવાની જરૂર જણાઈ નથી. જેવી રીતે કે બ્રિટિશ રાજ્યમાં આલા અદના બધાંએ રાજા અને રાણી અથવા The King and the Queen કહેવાથી કે લખવાથી સમજી જાય છે કે પાંચમા જ્યોર્જ રાજા અને મેરી રાણી સાહેબા, એની મતલબ છે. જરૂર વગર દરેક ઠેકાણે લખાણોમાં કે બોલવામાં તેઓ બંનેનાં નામો લેવાને દરેક ભણેલો સમજુ માણસ, બેવકુફાઈ કે જહાલત ગણશે તેવીજ રીતે મકકા મદીનામાં આપ (સલ)ની મા સાહેબા એટલાં બધાં પ્રખ્યાત હતાં કે ફક્ત હઝરત મોહંમદ (સલ)ની મા સાહેબા કહેવાથીજ નાનાં મોટાં બધાંએ ઓળખી લેતાં કે તેની મતલબ હઝરત આમેના (રદી) છે.

પછી એજ ૩જા પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે કે "તેમજ તે પોતે ઇમાનદાર હતાં તે વિષે ઘણા મુસલમાન કાયલ નથી. આ રીતે પણ મસીહ ઇબ્ને મરિયમ હઝરત મહંમદ કરતાં શ્રેષ્ઠ ઠરે છે." જે સાચા નબી અને ઇસુ મસીહ (અલ)ને મહિમાવાન કરનાર રસૂલે, ઇસાઇઓપર આટલા બધા ઉપકારો કીધા હતા. તેઓનીજ મા સાહેબાને, રેવરંડો કાફિર ઠેરવવા નીકળી પડયા છે. વાહરે! મિશનના નિમકહલાલ વાહ! ઉપકાર કરનારની સાથે એવીજ રીતે બદલો વાળશો! એ તમારી ભૂલ નથી ખ્રિસ્તિ ધર્મની કંઇ અસરજ એવી છે. ત્યારેજ તો ખ્રિસ્તને એકલો મૂકી પોતે શિષ્યો ન્હાસી ગયા હતા અને તેના અપાર ઉપકારને તદન ભૂલી ગયા હતા. જ્યારે શિષ્યોની એવી હાલત હોય તો રેવરંડોનું પૂછવુંજ શું!

ખરી વાત જનાબ નબી (સલ.)ના મા અને બાપ માટે એટલીજ છે કે મજકુર બંને સાહેબો આપ (સલ.)ને ઘણી નાની ઉમરના છોડી ગુજરી ગયા હતાં. દરેક નબી જ્યારે પોતાની ઉમ્મત પર એટલો બધો મેહેરબાન હોય છે કે તેઓનાં સખતમાં સખત ઇજાઓ અને અપમાનોને સહન કરીને પણ તેઓ માટે હંમેશ આશીર્વાદો (દુઆઓ) માંગે છે ત્યારે પોતીકાજ મા બાપને માટે તો તેના સૌથી વધારે માયાળુ મનમાં કેટલી બધી પ્રીતિ હશે! તેથીજ આપે (સલ.) અગાઉ બે ત્રણ વખત એ બાબત કોશિશ કીધેલી કે તેઓ બંનેને માટે ગુનાહોની માફી ચાહે; પણ એ બાબત માટે ખોદાપાક તરફથી પરવાનગી નહીં મળી. તેવી આયતો અને હદીસો પરથી કે જેમાં આપને દોઆ માંગવાની પરવાનગી નહીં મળવાનું બયાન છે. કેટલાક ઇસ્લામી વિદ્વાનોએ એવી કલ્પના કીધી કે તેઓને તેઓના ગુનાહોની માફી મળી હશે નહીં. અને એમ માન

વામાં કંઇ હરકત નથી કારણકે નબીનાં મા-બાપ બેગુનાહજ હોય એ કંઇ જરૂરતું નથી, અને તેથી નબીની નોબુવ્વત કે માનમાં કંઇ પણ હરકત આવતી નથી. જેવી રીતે કે હઝરત ઇબ્રાહીમ (અલ)ના બાપ આઝરને પોતે હઝરત ઇબ્રાહીમે (અલ) નોબુવ્વત મળ્યા પછી જીવતા જીવત બુતપરસ્તી છોડવાને સમજાવ્યું પણ તેણે માન્યું નહીં જેનું બયાન કુર્આનમાં છે, અને તેથી હઝરત ઇબ્રાહીમ (અલ)ના માનને જરાએ ડાઘો લાગ્યો નહીં. વળી બીજી વાત એ છે કે અમુક માણસ, મુસલમાન મર્યો કે કાફિર એવી રીતે અકીદો રાખવો ઇસલામી દીનમાં કોઇ જરૂરી વાત નથી કે જેને માટે ભારે ખોળ તપાસ કરવીજ જોઇએ. એવા લખાણો પરથી લોકો એમ સમજ્યા કે તેઓ એ વાતને માનનારા હતા કે નબી (સલ.)નાં માબાપ ઇમાનવાળાં નહીં હતાં.

એવા આલિમો માત્ર ચાર પાંચજ છે કે જેઓને માટે રેવરંડજી લખે છે કે "તે વિષે ઘણાં મુસલમાન કાયલ નથી." એ માત્ર રેવરંડજીનો ધોકો છે. હવે બીજા આલિમો કહે છે કે શરૂઆતમાં દોઆને માટે એમ રોકાણ કરવામાં આવેલું પણ બીજી તે વખત પછીની માતબર હદીસોપરથી જણાય છે કે પાછળથી જ્યારે જનાબ નબી (સલ) એ બાબત દલગીર થવા લાગ્યા ત્યારે તે રોકાણનો હુકમ બદલીને ખોદા પાકે આપ (સલ)ની દોઆથી આપ (સલ) નાં માબાપને ફરીથી સજીવન કીધાં કે જેથી તેઓ પોતાના આગલા ઇમાન સાથે આપ (સલ) પર પણ ઇમાન લાવી આખેરતનો પૂરો સવાબ હાસેલ કરે. અને તેવીજ માતબર હદીસોને લીધે કે જેઓનું સનદ સાથેનું બયાન નીચે લખેલી કિતાબમાં છે, ઇસલામી ધર્મના મહાન વિદ્વાનો અને આલિમોનું આ મોટું ટોળું માને છે કે આપ (સલ)ની દોઆથી તેઓ મર્યા પછી જીવતાં પણ થયાં હતાં અને ઇમાન પણ લાવ્યાં હતાં જે મહાન ટોળામાંના કેટલાક પ્રખ્યાત આલિમોનાં નામો અહીં લખું છું કે જેઓને આખી ઇસલામી દુન્યા ઓળખે છે. (૧) હાફિઝ અબૂબકર ખતીબ બગદાદી, (૨) હાફિઝ અબુલ કાસિમ ઇબ્ને અસાકિર (૩) હાફિઝ અબુહફ્સ ઇબ્ને શાહીન, ૪ હાફિઝ અબુલ કાસિમ સોહયલી (૫) હાફિઝ ઇમામ કરતબી (૬) હાફિઝ મેહિબ્બોદદીન તબરી, (૭) હાફિઝ નાસિરૂદદીન ઇબ્નલ મોનીર, (૮) હાફિઝ ફતહુદદીન બિન સૈયદુન્નાસ, (૯) શેખ સલાહુદ્દીન સફદી (૧૦) શમસુદદીન બિન નાસિરૂદદીન દમિશ્કી (૧૧) હાફિઝ ઇબ્ને હજર (૧૨) હુજ્જતુલ ઇસલામ ઇમામ ફખરૂદદીને રાઝી (૧૩) ઇમામ જલાલુદદીન સયુતી (૧૪) હુજ્જતુલ ઇસલામ હઝરત ઇમામ મોહંમદ ગઝાલી (૧૫) ઇમામ શરફુદીન બુસેરી (૧૬) ઇમામ કસ્તલાની (૧૭) ઇમામ ઝુરકાની વિગેરે. એ બધા લખાણપરથી એમ જણાય છે કે જે ઇસલામી વિદ્વાનો એમ લખે છે કે તેઓ ઇમાન લાવ્યાં નહતાં તેઓની મતલબ એ છે કે જનાબ પેગંબર મોહંમદ (સલ) પર ઇમાન લાવ્યાં ન હતાં કારણ કે તે વખતે પોતે પેગંબર સાહેબ એટલા સગીર વયના હતા કે તેઓ પેગંબર છે કે થવાના છે એનો વિચાર પણ તેઓને આવ્યો નહતો અને એટલામાં તો તેઓ ગુજરી ગયાં હતાં. પણ ખ્રિસ્તિઓ અને યાહૂદીઓ અને ઇસલામીઓને એકેમતે તે બંને સાહેબો મૂર્તિપૂજક, ખ્રિસ્તિ કે યાહૂદી તો નજ હતાં, પણ દીને ઇબ્રાહીમ (અલ.) પર ચાલનારાં અથવા તો માત્ર ખોદાપાકને માનનારાં હતાં. બીજું ટોળું ઉપલી વાતોને માની માત્ર એટલોજ વધારો કરે છે કે હઝરત પેગંબર (સલ) ની દોઆથી પછી તેઓ જીવતાં કરવામાં આવ્યાં અને તેઓને ખબર કરવામાં આવી કે તમારા મુબારક પૂત્ર પણ નબી છે એ સાંભળી તેઓ ઇમાન લાવ્યાં. જુઓ હુજ્જતુલ્લાહે અલલ

આલમીન, ફી મોઅજિઝાતે સૈયેદુલ મુર્સલીન (સ. અ સ ) પાનું ૪૧૩)

રેવરંડજી લખે છે "૩ મસીહની પેદાશ વખતે એક સૂકા ઝાડે લીલાછમ થઇને ફળ આપ્યાં એક ચશ્મો એટલે ઝરણુ જારી થઇ ગયું." રેવરંડજી! કુર્આનથી દરેક વાત સાબેત કરવાનો મુસલમાનોને તો તમે જબરીયાત હુકમ કરો છો પણ પોતે જે વાત કુર્આનમાં છે એમ લખો છો તે કુર્આનની હોતી નથી એનું શું કારણ? તમે સૂરએ મર્યમ રૂકુઅ બીજાનો હવાલો લખેલો છે પણ તેમાં તો માત્ર એટલુંજ છે કે "ખજૂરના ઝાડને તેની જડ પકડીને પોતાની તરફ નમાવ તો તારાપર તાજી અને પાકી ખજુરો ઝાડપરથી પડશે (તેઓને) તું ખા અને પાણી પી અને (તારા બચ્ચાંને જોઇ) તારી આંખોને ટાઢી કર." એમાં સુકા ઝાડનું લીલાછમ થવું ઝરણનું નિકળવું કંઇ પણ નથી. એવાં જુઠાણા કુર્આન જેવી પ્રસિદ્ધ કિતાબના લખાણો માટે ઘડી કાઢતાં રેવરંડોને શરમ નહી આવવાનું કારણ એ જણાય છે કે પોતાના ધર્મને માટે જૂઠું બોલવું અને ધોકો દેવો એ ખ્રિસ્તિઓમાં સવાબનું કામ (પુનઃ) ગણાય છે.

ઇસાઇઓમાં ધર્મને માટે જૂઠું બોલવું કયારથી પુનઃ ( સવાબનું કામ ) ગણાવવુ શરૂ થયું તેને માટે ઇ. સ. ૧૮૩૨માં છપાયલા પોતાના ઇતિહાસના પેહલા ભાગના ૬૫મા પાનામાં મી૦ મોસેમ જેવો પ્રખ્યાત વિદ્વાન લખે છે કે "ટૅલેમો ( અફલાતૂન ) અને પૈથાગોરસ ( ફીસાગોરસ હકીમો ) ના મતપર ચાલનારાઓમાં એ વચન પ્રખ્યાત થયલું હતું કે ખરો મત તેમજ ખોદાપાકની બંદગી વધારવા માટે જૂઠું બોલવું તેમજ ધોકો દેવો ફકત દુરસ્ત છે એટલુંજ નહીં પણ તે વખાણવાને લાયક કામ છે. એ વચનનો અંગીકાર ઇસા મસીહ (અલ) ( ની નોબુવ્વત ) પેહલાં મીસર દેશના યાહુદી લોકોએ કીધો, જેની સાબેતી પુરાના ઘણા પુસ્તકોથી મળે છે. ત્યારપછી આ ખરાબ કૉલેરાની અસર ખ્રિસ્તિઓમાં આવી કે જેઓએ ઘણી ખોટી વાતો પોતાના આગેવાનોને નામે ફેલાવેલી; જે બાબત ઘણા પુસ્તકોથી સાબેત થાય છે " (ઇઝહારૂલ હુક ભા. ૨ પા. ૧૦૪)

હું કહું છું કે યુનન દેશના મજકુર હકીમોને અને મીસર દેશના યાહુદીયોને તો કોરે મૂકો પોતે સત્યવાદી પાઉલ મહારાજે નવા કરારમાં એ વાતની પરવાનગી આપી છે:—' પણ જો મારી જૂઠથી દેવનું સત્ય, તેનાં મહિમાને સારૂ, વધારે પ્રગટ થયું, તો હજુ સુધી મારો પણ ન્યાય. અપરાધી તરીકે કેમ કરવામાં આવે છે?' એટલે ધર્મને માટે જૂઠું બોલવા થકી ખોદાપાકની મોટાઇ તેની સચ્ચાઇ માટે વધારે જાહેર થાય તો જૂઠું બોલવા માટેનો ગુન્હો લોકો મારાપર કેમ લાગુ પાડે છે. ( રૂમીયોને પત્ર અધ્યાય ૩ ની ૭મી કલમ ). ઇસા મસીહ ( અલ ) અને ખોદાપાક માટે જૂઠું બોલવાનો એકરાર પોતે ઇસુ મસીહ ( અલ ) ના એક એવા શિષ્ય કે સહાબીને મોઢે કે જેના વચનોપર ઇંજીલનો ધર્મકાનૂનનો બલકે આખા ખ્રિસ્તિ ધર્મનો આધાર છે, વાંચકો! આપે જોઇ લીધો ?

એઓ સાહેબ ધોકો દેવા પેટ ભરીને જૂઠું બોલવા માટે હર વખત કેવા તૈયાર રેહતા હતા તેનો એકરાર ઉપલી કલમ કરતાંએ વધારે અજાયબી પમાડનાર નીચે પ્રમાણે છે "યહુદીઓને પ્રાપ્ત કરવા સારૂ હું યહુદીઓમાં યહુદી જેવો થયો; નિયમાધિનોને પ્રાપ્ત કરવા સારૂ હું નિયમાધિન જેવો; નિયમરહિતોને પ્રાપ્ત કરવા સારૂ નિયમ રહિત જેવો થયો; દેવને તો નિયમ રહિત નહીં પણ ખ્રિસ્તને નિયમ સહિત; અબળોને પ્રાપ્ત કરવા સારૂ અબળોની સાથે હું અબળ જેવો થયો હરેક-

રીતે કેટલાએકને તારવા સારૂ સર્પની સાથે સર્પ જેવો થયો." (કરીંથીઓને ૧લો પત્ર અધ્યાય ૯ કલમ ૨૦થી ૨૨) માત્ર પોતાની ધર્મ આગેવાની મનાવવા માટે એઓ સાહેબ યાહુદીઓમાં યાહુદી, શરીઅતપાળનારાઓમાં શરીઅતપર ચાલનારા અને તેને છોડનારાઓમાં બેશરીઅત, કમજોરોમાં કમજોર મતલબ એકે "જેવો દેશ તેવો વેશ" ધારણ કરનાર હતા, અંદરખાને કોણજાણે કોણ હતા, એવા આગેવાનના તાબેદારો ધર્મ માટે કઇ ચીજ બાકી રાખતા હશે અને કંઈ ચીજ બાકી રાખી હશે તે પોતે વાંચકો વિચારી લેશે મારા લખવાની જરૂર નથી. રેવરંડજી! મુસલમાનોને એવાજ સત્ય ધર્મ તરફ જરૂર નોતરતા રેહશો.

રેવરંડજી! જો મજકુર વાતોને કોઇ ચમત્કાર ગણુશે તો જનાબ મોહંમદ પેગંબર સાહેબ (સલ.)ને માટે આપની પેદાશ વખતે જે ચમત્કાર એના કરતાં શ્રેષ્ઠ જાહેર થયો તે સાંભળો. મવાહેબે લદુન્નીયામાં છે કે હાફિઝ અબુસઈદ નેશાપુરીએ અબુબકર બિન અબી મર્યમથી અને તેઓએ સઇદ બીન ઓમર અનસારીથી, તેઓએ પોતાના બાપથી અને તેઓએ યાહુદીઓ અને ખ્રિસ્તિઓના મહાવિદ્વાન હઝરત કઅબુલ અહબારથી, જેઓ હઝરત ઉમર બીજા ખલીફા (રદી.)ના જમાનામાં મુસલમાન થયા હતા, રિવાયત કીધી છે કે જ્યારે પણ કુરેશ ખાનદાનવાળાઓના ગામોમાં વરસાદ નહીં વરસતો ત્યારે તેઓ પેગંબર સાહેબ (સલ.)ના (બાવા સાહેબ હઝરત અબદુલ્લાહને અથવા તો) દાદા સાહેબ હઝરત અબ્દુલ મુત્તલિબને સાથે લઇ સબીરના પહાડ પર જતા અને તેઓના વસીલા (પ્રતાપ)થી ખોદાપાક આગળ પાણી વરસવાની દોઆ કરતા ત્યારે જનાબ પેગંબર સાહેબનો નૂર જે હજી તેઓના શરીરમાં સચવાયલો હતો તેની બરકત (પ્રતાપ)થી ખોદાપાક જોઇએ તેટલો સારો વર્સાદ મોકલતો." હવે જુઓ અને વિચારો કે જેમ તમારા લખાણ અને માનવા પ્રમાણે જનાબ ઇસુ ખ્રિસ્ત (અલ.) પેટમાં હતા તેની બરકતથી સુકું ઝાડ લીલું થઇ તેણે ફક્ત બીબી મર્યમને ફળો આપ્યાં અને ઝરણ વહેતું થઈ માત્ર બીબી મર્યમની તરસ તેણે મટાડી પણ ઉપલા મોજિઝામાં તો પેગંબર સાહેબની બરકતથી દુકાળને લીધે જે લાખો ખજુરીઓ સુકાઇ ગઇ હતી, કેમકે અરબ દેશમાં મોટે ભાગે લોકોનું ગુજરાન એજ ઝાડપર છે અને એજ ઝાડો ત્યાં પુષ્કળ થાય છે, તે કરોડો ઝાડો લીલાછમ એકજ વખત નહીં પણ ઘણી વખતે પેગંબર (સ. અ. સ.)ના બાવા સાહેબ અને દાદા સાહેબના જમાનામાં થયાં અને કરોડો મણ ખજુરો તેના પરથી ઉતારવામાં આવી અને લાખો ઝરણો વહી જઇ હજારો તરસ્યા માણસોની અને બીજાં પ્રાણીઓની તરસ તેઓએ મટાડી. રેવરંડજી! કહો હવે કોનો ચમત્કાર શ્રેષ્ઠ ગણાશે?

પછી રેવરંડજી ૩જા પેરેગ્રાફમાં લખે છે કે "અને સુરા મરિયમ ર૬. ૨. પ્રમાણે મરિયમને શાંતિ આપવા સારૂ ફિરસ્તા ઉતરી આવ્યા. પણ હઝરત મહંમદની પેદાશ વખતે કોઇ મોજઝો થએલો કુરાનમાંથી મળતો નથી! માટે આ વાતમાં ઇબ્ને મરિયમ, ઇબ્ને આમનાથી મોટા ઠરે છે." હું ઘણે ઠેકાણે લખી આવ્યો છું કે માત્ર કુર્આનમાં કોઇ બાબતનું નહીં મળી આવવું એ વાત સાબિત કરતું નથી કે ઇસ્લામી બીજી દલીલોમાં પણ તે વાત નથી. વળી એવી વાતો કુર્આનમાં કેમ નથી તેનાં કારણો પણ પાના ૨૭ માં ઘણી સ્પષ્ટ રીતે જણાવી આવ્યો છું તેથી ફરીથી તેને લખવાની જરૂર નથી. આ ઠેકાણે ઇસ્લામની બીજા નંબરની દલીલ હદીસોથી સાબેત કરૂં છું કે બેશક હઝરત મોહંમદ પેગંબર સાહેબ

(સલ)ની મા સાહેબા હઝરત આમેના (રદી,) ને આપ (સલ)ના જન્મની ખુશખબર, અને શાંતિ પણ ફિરિસ્તાઓએ આપેલી અને તે ઉપરાંત આપના જન્મ વખતે હઝરત આમેના (રદી.)એ એવા એવા ચમત્કારો જોયા કે તેમાંથી એક રજકણ જેટલો ચમત્કાર હઝરત મર્યમે (રદી) ઇસુ મસીહ (અલ)ના જન્મની વખતે જોયલો, નહીં ખ્રિસ્તિઓમાં સારી સનદે વર્ણવેલો જોવામાં આવ્યો અને નહીં મુસલમાનોની કિતાબોમાં તેનું કાંઇ તરેહનું બયાન છે. હવે તે ચમત્કારો ગણાવું છું કે જે હઝરત મોહંમદ પેગંબર (સલ)ના જન્મ મોબારક વખતે જાહેર થયલા છે.

૧. ઇબ્ને સઅદે (તબકાત નામની પોતાની પ્રખ્યાત કિતાબમાં) ઝોહરી (રદી.)થી રિવાયત કીધી છે કે હઝરત આમેના (રદી.)નું ફરમાવવું છે કે તેઓ ગર્ભવંતી (હામેલા) થઈ ત્યારથી, આપ (સલ) જન્મ્યાં ત્યાં સુધી, (બીજી ઓરતોની પેઠે) તેઓને પેટમાં કાઇપણ તરેહનો બોજો કે ઇજા જરાએ જણાઇ નહીં, ૨. અબુ નોઐમે હઝરત બરીદઃ અને ઇબ્ને અબ્બાસથી રિવાયત કીધી છે કે હઝરત આમેના (રદી.)એ સ્વપ્નામાં જોયું કે તેઓને કોઇ (ફિરિસ્તા)એ કહ્યું કે "તમારા ગર્ભ (હમલ) માં તેઓ છે કે જેઓ સઘળી મખલુક (સૃષ્ટ) માં સૌથી ઉત્તમ અને બેજહાંનોના સરદાર છે જ્યારે તમે તેઓને જન્મ આપો ત્યારે તેઓનું નામ મોહંમદ અને અહમદ ( સલ ) રાખજો, ઇત્યાદિ." વાકેદીની રિવાયતમાં આટલો વધારો છે કે મજકુર ખુશખબર કે શાંતિ આપવા એક આવનાર ( ફિરિસ્તો ) મારી પાસે એવે વખતે આવ્યો કે હું કંઇ સૂતેલી હતી નહીં. અને તેજ આવનાર ( ફિરિસ્તો ) આપના જન્મ વખતે પણ મારી પાસે આવ્યો અને મને કહ્યું કે બોલ "ઓઇઝોહુ બિલ વાહિદ, મિન શર્રે કુલ્લે હાસિદ." આ રિવાયતથી સાબેત થઇ ગયું કે ઉપલી રિવાયતમાં સ્વપ્નાનો જે શબ્દ છે તેની મતલબ ઉંઘતું સ્વપ્નું નથી પણ કશ્ફ છે કારણ કે પાછા તેજ ફિરિસ્તાને હઝરત આમેનાએ બીજી વખતે જોયો અને તેની સાથે વાતચીત પણ કીધી. કેમ રેવરંડજી ! ફિરિસ્તાઓએ કેવી શાંતિ આપી ? અને તે ઉપરાંત એક દોઆ પણ શીખવી જે હઝરત મરિયમને શીખવી હતી નહી. મજકુર દોઆના અર્થ એ છે કે "દરેક અદેખાઇ કરનારની ઇજા ફિતૂરથી તે (બાળક)ને એક ખોદાની રક્ષા અને સંભાળમાં સોપું છું," હું ધારૂં છું પાદરીઓના રદમાં ઇસલામ તરફથી જે કંઇ લખાય છે એ પણ મજકુર દોઆનીજ અસર છે.

૩ બેહકી અને અબુનોઐમે હઝરત હસ્સાન બિન સાબિત (રદી.) થી રિવાયત કીધી છે કે જે રાતે આપ (સલ) નો જન્મ થવાનો હતો તે રાત્રીએ એક એવો તારો જાહેર થયો કે જેને જોઈ યાહૂદીઓના એક વિદ્વાને શોરબકોર કરવા માંડયો કે એ તેજ તારો છે કે જેની સાથે આપનો જન્મ પણ આજનીજ રાત્રે થવો જોઇએ. ૪ બેહકી, તબરાની, અબુનુઐમ અને ઇબ્ને અસાકિરે હઝરત ઉસ્માન બિન અબિલઆસ (રદી.) થી રિવાયત કીધી છે કે આપ ( સલ ) ના જન્મ વખતે તેઓની મા ( રદી) હઝરત આમેનાની પાસેજ હતી. જેણે ઘરની દરેક ચીજને નૂરથી ચળકતી જોઈ, અને તારાઓને તે ઘરપર એટલાતો પાસે લટકી આવેલા જોયા કે તે બીધી કે રખેને તારાઓ તેનાપર ટૂટી પડશે અને જ્યારે આપ ( સલ ) જન્મ્યા તે વખતે તેને ઘરમાં નૂર ( પ્રકાશ ) સિવાય બીજું કંઈ દેખાતુંજ ન હતું.

૫. ઇબ્ને સઅદે, ઇમામ અહમદ હંબલે, તબરાનીએ, બેહકીએ, અને અબુ નોએમે

હઝરત અબી ઉમામઃથી રિવાયત કીધી છે કે પોતે આપ (સલ)ને કોઇએ જ્યારે પૂછ્યું કે આપની નોબુવ્વતની શરૂઆતની નિશાનીઓ કઇ છે? ત્યારે આપેજ ઉત્તર વાળ્યો કે મારા પૂર્વજ હઝરત ઇબ્રાહીમે (અલ) મારે માટે દોઆ કીધેલી, હઝરત ઈસા (અલ)એ મારીજ (પધરામણીની) ખુશખબર આપેલી અને મારી માએ જે વખતે (મને) જન્મ આપ્યો તે વખતે તેઓએ જોયું કે તેઓના શરીરમાંથી એક એવો નૂર બહાર નીકળ્યો કે જેથી શામ દેશ (સીરીયા)ના મેહેલો ઝળકી ઉઠયા. ૬. હાકેમ અને બેહકીએ હઝરત ખાલેદ બિન મેઅદાનથી જે રિવાયત કીધી છે તેમાં બસ્રા ના મેહલો ઝળકી નીકળવાનું છે. ૭. ઇબ્ને અસાકિરે હઝરત ઇબ્ને અબ્બાસથી જે રિવાયત કીધી છે તેમાં પુર્વ અને પશ્ચિમ સુધી તે નૂરનું ઝળકી ઉઠવું બયાન થયલું છે. ૮. ઇબ્ને સઅદે ઇબ્નુલ કિબતીયઃથી જે રિવાયત કીધી છે તેમાં બધી પૃથ્વીનું પ્રકાસિત થઈ જવાનું છે.

૯. ઇબ્ને સઅદે ઇસહાક બિન અબદુલ્લાહથી અને તેઓએ આપની મા સાહેબાથી રિવાયત કીધી છે કે આપ (સલ) એવી હાલતમાં જન્મ્યા કે આપના શરીર સાથે જરા પણ કોઈ તરેહની પલીદી (અપવિત્ર વસ્તુ) લાગેલી હતી નહીં.

૧૦. અબુ નોઐમે હઝરત ઇબ્ને અબ્બાસથી જનાબ નબીએ અકરમ (સલ)ની પેદાશ વખતની હાલતો અને તે વખતે જાહેર થયલા ઘણા ચમતકારો માટે એક ઘણીજ લાંબી હદીસ રિવાયત કીધી છે તેની મતલબ ઘણા ટુંકમાં અહીં લખું છું-ભવિષ્યની ખબરો આપનાર ઓરત અને મરદ કુરેશમાં જેટલાં હતાં તે દહાડે તેઓથી તેઓનો ગેબની ખબરો દેવાનો ઇલ્મ લઇ લેવામાં આવ્યો હતો. ૧૧. આપની મા સાહેબાએ પોતાની પાસે એકાએક સફેદ રંગના શરબતનો એક પ્યાલો જોયો જે તેઓ પી ગયાં. ૧૨. તે શરબત પીતાંજ તેઓને પોતાનામાં અને પોતાની આજુબાજુએ એક નૂર દેખાયો કે જેના અજવાળામાં લાંબા કદની ઓરતો (હૂરો) દીઠી કે જેઓએ તેઓને ઘેરી લીધી હતી. ૧૩ સફેદ રંગનું લુગડું (દીબા) જમીન અને આકાશ વચ્ચે ફેલાવવામાં આવ્યો ૧૪ ચાંદીની બધણીઓ લઇને હવામાં ઉભેલા માણસોને અને ૧૫. જમરૂદની ચાંચો અને માણેકની પાંખોવાળા પક્ષિઓના એક ટોળાને પણ તેઓની ચોમેર અને ખોળા પાસે ઉભેલા આપ (સલ)ની મા સાહેબાએ જોયાં ૧૬. ત્રણ ઝુંડાઓ જોયાં જેમાંથી એક પૂર્વમાં બીજો પશ્ચિમમાં અને ત્રીજો કાબા શરીફપર (ઉભો કરવામાં આવ્યો) હતો. ૧૭ જે વખતે આપ (સલ) જન્મ્યા કે તરતજ આપે ભોંયપર સિજદો કીધો અને પોતાની એ આંગળી ઉપર ઉઠાવી. ૧૮ આકાશપરથી એક સફેદ વાદળી આવી અને તેણે આપને ઢાંકી લીધા અને સઘળાની નજરથી સંતાડી લીધા. ૧૯ કોઇ (ફિરિસ્તા) એ પોકારીને કહ્યું કે હઝરત મોહંમદ (સલ) ને પૂર્વ અને પશ્ચિમમાં ફેરવી લાવો. ૨૦ થોડી વારમાં આપ પાછા ત્યાં એવી હાલતમાં પોંહચાડી દેવામાં આવ્યા કે આપના બદન મોબારકપર ગરમ સફેદ વાળનું લૂગડું લપેટી કાઢેલું અને લીલા રેશમી લુગડા (ની ગાદી) પર આપ સુવાડેલા હતા. ૨૧ મોતીની બનાવેલી ત્રણ કુંચીઓ આપ (સલ) ના હાથ મોબારકમાં હતી.

૨૨ આપ (સલ)ની મા સાહેબાએ સાંભળ્યું કે કોઇ (ફિરિસ્તા) એ પોકારીને કહ્યું કે હઝરત મોહંમદે (સલ) ૧ ફત્તેહની, (૨) ચઢિયાતાપણાની અને (૩) રિસાલત તથા નોબુવ્વતની કુંચીઓપર કબ્જો કરી લીધો. ૨૩ પછી બીજી વાદળી આવી જેમાં ઘોડાઓના બોલવાનો અવાજ અને પક્ષિઓની પાંખોની ફફડાટ સંભળાતી હતી અહીં સુધી

કે તે વાદળીએ આપ ( સલ ) ને ઢાંકી લીધા અને આપ ( સલ ) પોતાની મા સાહેબાની આંખોથી અદર્શ (ગાયબ) થઇ ગયા. આપની મા સાહેબાએ એક (ફિરિશ્તા)ને પોકારીને કેહતાં સાંભળ્યું કે હઝરત મોહંમદ (સલ)ને પૂર્વ પશ્ચિમ તથા (સધળા) નબીયો (અલ)ની જન્મભુમિ (પેદાશની જગ્યા)ઓમાં ફેરવો અને જીન, માણુસ, પક્ષિ અને ફાડી ખાનાર પ્રાણીઓમાં દરેકની રૂહ (આત્મા) આગળ રજુ કરો (કે જેથી દરેકને આપ (સલ)ની ઓળખાણ થઈ જાય)

૨૪ અને હઝરત આદમ (અલ)ની પરહેઝગારી, હઝરત નુહ (અલ)ની નર્મદિલી, હઝરત ઈબ્રાહીમ (અલ)ની ખોદાઇ મોહબ્બત, હઝરત ઇસમાઇલ (અલ)ની વચન પાળવાની ટેવ, હઝરત યાકૂબ (અલ)ને અપાયલી ખુશખબરો, હઝરત યુસુફ (અલ)ની ખુબસુરતી હઝરત દાઇદ (અલ)ની ખુશ આવાઝી (સારો કંઠ), હઝરત અઇયુબ (અલ)નો સબ્ર (ધીરજ) હઝરત યહયા (અલ)નો યોગ (ઝોહદ) અને હઝરત ઇસા મસીહ (અલ)નું ઉદારપણું, હઝરત મોહંમદ (સલ)ને આપો અને સઘળા નબીયો (અલ.)ના સઘળા સદગુણોમાં આપ (સલ)ને ભરપૂર કરી દો, પછી તે વાદળી જતી રહી અને આપ (સલ) પર એક લીલા રંગના રેશમનું લૂગડું ઢાંકેલું આપની મા સાહેબાએ જોયું. ૨૫ અને તેઓએ કોઇ (ફિરિશ્તા)ને કેહતાં સાંભળ્યું કે અહાહા! મોહંમદ સાહેબે (સલ)તો આખી દુન્યાપર કબજો કરી લીધો. ૨૬. પછી તેઓએ એકાએક ત્રણ (ફિરિશ્તાઓને) માણુસ(ના રૂપમાં) દીઠા કે જેઓમાંના એકના હાથમાં ચાંદીની બધણી હતી બીજાના હાથમાં જમરરુદની થાળી હતી અને ત્રીજાના હાથમાં સફેદ રંગના રેશમનું લૂગડું હતું જેમાં અતિષ્ય પ્રકાશવાળી એક વીંટી હતી. આપ (સલ)ને તે બધણીના પાણીથી સાત વખત તેઓએ નહવાડયા પછી તે વીંટી વડે આપ (સલ)ની પીઠ મોબારકપર બંને ખભાઓની વચ્ચે મોહર કીધી અને પછી તે સફેદ રેશમના લુગડામાં આપ (સલ)ને લપેટી કાઢયા, ત્યાર પછી થોડી વાર પોતાની પાંખોમાં આરામ આપી આપની મા સાહેબા હઝરત અમેનાને પાછા દઇ દીધા. ૨૭ હાફિઝ અબુ ઝકરીયા યહયા ઇબ્ને આએદે આપ (સલ)ના જન્મ માટે હઝરત ઇબ્ને અબ્બાસ (રદી)થી જે રિવાયત લખી છે તેમાં છે કે જે ફિરિશ્તાએ આપ (સલ)ને પોતાની પાંખોમાં રાખ્યા તે રિદવાન (અલ) જંનતના દરોગા હતા અને તેઓએજ આપની મા સાહેબાને ખુશખબર આપી કે સઘળા નબીયો (અલ)ના ઇલ્મ ઉપરાંત ઘણો ઇલ્મ આપ (સલ)ને આપવામાં આવ્યો છે, અને બહાદુરીમાં આપના દિલને સૌથી વધારે મજબૂત બનાવી ફતેહની કુંચીઓ આપને સોંપવામાં આવી છે અને આપ (સલ)ને એવો પોશાક પેહરાવવામાં આવ્યો છે કે (દુન્યામાં) જે કોઇની આગળ આપ (સલ)ને માટે કંઇ વાતચીત થાય તો આપ (સલ)ના રૂઆબથી તે ધ્રુજી ઉઠે. (જુઓ ખસાએસે કુબ્રા ભાગ ૧ આપ (સલ)ના જન્મ મુબારકની મોબારક રાત્રીએ જાહેર થયલા ખાસ મોઅજિઝાઓનો બાબ.) શું ખ્રિસ્તિ દુન્યામાંનો એક પણ રેવરંડ મજકુર મોજિઝાઓમાંના એક પણ મોજિઝા જેવો બનાવ પોતાની માતબર કિતાબોમાંની એક પણ ભરોસો આવે એવી એક પણ રિવાયતથી જનાબ ઇસા મસીહ (અલ)ની પેદાશ વખતે થયલો સાબેત અને જાહેર કરી શકશે. કહો રેવરંડજી! હવે તો "આ વાતમાં ઇબ્ને મરિયમ કરતાં ઇબ્ને આમેના મોટા ઠર્યાને?"

તે પછી રેવરંડજી લખે છે "૪. બચપણમાં મસીહે પારણામાં વાતો કીધી." હાજી ખરૂં છે. તેમજ જનાબ મોહંમદ પેગંબર સાહેબે (સ. અ. સ.) તેઓ કરતાં પણ શ્રેષ્ઠ વાતો કીધી છે કારણકે હઝરત મસીહે (અલ.) તો માત્ર લોકોની સાથે વાતો

કીધી અને જનાબ નબીએ ઇસલામ અલેહે અફ્દલુસ્સલાતો વસ્સલામે તો ખોદાપાકની તારીફ અને મોટાઇ કેવા શ્રેષ્ઠ શબ્દોમાં કીધી છે તે સાંભળોઃ-ઇબ્ને સબઅ ન મના હદીસોના મોટા વિદ્વાને પોતાની ખસાએસ નામની કિતાબમાં હદીસ લાવેલા છે કે" આપ (સ. અ. સ.)નું પા ણું ફિરિશ્તાઓના હલાવવાથી હાલતું અને (પારણામાં) આપે જે સૌથી પેહલી વાત પોતાના મ્હોં મુબારકથી ઉચ્ચારી તે એ હતી "અલ્લાહો અકબરો કબીરા વલ હમ્દો લીલ્લાહે કસીરા." હાફિઝ ઇબ્ને હજરે (ર૯) બુખારીની શર્હમાં સિયરે વાકેદીથી લખ્યું છે કે જનાબ નબી (સલ) જન્મ્યા કે તરતજ વાતચીત કીધી હતી. જેથી એ પણ શક નથી કે કેટલાંક બચ્ચાંઓની ટેવ પ્રમાણે ત્રણ ચાર વર્ષની ઉમ્મરના હોવા છતાં તેઓ પરણામાં સૂતા હતા અને પછી કોઇના શિખ વવાથી એવી વાતો કીધેલી. પણ તમારો નવો કરાર તો એ વાતથી તદન કોરોજ છે તેથીજ અલીગઢિયા પીરે નેચર વિગેરે દેહરીયાએ એ જ્યારે એજ વાંધો ઇબ્નુમ્રિસ્ત (અલ.) માટે ઉઠાવ્યો ત્યારથી આજ સુધી કોઇ રેવરંડે તેનો જવાબ દીધો નથી પણ અલ્લહમ્દો લિલ્લાહ અમારા નબીયે પાક (સલ.) માટે આવી ખુલ્લી હદીસો હોવાથી કોઇને ગુંજાશ મળી નથી કે તે બાબત જરાપણ જીભને હલાવે.

પછી રેવરંડજી લખે છે "અને ધાવણી હાલતમાં તેનાપર કિતાબ તથા નબુઅત નાઝિલ થઇ." કુર્આનના શબ્દો એ બાબત માટે છે કે "કાફિરો જે વાતો હઝરત મર્યમ (રદી.)ની સાથે કરતા હતા તેને હઝરત મસીહે સાંભળી અને) ફરમાવ્યું કે હું તો અલ્લાહનો બંદો છું જેણે મને કિતાબ દીધી છે અને મને પેગંબર બનાવ્યો છે" (સુરએ મર્યમનો રજો રૂકુઅ.) રેવરંડજી નાઝિલ થવાનું લખે છે તે ખોટું છે અને ખરો શબ્દ "નૌબુવ્વત" છે જેને રેવરંડજી "નબુઅત" લખે છે, એવો તેજ કહેવત થઇ કે "લીખે ન પઢે નામ મોહંમદ ફાઝિલ" રેવરંડજી તમને તો ઉર્દુ ભાષાએ આવડતી નથી છતાં કુર્આનની આયતો લખવાનો, આયતોનો તરજુમો કરવાનો, હદીસોનો તરજુમો લખવાનો ઉર્દુ ફાર્સી લખાણોનો ગુજરાતીમાં તરજુમો કરવાનો, અને વળી અધુરામાં પુરું, મુસલમ નોની સાથે વાદવિવાદ કરવાનો શોખ રાખો છો! ધન્ય છે તમારી છાતીને! અને આફરીન છે તમારી શરમને!!

હવે ખરી મતલબ મજકુર આયતની લખું છું "જેણે મને કિતાબ દીધી છે અને મને પેગંબર બનાવ્યો છે" એની મતલબ એ છે કે કિતાબે ઇન્જીલ અને પેગંબરીનો ઓધ્ધો ઇનાયત કરવાની ખુશખબર જેણે મને દીધી છે. કારણકે પેગંબરીના જેવું મહાન કામ આટલી નાની ઉમ્મરના બચ્ચાને સોંપવામાં આવતું નથી પણ પુખ્ત ઉમ્મરે પહોંચ્યા પછી જ સોંપવામાં આવે છે. હવે જનાબ પેગંબરે ઇસલામ (સલ)ને માટે સાંભળો કુર્આનમાં છે કે "અને જ્યારે અલ્લાહ પાકે સઘળા નબીયો પાસે કૌલ કરાર લીધો કે જ્યારે તમને કેટલીક (આકાશી) કિતાબો અને જ્ઞાનની વાતો (હદીસો) હું તમારાપર ઉતારીશ ત્યાર પછી તે પેગંબર (એટલે હઝરત મોહંમદ (સલ.) તમારી પાસે આવે (એવી રીતે કે જે જે કિતાબો તમારી પાસે હોય તેને તેઓ ખરી ઠેરવતા હોય ત્યારે તમો (સઘળાઓ)ને જોઇએ કે તેઓનાપર ઇમાન (વિશ્વાસ) લાઓ અને તેઓની મદદ કરો. (પછી ખોદાપાકે) ફરમાવ્યું શું તમો કબુલાત આપો છો અને એ બાબત વાસ્તે મારી પ્રતિજ્ઞા (અહદ) લો છો? તેઓએ કહ્યું કે (હા,) અમે કબુલાત આપી. (ખોદાપાકે) ફરમાવ્યુ તમે પણ સાક્ષી રેહો અને હું પણ સાક્ષીઓમાંનો એક સાક્ષી તમારી સાથે રહીશ. (૩જા પારાનો ૧૭મો રૂકુઅ)

ઇબ્ને અબી હાતિમે, સુદીથી એ આયતની તફસીર માટે હદીસ રિવાયત કીધી છે કે નૂહ

(અલ)થી લઇને તેઓ પછી કોઇ એવો પેગંબર મોકલવામાં આવ્યો નથી કે જેની પાસેથી ખોદાપાકે કોલકરાર નહીં લીધા હોય કે તે જનાબ મોહંમદ (સલ) પર જરૂર ઇમાન લાવે અને જરૂર આપની મદદ કરે. આપ (સલ) જો તે નબીના વખતમાં જાહેર થાય અને તે નબી જીવતો પણ હોય. (જો તે પહેલાં તે નબીનો આ ફાની દુન્યાથી ગુજરી જવાનો વખત આવી લાગે તો) તે નબીને પોતાની કોમથી એવો કોલકરાર લેવો જોઇએ કે (તેના ગુજરી ગયા પછી) જો આપ (સલ.) જાહેર થાય અને તે કોમ જીવતી હોય તો તે નબીની ઉમ્મતના સઘળા લોકો આપ (સલ) પર ઇમાન લાવે અને (આપ (સલ.) જેવી રીતે ચાહે તેવી રીતે) આપની મદદ કરે ઉપલી આયત અને તેની તફસીર કરનારી આ હદીસથી સૂર્ય કરતાં પણ વધારે સાફ રીતે જાહેર થઇ ગયું કે ખોદાપાકના સઘળા નબીયોની રૂહો હજી શરીરમાં પણ નહીં આવી હતી તે વખતથી હઝરત મોહંમદ (સલ)ને નબીપણાનો દરજ્જો દેવામાં આવ્યો અને સઘળા નબીઓએ (અલ.) તેઓપર ઇમાન લાવી કબુલાત આપી કે અમે દુન્યામાં પણ આપપર ઇમાન લાવીશું અને આપ (સલ) જો અમારા વખતમાં જાહેર થશે તો (તેઓ ચાહશે તે દરેક વાતમાં) તેઓની મદદ કરશું.

ત્યાર પછી જ્યારે જ્યારે જે જે નબી દુન્યામાં આવતા ગયા ત્યારે ત્યારે તે દરેક નબીએ આપ (સલ)ની પધરામણીની રાહ જોઈ અને આપ (સલ)ના આવવાની ખબર પોતાની કોમ કે ઉમ્મતને કરી દીધી અને એ ઇન્તેજારીમાં પોતાની ઉમ્મર પૂરી થવા આવેલી જોઇને અને બીજો નબી તે કોમપર નીમાયલો નહીં જોઇને તે કોમને આપ (સલ) આવે તો તેઓપર ઇમાન લાવવાની અને તેઓની દરેક કામમાં મદદ કરવાની સારી પેઠે ચેતવણી આપી. રેવરંડજી! બતલાવો કે પારણામાં નોબુવ્વતની ખુશખબરી મળેલા નબીનો દરજ્જો શ્રેષ્ઠ ગણાશે કે આલમે અરવાહ (અધ્યાત્મિક દુન્યા) માં નોબોવ્વત અપાયલા અને તેને માટે સઘળા નબીયોથી જેમાં હઝરત ઇશુ મસીહ (અલ.) પણ આવી જાય છે ઇમાન લાવવાનો અને મદદ કરવાનો કોલકરાર લેવાયલા અને ત્યારપછી જે નબીને માટે દુન્યામાં તેઓની સઘળી ઉમ્મતો પાસે ઇમાન લાવવા અને મદદ કરવાનો એકરાર લેવાયલા તે નબી શ્રેષ્ઠ ગણાશે? પોતે હઝરત ઇશુ ખ્રિસ્તે (અલ.) કુર્આને શરીફ અને હદીસ મજકુરના લખાણ મુજબ જનાબ મોહંમદ પેગંબર સાહેબ (સ. અ. સ.) ની પધરામણીની કેવી ખોલાસા સાથે ખબર પણ આપી અને આપની મદદ કરવાને કેવી તાકીદો કીધી તેનું વર્ણન ઉપર થઈ ગયું (વાંચો પાનું ૩૭-૩૮)

પછી રેવરંડજી લખે છે "પણ મોહંમદ સાહેબે તો તેમની જવાની ગુજરી ગઇ અને બુઢાપામાં પહોંચી ગયા હતા અને અનુભવ મેળવવામાં કંઇ કસર નહીં રહી ત્યારે નબુવત તથા કિતાબનો દાવો કીધો હતો, તેથી આ વાતોમાં પણ મસીહ તેમનાં કરતાં શ્રેષ્ઠ ઠરે છે" એનો ખોલાસા સાથે જવાબ હું ઉપર લખી આવ્યો પણ થોડો અહીં પણ સાંભળી લો:— ઇમામ અહમદ હંબલે, ઇમામ બુખારીએ પોતાની તારીખમાં, તબરાનીએ, હાકિમે, બેહકીએ અને અબુનોએમે મૈસરતુલ ફજરથી રિવાયત કીધી છે કે મેં જનાબ મોહંમદ રસુલુલ્લાહ (સલ.) થી પૂછ્યું કે આપ કયારથી નબી થયા છો આપે ફરમાવ્યું કે હું તે વખતથી નબી થઇ ગયલો હતો કે જેવખત આદમ (અલ) આત્મા અને શરીરની વચ્ચે હતા (એટલે હજી તેઓના આત્માને શરીર દેવાયો નહતો) જેની મતલબ આયત અને હદીસથી હું ઉપર લખી આવ્યો તેજ થઇ કે આપને

એટલાજ માટે નોયુવ્વત સૌથી પેહલાં આપવામાં આવી કે જેથી દરેક પેગંબર અને તેની ઉમ્મત આપ (સલ) પર ઇમાન લાવતી રહે અને આપની પધરામણીની રાહ જોતી રહે. આ હદીસથી જે સંશય ઉતપન્ન થતો હતો કે રખેને એ હદીસની મતલબ એ હશે કે ખોદાપાકના ઇલ્મમાં હતું કે આપ (સલ) આખેર જમાનામાં નબી થવાના છે, તે સંશયને અને શકને કુર્આનની ખુલ્લી આયતે અને તેની તફસીર કરનારી હદીસે અને હઝરત ઇસુ મસીહ (અલ) ના ફરમાને તદન દૂર કરી દીધો અને રેવરંડજીની નકામી વાતોનો પૂરો રદ થઇ ગયો. જે વાતો કુર્આનની કઇ આયતો પરથી તેઓએ લખી તે આયતો અને હદીસો જ્યારે તેઓ લખશે ત્યારે તેનો પણ ઈ. અ. તઆલા એવોજ દંત તોડ જવાબ આપીશ જેવો કે હમણા સુધી દેતો ચાલ્યો જાઉં છું અને હવે પછી દઇશ.

રેવરંડજી પાના બીજાના ૫મા પેરેગ્રાફમાં લખે છે "૫ કુરાનથી જણાય છે જ્યારે દુશમનોએ મસીહને પકડવા ચાહયો ત્યારે આસમાનથી ફીરસ્તા ઉતરી આવ્યા અને તેને જિસ્મ સાથે ઉચકીને આસમાનપર લઇ ગયા." એ તદન ખોટું લખાણ છે. કુર્આને શરીફમાં તો માત્ર એટલુંજ છે કે "અને સાચી વાત તો એજ છે કે તે (યાહુદી) ઓએ તેને (એટલે હઝરત ઇસા મસીહ (અલને) શુળી દઇને અથવા કોઇપણ બીજી રીતે બેશક કતલ કીધા નહતા પણ ખોદાપાકે તેને (એટલે) હઝરત ઇસા મસીહ (અલ.)ને પોતાની તરફ ઉઠાવી લીધા." (સુરએ નિસા રૂકુઅ ૨૨ મો). એ આયતમાં અથવા કોઇપણ આસમાનથી ફિરિસ્તાઓનું ઉતરી આવીને તેઓ સાહેબને ઉંચકી લઇ જવું કુર્આને શરીફમાંતો નથી હશે તો તફસીર કે હદીસમાં અથવા બરનબ્બાની ઇન્જીલમાં જે આપણે તમે અને તમારા ગોરા કાળા રેવરંડો ભરોસો ન આવે તેવી માનતા હતા અને માનો છો; પણ અહીં પોતાની મતલબ સાબેત થતી હતી તેથી તેમાંનીજ વાતો એટલે તફસીર, હદીસ, અને બરનબ્બાની ઇન્જીલમાંની વાતોને કુર્આનમાં છે કરીને ધોકો દેવા માટે ભરોસાને લાયક ગણવા ઉભા થઇ ગયા. કહેવત છે કે "મીઠા મીઠા હયહય ઔર કડવા કડવા થુ થુ" આ ટ્રેક્ટમાં ઘણે ખરે ઠેકાણે તમે એવુંજ જુઠાણું જાણી જોઇને ઠોકી માર્યું છે અથવા તો કુર્આનથી તમે તદન અજાણ્યા છો કે જે વાતો કુર્આનની હોતી નથી તેને કુર્આનની વાતો અથવા કુર્આનમાં છે કરીને ધોકો ખાઓ છો અને ધોકો આપો છો. બેશક તમારા જેવાં ઇલમના ભંડારોથીજ મિશન ખાતાનો નશીબ ઉઘડી ખ્રિસ્તિ ધર્મની કીર્તિ આખી દુન્યામાં ફેલાશે.

પછી રેવરંડજી લખે છે "આ રીતે ખુદાએ તેને કુફર બોલવા વાળાઓથી બચાવી લીધો, પણ મોહંમદ સાહેબ (સલ) જ્યારે દુશમનોથી ઘેરાઇ ગયા ત્યારે તેમને બચાવવા કોઇ ફિરસ્તો નહીં આવ્યો પણ આસમાનમાં પણ નહી લઇ જવાયા ઉલટા કાંટા કચરાથી ભરેલા વિકટ જંગલમાંથી સાધારણ લોકોની માફક પગે નાસી જઇને દુસ્મનોથી બચ્યા, અને અંધારી ગુફામાં સંતાયા પછી ત્યાંથી નાસીને મદીનામાં એક દોસ્તના આસરા તળે રહ્યા. શું આ વાતમાં આસમાન જમીન જેટલો તફાવત નથી?" Three cheers for our native Reverendji, Hip, Hip, Hip, Hurrah. જય! કાળા રેવરંડજી કી જય! રેવરંડજી ઉપલી વાતો તો કુર્આનમાંની નથી હદીસો કે ઇતિહાસની છે જેને તમે ભરોસો ન આવે તેવી મનાવવા ઉભા થયા હતા. પણ અહીં તેજ દલીલો જનાબ મોહંમદ પેગંબર સાહેબ (સલ) ની હલકાઇ બતલાવવાને માટે તમારા કામની છે માટે તે હવે જરૂર ભરોસા લાયક થઇ. વાંચક સાહેબો! હવે તો આપને સારી પેઠે જણાઈ ગયું કે

રેવરંડો પોતે હદીસ અને ઇતિહાસની વાતોને દલીલ પકડવા માટે સાચી ગણી ભરોસો આવે તેવી ગણે છે. ફક્ત મુસલમાનોને ધોકો દેવો હોય તેજ ઠેકાણે તે દલીલોને ભરોસો ન આવે તેવી વાતો કહેવા ઉભા થાય છે.

રેવરંડજીએ હદીસો અને તવારીખની વાતોમાં પણ પેટ ભરીને ધોકો દીધો છે વાસ્તે હિજરતનું બયાન ટુંકમાં શરૂઆતથી લખવું વાંચકોને ફાયદાકારક અને રેવરંડોની આંખો ઉઘાડવા લાયક થઇ પડશે. હદીસોના વિદ્વાનોમાં હાકેમે એ હદીસને સહીહ લખી છે, અને બેહકીએ જરીરથી રિવાયત કીધી છે કે જનાબ નબી (સલ)એ ફરમાવ્યું કે "ખોદાપાકે મારા-પર વહી મોકલી કે આ (નીચે જણાવેલા) ત્રણ શેહેરોમાંથી જે કોઇ શેહેરમાં તમે જઇને રેહશો તો તે શેહેર આપની હિજરતની જગ્યા થશે (અથવા ગણાશે). (૧) મદીના (૨) બહરૈન અથવા તો (૩) કનસરીન. (ખસાએસે કુબ્રા હિજરતનો બાબ). આ હદીસથી સાફ જણાય છે ખુદાપાકને જનાબ રસૂલુલ્લાહ (સલ) ને મક્કાશરીફમાં રાખવાની મર્જી નહતી તેથીજ આપ (સલ)ને માટે ત્રણ શેહેરો ચુંટી આપની મર્જીપર છોડવામાં આવ્યું કે આપ (સલ) જેને પણ ત્રણમાંથી પસંદ રાખશે તે શેહેરને ખોદાપાક પસંદ રાખી તે શેહેરને હિજરતની જગ્યાનો મહાન રૂતબો અને મોટાઇ આપશે વળી એ પણ જણાયું કે હિજરત કરવાનો બંદોબસ્ત દુશ્મનોમાં ઘેરાઇ જવા પેહલાંનો હતો દુશ્મનોમાં ઘેરાઈ જવાથીજ આપને હિજરત કરવી પડી એ વિચાર ખોટો અને ધોકો છે.

બીજી હદીસ એથી વધારે સાફ સાંભળો, બુખારી શરીફ જે કુર્આન પછી સૌથી વધારે માતબર કિતાબ ઘણા ખરા મુસલમાન વિદ્વાનોમાં ગણાય છે તેમાં હઝરત બીબી આયશા (રદી)થી રિવાયત છે કે નબી (સલ)એ મુસલમાનો એટલે પોતાના સહાબીયો (કે શિષ્યો) ને કહ્યું કે તમારી હિજરત કરવાની (એટલે જ્યાં રેહતા વસતા હોય તે જગ્યા કે શેહર કે ગામ છોડીને બીજે ગામ કે શેહેર જઇ વસવાની) જગ્યા મને (કશ્ફમાં) દેખાડવામાં આવી છે (અને તે) એક ખારી જમીન દેખાડવામાં આવી છે જેમાં ખજૂરીના ઘણા બગીચાઓ છે અને તે જગ્યા લાબતેનની વચ્ચે આવેલી છે. જ્યારે આપે (સલ.) એ ભાષણ આપ્યું ત્યારે જે સાહેબોને હિજરત કરવી હતી તેઓ મદીના તરફ હિજરત કરી ગયા. અને (નબીના ઉપર ખરા જાન ફિદા કરનાર હઝરત) અબુબકર (સિદ્દીક) હિજરત કરવાની તૈયારીઓ કરવી શરૂ કરી દીધી. (જનાબ પેગંબર સાહેબ (સલ)ની સાથે રેહવાનો સવાબ આપનીજ કિસ્મતમાં હતો તેથી હઝરત) અબુબકર (સિદ્દીક (રદી.)ને રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે તમે (એકલા) હમણા ચાલ્યા જશો નહીં (પણ) પોતાને ઘેર થોભેલા રહો હું ખોદાપાકથી ઉમેદ રાખું છું કે મને પણ (મદીને) હિજરત કરી જવાની (અને ત્યાં જઇ રહેવાની) પરવાનગી આપશે, (ત્યારે આપણે ભેગા જઇશું) (ખસાએસુલ કુબ્રા હિજરતનો બાબ.)

મજકુર હદીસથી સૂરજ કરતાં વધારે સાફ જણાઈ ગયું કે ઇસલામના દુશમનો અને ખુસ્યતે કરીને પાદરીયો હિજરતના અર્થ Flight એટલે ન્હાસ ભાગના જે કરે છે તે ખાસ એટલાજ માટે કરે છે કે જેથી જનાબ મોહંમદ (સલ.)પર દુશમનોથી બીને ન્હાસી જઇ પોતાની નોબુવ્વત નહીં પોંહચાડવાનો ડાઘો લાગુ પડે (જુઓ મૅનુઅલ ઑફ જ્યૉગ્રફીમાં અરબસ્તાનું વર્ણન) તે તદન ખોટા અર્થ છે. આપે (સલ.) મક્કા શરીફમાં જ્યારે એકલા હતા ત્યારે અને ત્યાર પછી તેર વર્ષ સુધી લોકોને પોતાની નોબુવ્વત પોંહચાડી ત્યારે લાખો દુનિયાઓ પછી પણ નોબુવ્વત

પોંહચાડવાનું કામ છોડીને કેધે નાઠા નહીં; પણ હાલતો એવો વખત હતો કે આપ (સલ)-ના શિષ્યો એવા લોકો થઇ ચૂક્યા હતા કે જે પૈસે ટકે અને શરીરના બળે આખા અરબ દેશમાં પ્રખ્યાત હતા પછી મક્કા શરીફ છોડીને બીજે કાંઈ ઠેકાણે જઇને રેહવાનું કારણ ખોદાપાકના હુકમ સિવાય બીજું કંઇ પણ થઈ શકતું નથી. બીજી દલીલ ઉપલી હદીસમાં ખુલ્લે ખુલ્લી છે કે આપના પક્ષના ઘણાખરા લોકો તો તે પેહલાં મદીને ચાલ્યા ગયા હતા જેઓ આપ (સલ)ના ખરેખરા હિમાયતી હતા છતાં હઝરત અબુબકર સિદ્દીક (રદી.)ને જવાથી રોકવું અને પોતે પણ રોકાઈ રેહવું આપની પૂરેપૂરી બહાદુરી અને ખોદાપાકના હુકમની ઇન્તેજારી માત્ર જાહેર કરે છે. શું હજી પણ કોઈ એમ કહેવાની હિંમત ધરશે કે આપ (સલ) લોકોની બીકને લીધે નહાસી ગયા હતા. ?

હવે જુઓ કે મોહંમદ સાહેબ (સલ)ને બચાવવા ફિરિસ્તાઓ કેવી રીતે આવ્યા હતા:- ઇમામ બેહકીએ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)થી રિવાયત કીધી છે કે "કુરૈશ ટોળાવાળા દારે નુદવા (કમેટી ઘર) માં એકઠા થયા અને એકમતે એ વાત પસાર થઇ કે જનાબ પેગંબર સાહેબને કતલજ કરી નાંખવા ત્યારે જિબ્રાઇલ (અલ) આપ (સલ)-ની પાસે (ખોદાપાક તરફથી વહી લઇને) આવ્યા. અને જ્યાં આપ (સલ) રાતના હંમેશ સુતા હતા ત્યાં સુવાની મનાઇ કીધી, લોકોએ આપને માટે જે કાવત્રું રચ્યું હતું તેની ખબર કીધી અને મક્કા શરીફ છોડી જવાની પરવાનગી દીધી." કેમ રેવરંડજી ફિરિસ્તાઓ આપને બચાવવા આવ્યા કે નહીં? (ખસાએસે કુબ્રા ભાગ ૧.)

દુન્યામાં જે જે વસ્તુ કે પ્રાણીને ખોદાપાક પેદા કરે છે તેને ખાસ ફાયદા મારેજ પેદા કરે છે 'એ અમારા પરવરદેગાર! તેં આ (દુન્યાની બધી ચીજો કે બધા પ્રાણીઓ)ને ફાયદા વગરના પેદા કીધા નથી" (કુર્આન ૪થા પારાનો ૧૧મો રૂકૂઅ). એટલે દરેક ચીજ કે પ્રાણીને માથે એક ખાસ ફરજ હોય છે તે ફરજ તેનાથી જ્યાં સુધી પૂરેપૂરી રીતે બજાવી લેવાય નહીં ત્યાં સુધી તેની પેદાસનું કારણ પણ અપુર્ણ (નાકિસ) રહે છે અને ત્યાં સુધી કુદરતનો કાયદો એ છે કે તે માણસની ફરજ તેને હાથે જ્યાંસુધી બજાવી લીએ નહીં ત્યાંસુધી તેને ફના કે મોતથી પણ બચેલો રાખવામાં આવે છે. દાખલા તરીકે હઝરત ઇશુ મસીહ (અલ.) નેજ લીઓ કે અમુક મુદત સુધી આપને જેમ નોબુવ્વત પોંહચાડવાનું કામ સોંપવામાં આવ્યું હતું તેમજ કેયામતની પેહલાં આકાશપરથી આવી યાહુદીઓ, ખ્રિસ્તિઓ અને બુતપરસ્તોના મુકાબલામાં મુસલમાનોની મદદ કરી કુફર અને શિર્કને મટાડી ઈસલામીદીનનો સાચો માર્ગ દેખાડવાનું કામ પણ આપને સોંપવામાં આવ્યું હતું. તો જ્યારે આપે પહેલી ફરજ એટલે નોબુવ્વત પોંહચાડવાનું કામ બજાવી દીધું ત્યારે એક ફરજ બાકી રહી ગઇ અને તે ફરજ હજારો વર્ષ પછી બજાવવાની હતી. જો તેટલી મુદ્દત આ ફાની દુન્યામાં તેઓ સાહેબને રાખવામાં આવત તો આ દુન્યાની આબો હવાની અસર પ્રમાણે કે જે દરેક વસ્તુને વૃદ્ધ બનાવી ફના થવાને કિનારે પોંહચાડી દે છે આપનું શરીર મુબારક ઘડપણને લીધે કાંઇ પણ કામ કરવાને લાયક રહેતે નહીં, તેથી આપને આકાશોપર ઉઠાવી લીધા કે જ્યાંની આબો હવાની એવી અસર છે કે દરેક વસ્તુને પોતાનીજ હાલતપર હંમેશ માટે રાખે છે એટલુંજ નહીં પણ દુનિઆની કાંઇ એવી વસ્તુ ત્યાં ઉઠાવી લેવામાં આવે કે જેમાં દુન્યાની આબો હવાને લીધે કાંઇ તરેહનો બગાડો પેદા હોય તો તેને પણ સુધારી

અમર જીવન (હયાતે અબદી) તેને આપે છે. શું તમે જોતા નથી કે દુન્યામાં, એટલુંજ નહીં પણ હિંદુસ્તાનમાંજ એવી ઘણી જગ્યાઓ છે. દાખલા તરીકે માંડવી જિલ્લો કે જ્યાં બહારનું કોઇ તંદુરસ્ત માણુસ જાય છે તો ત્યાંની આબો હવાને લીધે દહાડે દહાડે તેનું પેટ મોટું થતું જાય છે અને તેનાથી કંઇજ ખવાતું નથી. પણ એથી ઉલ્ટું માથેરાન, ઉત્તકમંડ, ડુમસ, સિમલા વિગેરે હવાખાવાનાં ઠેકાણાપર તેજ પીડાતા માણુસને જો મોકલી દેવામાં આવે તો તેનો સઘળો રોગ જતો રહી આગલી તંદુરસ્તી કરતાં દશગણી તંદુરસ્તી તે વધારે મેળવે છે. ત્યારે આકાશ જેવી પવિત્ર અને ઇશ્વરી પ્રતાપવાળી જગ્યાની અમર રાખનારી હવાને લીધે જો માણુસ પોતાના આજ શરીર સાથે હજારો બલ્કે લાખો વર્ષ તંદુરસ્ત અને જેવોને તેવો રહે તેમાં નવાઇજ શી !

રહયો ખાવા પીવાનો સવાલ તો જ્યારે સામાન્ય લોકોને માટે મુસલમાનો અને ખ્રિસ્તિઓ જંનત અથવા આકાશી રાજ્યમાં દરેક ખાવાપીવાની વસ્તુ મળવી માને છે ત્યારે એક એવા મહાન માણુસ કે જેઓને મુસલમાનો અને ખ્રિસ્તિઓ મહાન પેગંબર એકે મતે માનતા હોય તેઓને ખાવાપીવા માટે જંનતની અમર ગુણકારી વસ્તુઓ ત્યાં કેમ પોંહચાડવામાં આવતી નહીં હશે ?

મતલબ આટલા વિસ્તારવાળા લખાણુની માત્ર એટલીજ છે કે હઝરત ઇશુ મસીહ (અલ.)નું અમુક વખતનું જમીનપર બજાવી લાવવાનું કામ ખલાસ થવાથી અને બીજા વખતનું જમીનપરનું કામ જે તેઓને બે અઢી હજાર વર્ષ પછી બજાવી લાવવાનું હતું તેને માટે સંભાળી રાખવા માટે એથી બેહતર બીજું કોઇ સાધન નહતું કે આપની હિજરત આકાશ તરફ થાય અને આકાશમાં લઇ જઇ દુન્યાની તકલીફો, ઝઘડાઓ અને લડાઇઓની ફિકરોથી, દલગીરીઓથી આપની રક્ષા કરવામાં આવે. આપને કોઇ નબીની સાથે સરખામણી અને તુલના કરવા માટે ઉઠાવી લેવામાં આવ્યા નહતા. પણ જનાબ મોહંમદ પેગમબર સાહેબ (સ. અ. સ.)ને માથે તો એકજ વખતે કયામત સુધી ચાલુ રહે તેવી સંપુર્ણ (કામેલ) નોબુવ્વત પોંહચાડવાની એક લાંબી મુદતની ફરજ બજાવી લાવવાની બાકી હતી તેથીજ આપની રક્ષા દુન્યામાં કેવી કેવી રીતે કરવામાં આવી તે નીચેના લખાણોમાં આવશે. પણ હિંદુસ્તાનનો કોઈ કાળો અને યુરોપનો કોઇ ગોરો રેવરંડ આકાશપર હઝરત ઈશુ (અલ.)ના જવાની શ્રેષ્ઠતા દેખાડવા ઉભો થાય તો મુસલમાનોને પણ જવાબ વાળવાની તક મળી આવે તેટલાજ માટે જનાબ મોહંમદ (સલ)ને કુર્આનના ૧૫મા સિપારાની શરૂઆતમાં બયાન થયલો અને સંખ્યાબંધ હદીસોમાં આવેલો મેઅરાજનો પ્રખ્યાત મોઅજિઝો કે ચમતકાર આપવામાં આવ્યો. ભેદ બંનેમાં માત્ર એટલોજ છે કે હઝરત ઈશુ (અલ)ને કોઈ માન અર્થે આકાશોમાં લઈ જવામાં આવ્યા નહતા ફક્ત સોંપાયલી ફરજ અદા કરવાને સંભાળી રાખવા લઇ જવામાં આવ્યા હતા અને એજ બહાને દુશ્મનોના હુમલાથી પણ આપ બચી ગયા અગરજો સંખ્યાબંધ ફિરિસ્તાઓની મદદ વિગેરેથી આપ બીજી ઘણી રીતે પણ બચી શકતા હતા. (નવો કરાર, માત્થી, અધ્યાય ૨૬ની ૫૩ મી કલમ.) *

* મજકુર કલમમાં છે કે "શું તું ધારે છે કે હું એવો શક્તિમાન નથી કે જો બાપની પાસે માગું, તો તે હમણાંજ દુતો (ફિરિશ્તાઓ)ની બાર ફોજો કરતાં વધારે મારી પાસે મોકલી દેશે નહીં ?" આથી સાબેત થઈ ગયું કે બદ્ર, હુનેન વિગેરેની લડાઇઓમાં કોઇ ઠેકાણે પાંચ હજાર અને કોઇ ઠેકાણે ત્રણ હજાર ફિરિશ્તા ઘોડે સવારોની મદદનું બયાન કુર્આનમાં જે આવેલું છે તેનાપર પાદરીઓનું શંકા કરવું ખોટું છે.

પણ જાહેર છે કે જનાબ પેગંબર મોહંમદ (સલ)ને તો ફક્ત માન આપવા અર્થેજ આકાશો પર લઇ જવામાં આવ્યા હતા તેથી હવે આકાશો પર જવાની સરખામણીમાં શ્રેષ્ઠ કોણ નીકળ્યું તે પોતે રેવરંડોજ વિચારી લીએ વળી સાથે સાથે રેવરંડોએ કીધેલા સવાલનો જવાબ પણ નીકળી આવ્યો કે હિજરત કરવા પેહલાંજ મેરાજનો મોઅજિઝો દેખાડવામાં આવ્યો છે. જેથી કેયામત સુધી રેવરંડજી જેવો કોઇ બીજો માણસ જો એ સવાલ ઉઠાવે તો તેનું ખંડન થઇ શકે કે જ્યારે માન આપવા હઝરત મોહંમદ પેગંબર સાહેબ (સલ)ને આકાશોપર ઉઠાવી લેવામાં આવ્યા હતા તો પછી બીજી વખતે આપના દુશમનોથી બચાવવા પણ જો આકાશોપર ઉઠાવી લેવામાં આવતે તો તે વખતના અને તે પછીના લોકો આગળ કોઇ નવો ચમત્કાર ઠરતે નહીં કારણકે એક વખતે તો એ ચમત્કાર જાહેર થઇ ચુકયોજ હતો.

જનાબ મોહંમદ પેગંબર સાહેબ (સ.અ.સ.) દુશમનોના હુમલાની વખતે આકાશોપર શા માટે ઉઠાવી નહીં લેવામાં આવ્યા અને જમીનપરજ રાખવામાં આવ્યા તેની તફસીલ લખ્યા પછી હવે હું હિજરતનો ટુંક હેવાલ પાછો શરૂ કરૂં છું. ઇબ્ને સઅદે હઝરત ઇબ્ને અબ્બાસ અને હઝરત અમીરૂલ મોઅમેનીન અલીયે મુર્તઝા, હઝરત ઉમ્મુલ મોઅમેનીન આયશા સિદ્દીકા અને આયશાબિન્તે કદામઃ અને સુરાકા બિન જઅશમથી રિવાયત કીધી છે કે "(હિજરત કરી જવાની ખોદાઇ પરવાનગી મળી ગયા પછી) રસૂલુલ્લાહ (સલ) પોતાના ઘેરથી એવી હાલતમાં બહાર નીકળ્યા કે આપની કોમના લોકો (આપને પકડી કતલ કરવા) આપના બારણાપર રાહ જોઇ રહ્યા હતા. આપે કાંકરાની એક મુઠી ભરી સુરએ યાસીન પઢતાં પઢતાં તેઓના માથાપર વેરતા ચાલ્યા ગયા.

તેઓને કોઇ માણસે પૂછ્યું કે અહીં તમે કોની રાહ જોઇ રહેલા છો તેઓએ જવાબ દીધો કે મોહંમદની રાહ જોઈ રહેલા છીએ તે પૂછનારે કહ્યું ખોદાના સોગન તેઓતો તમારી નજર આગળથી ચાલ્યા ગયા તેઓએ કહ્યું કે અલ્લાહના સોગન અમે તો તેઓને જોયાએ નહીં. તેઓ પોતાની જગ્યાથી (એવી હાલતમાં) ઉઠયા કે પોતાનાં માથાંઓપરથી કાંકરા સાફ કરતા હતા. અને (એટલી વારમાં તો) જનાબ (મોહંમદ) રસુલુલ્લાહ (સ.) અને હઝરત અમીરૂલ મોઅમિનીન અબુબકર સિદ્દીક (રદી.) સૌર પર્વતની ગુફા (ગાર) સુધી પોંહચી તેમાં દાખેલ પણ થઇ ચુકયા હતા.

અબુ નોઐમે હઝરત આયશા બિન્તે કદામઃથી જે રિવાયત કીધી છે તેમાં છે કે જનાબ રસુલુલ્લાહ (સલ.) અને હઝરત અબુબકર (રદી.) ઘેરથી નીકળ્યા ત્યારે સૌથી પહેલાં જે માણસ એ બે સાહેબોને મળ્યો તે પેગંબર સાહેબનો કાકો અબુજહલ હતો પણ તેને કંઇ દેખાયું નહીં. એ હદીસથી એ શકશુબેહ પણ મટી ગયો કે આપ (સલ.)ની કતલ કરવા માટે રખેને એવા માણસોજ એકઠા થયા હશે કે જેઓ બંને સાહેબોને સારી પેઠે ઓળખતા નહીં હશે. બંને સાહેબો આ હુમલાથી બચીને નીકળી ગયલા જોઇને કુરેશી ટોળાવાળા (કાફિરો) પોતપોતાની સવારીઓપર બેસી તરત ચોમેર બંને સાહેબોને ઢુંઢવા નીકળી પડયા. બેહકીએ ઇબ્ને શેહાબ અને ઉર્વા બિન ઝુબેર (રદી.)થી રિવાયત કીધેલી હદીસમાં છે કે જ્યારે તેઓ સૌર પર્વતપર પોંહચ્યા અને તેઓની વાતો બંને સાહેબોએ સાંભળી ત્યારે હઝરત અબુબકર (રદી.)ને ચિંતા થવા લાગી અને બીક પેઠી ત્યારે જનાબ પેગંબર સાહેબે (સલ.) તેઓને (કેવો) દિલાસો દીધો (તે ધ્યાન દેવા લાયક છે). "તમે જરા પણ ચિંતા કરશો નહીં બેશક અલ્લાહ (પાક જેવો સર્વ શકિતમાન) આપણી

બંનેની સાથે છે. (પારા ૧૦માનો ૧૨મો રૂકૂઅ.* પછી આપની દુઆથી તે ચિંતા અને બીક હઝરત અબુબકરની બિલકુલ દુર, થઇ ગઇ. આ હદીસથી સાફ જણાય છે કે હિજરત કરતી વખતે તેમજ હિજરત દરમ્યાન કોઇ પણ ઠેકાણે કોઇપણ વાતની જનાબ પેગંબર મોહંમદ (સ. અ. સ.)ને નહીં તો ચિંતા હતી અને નહીં બીક હતી. આ હદીસથી રેવરંડજીના તે ફકરાનો રદ થઈ ગયો કે "ઉલટા કાંટા કચરાથી ભરેલા વિકટ જંગલમાંથી સાધારણ લોકોની માફક પગે ન્હાસી જઇને દુશમનોથી બચ્યા અને એક અંધારી ગુફામાં સંતાયા." કારણકે આ ગુફામાં થોભવું પણ વહીને લીધે હતું. જો એમ ન હોત તો આપ (સલ) કદી એમ નહી ફરમાવતે કે અહીં બીશો કે ચિંતા કરશો નહીં કારણ કે ખોદાપાકની મદદ આપણી સાથે છે. અને જાહેર છે કે ખોદાપાકની મદદ તેનું ફરમાવેલું કામ બજાવી લાવવામાંજ હોય છે. જો એ વિકટ જંગલ પર્વત અને ગુફામાં પસાર થવું ખોદાપાકના હુકમ વગર હોત તો એવી જગ્યાઓમાંથી પસાર થતી વેળા જોઇતા સાધનો આપ (સલ) જરૂર સાથે લેત અને થોડી ઘણી બીક કે ચિંતા આપને પણ થયા વિના રેહતે નહીં.

આપ (સલ.) ત્રણ દિવસ સુધી તે ગુફામાં રહ્યા હઝરત આમિર બિન ફોહૈરા (રદી.) બંને સાહેબોને બકરાંનું દુધ અને પાણી વિગેરે જોઇતી વસ્તુ પોંહચાડતા અને અબદુલ્લાહ બિન ઉરિકત દુએલી જે રસ્તો દેખાડવા માટે ભોમિઆ તરીકે નોકર રાખવામાં આવ્યો હતો તે બંને સાહેબોની સવારીની ઉંટડીઓ ચારવતો. (નશરૂત્તિબ ફસલ ૧૫મી). એથી સાબેત થયું કે આપ (સલ.)નું થોભવું વહીથી હતું, નહિંતો દુશમનો ચાલ્યા ગયા પછી જરૂર દીવસે કે રાત્રે એવી જોખમ ભરેલી જગ્યામાંથી ન્હાસવાની ઇચ્છા રાખનારને તો ન્હાસી જવું જોઈએ. પછી ત્રણ દિવસ સુધી જાણે બગીચામાં ઉજાણી ખાવા ગયા હોય તેમ બેફિકર એક ગુફામાં થોભી રેહવું, એને કોઈ પણ સમજુ માણસ ન્હાસનારની ઇચ્છા કદીપણ માનશે નહીં. બીજી વાત એ પણ જણાઈ કે બંને સાહેબોની પાસે ઘણી સારી ઉંટડીઓની સવારી હતી. રેવરંડજીએ પગે ન્હાસવાનું લખ્યું એ ખોટી વાત છે. બીજી ખુબી એ માલમ પડી કે જો બંને સાહેબો પગે ચાલીને ગયા હોત તો થાક કે બીક કોઇ પણ થોભવાનું કારણ મળી આવતે પણ એવી સારી સાંઢણીઓ હોય છતાં ત્રણ દિ સ એવી વિકટ ગુફામાં થોભેલા રેહવું એ વહીને લીધેજ એક સાચા બહાદુર નબીનુંજ કામ સાબેત થાય છે.

હું ઉપર બોહકીની હદીસમાં લખી આવ્યો છું કે કુરેશ ટોળાના ઘોડેસ્વાર અને ઉંટ સવારો બંને સાહેબોની ખોળમાં મજકુર ગુફાપર પોંહચી ગયા ત્યાં ફિરિશ્તાઓ વડે ખોદાપાકે તે બંને સાહેબોની કેવી મદદ કીધી તે સાંભળો. ઇબ્ને સઅદવાળી ઉપલીજ હદીસમાં છે કે જ્યારે બંને સાહેબો તે ગુફામાં દાખલ થયા કે તરતજ એક કરોળિઆએ પોતાની જાળ તે ગુફા ઉપર બાંધી, ખોળ કરનારાઓએ તે જાળને જોઇ ત્યારે કેટલાકોએ કહ્યું કે "એ જાળ તો તે વખતની બાંધેલી

* બાકીની આયતમાં છે "ત્યારે ખોદાપાકે તેઓ (નબી (સલ')ના [દિલ] પર પોતાના તરફથી સુખશાંતિ ઉતારી અને આપ (નબી (સલ)ને (ફિરશ્તાઓના] એવા લશકરો (ની મદદ) સાથે શક્તિવાન બનાવ્યા કે જેઓને તમે જોયા નથી અને તેણે (ખોદાપાકે) કાફિરોના દાવા [અને કોશિશ] ને નિષ્ફળ કીધાં અને અલ્લાહપાકનાજ બોલ બાલા થયા અને ખોદાપાક સર્વ શકિતમાન અને હિકમતવાળો છે." રેવરંડજી! હિજરત કરવામાં દરેક ઘડી હઝરત મોહંમદ (સલ) સાથે ખોદાપાકની મદદ અને ફિરશ્તાઓનાં લશકરો હોવાં, દરેક વાતમાં આપ (સલ)નું ફ-તેહમંદ રેહવું અને કાફિરોની હારપર હાર થતી હવે તો પોતે કુરઆને શરીફથી તમે જોઇ લીધાં? ફલિલ્લાહિલ હમ્દ.

(જૂની) દેખાય છે જે વખતે મોહંમદ પેદા પણ થયા ન હશે." અબુનોએમે હઝરત અસમા બિન્તે અબુબકર (રદી)થી રિવાયત છે કે તે ગુફાની પાસે બંને સાહેબો તરફ નજર દોડાવતાં એક પુરૂષને હઝરત અબુબકરે (રદી.) જોયો. આપે પેગંબર સાહેબને ખબર દીધી ત્યારે હઝરત પેગંબર સાહેબે ફરમાવ્યું કે તે કદિપણ આપણને જોઇ શકતો નથી કારણકે ફિરિસ્તાઓની પાંખોએ તેની નજર આપણાપર પડવા થકી રોકી રાખેલી છે એટલામાં તો (આમ તેમ નજર દોડાવતાં તેની નજરે કોઇ નહીં પડયો તેથી) તે માણસ ત્યાંજ બંને સાહેબોની રૂબરૂ મુતરવા બેશી ગયો. ત્યારે આપે ફરમાવ્યું કે જુઓ જો એ માણસ તમને જોતે તો (શરમને લીધે) તમારી સામે કદિપણ મુતરવા બેસતે નહી." આ હદીસથી રેવરંડજીના તે લખાણનું સ્પષ્ટ ખંડન થઇ ગયું કે "પણ મોહંમદ સાહેબ જ્યારે દુશ્મનોથી ઘેરાઇ ગયા ત્યારે તેમને બચાવવા કોઈ ફિરિસ્તો નહીં આવ્યો." અને જાહેર થઈ ગયું કે હઝરત પેગંબરે ખોદા (સ. અ. સ) જ્યારથી પોતાનું ઘર છોડી હિજરત માટે બહાર નીકળ્યા ત્યારથી મદીના શરીફ પોંહચે ત્યાંસુધી ડગલે ડગલે હજારો ફિરિસ્તા આપની સંભાળ માટે મુકરર કરવામાં આવ્યા હતા.

વળી બેહકી, અબુનોએમ, ઇબ્ને સઅદ અને ઇબ્ને મર્દવેહ, અનસ બિન માલિક, ઝેદ બિન અરકમ અને મોગિરા બિન શેઅબા (રદી.)થી રીવાયત કરે છે કે બંને સાહેબો તે ગુફામાં દાખલ થયા કે તરતજ એક ઝાડને ફુટી નીકળી બંને સાહેબોને ઢાંકી લેવાનો, ગુફાના મ્હોંપર, બંને સાહેબોની તરફના ભાગ પર કરોળિઆને જાળ બાંધવાનો અને બે જંગલી કબુતરોને ગુફાના મ્હોંપર આવી (ઇંડાં મુકી તેપર સેવવા) બેસવાનો ખોદાપાકે હુકમ ફરમાવ્યો અને તેમજ થયું. તેથી તે જોઇને ખોળ કરનારાઓ પાછા વળ્યા કે જો આ જગ્યાએ બંને સાહેબો પેઠા હોય તો ઝાડ, જાળ અને કબુતરો પોતપોતાની જગ્યાએ કાયમ રહી શકતા નથી. ઇબ્ને અસાકિરે હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત કીધી છે કે હઝરત અબુબકર (રદી.)ને તે ગુફામાં તરસ લાગી; આપે હઝરત પેગંબર સાહેબ (સલ)ને ખબર કીધી, આપે ગુફાના આગલા ભાગમાં જઈ પાણી મેળવવાનું કહ્યું જ્યાં તેઓને ઘણું સ્વચ્છ અને મીઠું પાણી મળ્યું; ત્યારે આપે (સલ.) ફરમાવ્યું કે જંનતમાં જે ફિરિસ્તો ત્યાંની નેહરોની દેખરેખ પર નિમાયલો છે તેને ખોદાપાકનો હુકમ થયો હતો કે ફિર્દોસ નામની જંનતમાંની એક નેહેરને ગુફાના આગલા ભાગમાં ચાલુ કરે.

હવે ગુફામાંથી નીકળ્યા પછીની* હકીકત સાંભળો. બુખારી અને મુસલિમે હઝરત અબુબકર (રદી)થી રિવાયત કીધી છે કે સુરાકા બિન માલિક પોતાની ઘોડીપર સવાર થઇને મદીનાના રસ્તામાં આવી લાગ્યો. જ્યારે ત્રણ ચાર ગજનો અંતર તેની અને આ બંને સાહેબોની વચ્ચે રહ્યો ત્યારે આપની દોઆથી ઘોડીને તેની પીઠ સુધી, જમીન પોતાની અંદર ગળી ગઈ. જ્યારે તેણે એકરાર કીધો કે હું લોકોને આપની પાછળ મોકળીશ નહીં ત્યારે તે અને તેની ઘોડી જમીનમાંથી નીકળી આવ્યાં." આ હદીસથી એ પણ વાત જણાઇ કે લોકોથી સંતાઇને મદીના શરીફ તરફ રવાના થવાનો હુકમ દેવામાં ખોદાપાકની એક હિકમત એ પણ હતી કે કુફ્રના ગાંડપણમાં કાફ્રો પેગંબર સાહેબને ઇજા દેવા જશે, પણ તેથી પેગંબર સાહેબ (સલ)ને ઇજા નહી પહોંચતાં પોતે તેઓનાં જાનોની ખુવારી થશે. એ ખુવારીથી લોકોને બચાવવાને પોતે નબીયોને તેઓથી સંતાવવાનો અને પોતાનો દેશ છોડી જવાનો ખોદાઇ ફરમાન નબીયો માટે નીકળે છે; નહીં કે તેઓની બીકથી તેઓ સંતાઇને આમતેમ ન્હાસતા ફરે છે. આ બયાન પરથી

સમજુ માણસો સમજી શકશે કે હઝરત ઇશુ પ્રિસ્ત (અલ.)ને પણ એટલાજ માટે આકાશો પર ઉઠાવી લેવાયા કે જેથી આપની કતલની કોશિશમાં પોતે તેઓનું ધાર્યું નહીં નીકળી જાય; નહીં કે બીજા નબીઓપર શ્રેષ્ઠતા બતલાવવા અર્થે આકાશો પર લઇ જવામાં આવ્યા. મતલબ એ કે જે કાફિરો પોતાની નાદાનીને લીધે પોતાનાપર મોકલાયલા નબીપર ઇમાન લાવતા નથી બલ્કે તે નબીનેજ જલ્દીથી નાબૂદ કરવાની કોશિશ કરે છે તેઓની નાદાનીપર દયા લાવી પરમદયાળુ ખોદાપાક પોતે નબીઓને ઘણું કરીને તેઓમાંથી ખસેડી લે છે, અને એવી રીતે તે અણસમજુઓને મોહલત આપે છે કે રખેને પાછળથી તેઓને બુદ્ધિ આવે, પોતાની નાદાનીપર પસ્તાવો કરે અને તે નબી-પર ઇમાન લાવે. હું ધારૂં છું કે જનાબ પેગં-બર સાહેબ (સલ.)ના વખતથી હઝરત ઇસા મસીહ (અલ.) આકાશોપરથી પાછા આ દુન્યામાં આવે તે દરમ્યાન કાફિરો અને અહલે કિતાબપર જઝિયાનો કર ચાલુ કરી જઝીયાના કર ભરનારાઓને ઇમાન નહીં લાવવાથી કતલ નહીં કરવાનો હુકમ આપવો અને હઝરત મસીહ (અલ.)ના પાછા આવ્યા પછી જઝિયાનો હુકમ ઉઠી જઈ ઇમાન નહીં લાવનારને કતલ કરવાનો હુકમ ચાલુ કરવો એ પણ તે પરમમાયાળુ ખોદાની તેઓ માટે આપેલી મોહલત કે ઢીલ છે. જેની કદરદાની નહીં કરવાની સજા બેશક એવીજ હોવી જોઇએ કે આવી મોટી આકાશી નિશાની અને ઇસ્લામી દીનની સત્યતા જાહેર થયા પછી પણ જે લોકો કુફર પર અડી રહે તેઓને કતલજ કરવા જોઇએ.

મદીના શરીફના નાના મોટા દરરોજ આપ (સ. અ સ.)ને વધાવી લેવા શહેરની બહાર મક્કાના રસ્તાપર આવતા અને રાહ જોઇને બપોર પછી પાછા ફરતા. જે દહાડે આપ (સલ) ત્યાં પહોંચ્યા તે દહાડે મોડે પહોંચ્યા તેથી તે દિવસે પણ લોકો ઇન્તેજારી કરી પાછા ફરતા હતા એટલામાં એક યાહુદીએ એક ટેકરાપરથી બંને સાહેબોને આવતા જોઇ ઓળખી લીધા અને ત્યાંથીજ તેણે મોટે સાદે પોકારવા શરૂ કીધું કે "ઓ આરબ લોકો આ તમારા સારા નસીબનું સાધન (આવી પહોંચ્યું)". તે લોકો પાછા ફરતા અટકયા અને આપ (સલ.)ને વધાવી લઈ મદીનામાં દાખલ થયા. હાકિમ અને બૈહકીએ હઝરત અનસ (રદી.)થી જે રિવાયત કીધી છે તેમાં છે કે જે દહાડે હઝરત પેગંબર (સલ.) મદીના શરી-ફમાં દાખેલ થયા તે દહાડા જેવો પ્રકાશિત (નૂરાની) મેં કોઇ દહાડો જોયો નથી. અને ઇબ્ને સઅદે જે રિવાયત કીધી છે તેમાં છે કે તે દહાડે મદીનાની દરેકેદરેક વસ્તુ પ્રકાશિત (નૂરાની) થઇ ગઈ હતી.

બૈહકીએ હઝરત અનસ (રદી.)થી રિવાયત કીધી છે કે મદીનામાં જે દહાડે આપ (સલ) દાખેલ થયા તે દહાડે અનસારી લોકોનાં મર્દો અને ઓરતો આપની પાસે આવતાં અને દરેક જણ પોતાની ઇચ્છા દેખાડતું કે આપ મારે ત્યાં ચાલો. ત્યારે આપ (સલ.) ફરમાવતા કે તમે મારી ઉંટડીની દોરડી પકડશો નહીં કારણકે આજે ખોદાપાક તરફથી જ્યાં મારે થોભવું છે ત્યાંજ અટકવાનો તેને હુકમ થયલો છે. (છેવટે ચાલતાં ચાલતાં) તે ઉંટડી હઝરત અબુ અય્યુબુલ અનસારી (રદી.)ના બારણા આગળ જઇને (થોભી અને આપ (સલ.) નીચે ઉતરે એટલા માટે) બેશી ગઈ, જે વખતે નાના બચ્ચાંઓ પણ એટલાં બધાં હર-ખથી ભરપૂર થઈ ગયાં હતાં કે તેઓ પણ નીચે લખેલી કવિતા ગાતાં નજરે પડતાં હતાં;

તલઅલ બદ્રો અલયના
મિન સનિયાતિલ વદાએ
વજબશ શુકરો અલયના
મા દઆ લિલ્લાહે દાએ

અલ્યોહલ મબ્ઊસો રીના
જઅતા બિલઅમરિલ મોતાએ *

(મજકુર સઘળી હદીસોને માટે જુઓ ખસાએસે કુબ્રા ભા૦ ૧. હિજરતનું બયાન.) રેવરંડજી તથા બીજા ગોરા કાળા સઘળા રેવરંડો જો તમારામાં જરાપણ ઇન્સાફ હોય અને સત્યને ગ્રહણ કરવાની (કબૂલ રાખવાની) શક્તિ બાકી રહેલી હોય તો સાચું કેહશો કે શું આવી રીતે જે માણસ એક શેહેરથી બીજે શેહેર અને એક ઠેકાણાથી બીજે ઠેકાણે જાય તેને ન્હાસી જવું કહે છે? અને શું આવી રીતે જનારને "સાધારણ લોકોની માફક પગે ન્હાસી જઇને દુશમનોથી બચ્યા" એ ફકરો એક સેકંડને માટે કોઇ માણસ લાગુ પાડી શકે કે? શું તમારા ખોટા અને જૂઠા લખાણોમાં અને આ ખુલ્લા સાચા અને જગત જાણીતા અને સર્વ માનીતા લખાણમાં "આસમાન જમીન જેટલો તફાવત નથી"? એક સૌથી વધારે કીર્તિ ધરાવનાર ધર્મ આગેવાન મેમાનની પેઠે શું આપ (સલ)ની પધરામણી મદીનામાં થઇ નહીં? અને શું આખા શેહેરના લોકોએ આપને વધાવી લીધા નહીં? આવા ખુલ્લા જાણીતા અને માનીતા બનાવને માટે "પછી ત્યાંથી ન્હાસીને મદીનામાં એક દોસ્તના આસરા તળે રહ્યા" એવી જૂઠી વાત લખી દેખીતી આંખમાં ધુળ નાંખવી શું બે ઇમાનીનું કામ નથી? રેવરંડજી ઘભરાશો નહીં આસમાન જમીનનો તફાવત આગળ આવે છે ત્યાં સ્પષ્ટ તફાવત દેખાઇ જશે.

પછી રેવરંડજી એજ ૫મા પેરેગ્રાફમાં લખે છે "તેમજ અગર બીજા નબીયોને દુશમનોથી બચાવ્યા છે તો તે ફક્ત જમીન ઉપરજ બચાવ્યા છે. મસીહની માફક આસમાનપર લઇ જવામાં નથી આવ્યા. જો મસીહ પણ તેમના જેવોજ હોત તો તેમની માફક જમીન ઉપરજ બચાવવામાં આવત, પણ આસમાનપર લઇ જવાયા તે આ વાતની સાફ દલીલ છે, કે બીજા તમામ નબીયો તથા રસુલો કરતાં તે ઉત્તમ તથા નિરાળો છે." જવાબ:– હઝરત ઇસુ મસીહ (અલ)ને આકાશપર લઇ જવાનું કારણ પાના ૫૧ માં વિસ્તાર સાથે લખી આવ્યો ત્યાં જોશો અને બીજા નબીયોને દુશમનોને હાથે અહીંજ બચાવી લેવાનું કારણ પણ ઘણીજ તફસીલ સાથે ત્યાં લખ્યું છે. હવે તપાસવાનું અહીં એ છે કે રેવરંડજીના લખ્યા પ્રમાણે બીજા કોઈ નબીયો આકાશ પર લઇ જવામાં આવ્યા છે કે નહીં? જો લઈ જવામાં આવ્યા હોય તો પછી સઘળા વાંચકોને મારો એ દાવો માની લેવો જોઇએ કે જુઠુ બોલવામાં અને ધોકો દેવામાં રેવરંડો, બેશક સૌથી આગળ વધી ગયા છે અને જે ધર્મના ધર્મ આગેવાનોનો એવો હાલ આજે લગભગ અઢારસો વર્ષથી હોય ત્યારે તે ધર્મની કોઇપણ ચીજ કોઇપણ કિતાબ કે વચન સત્ય અને સચ્ચાઇથી સેંકડો કોસ દૂર હોવાંજ જોઇએ, એવા ધર્મને સાચો તેજ માનશે જેની બુદ્ધિ તદનજ જતી રહેલી હોય.

તમારી બાયબલમાં હનોખ આકાશપર માન સાથે ઉઠાવી લેવામાં આવ્યા કારણકે તેવણ ત્રણસે વર્ષ દેવની સાથે (ખોદાપાકની યાદમાં) રહ્યા હતા (જુઓ જુનો કરાર ઉત્પત્તિ ૫મા અધ્યાયની ૨૨, ૨૪ મી કલમ) પછી હઝરત એલીયાહ (અલ) ઘણાજ માન સાથે આકાશોમાં ઉઠાવી લેવામાં આવ્યા (જુનો કરાર રાજા ૨ ના બીજા અધ્યાયની ૧૧મી કલમ). હનોખને માટે શબ્દ "અણદીઠો"થી કોઇને ધોકો લાગે કે એથી આકાશમાં જવું સાબેત થતું નથી ત્યારે તેને જોઇએ કે બાયબલના નવા કરારમાં હેબ્રીઓને પત્રના ૧૧મા અધ્યાયની ૫મી કલમ વાંચી પોતાની ખાત્રી કરીસે, જેમાં છે કે "વિશ્વાસથી હનોખ ઉપર

*અર્થ—૧ સનીયાતિલ વદાઅ (નામની જગ્યાએથી) અમારાપર ચંદ્ર પુરેપુરા આકારમાં જાહેર થયો ૨ જ્યાંસુધી ખોદાપાકથી દોઆ કરનાર કોઇ હોય ત્યાં સુધી શુક્ર કરવો અમારાપર ફર્ઝ છે ૩ અમારાપર મોકલાયલા ઓ નબી સાહેબ! આપ એવા હુકમો લઈને આવ્યા છો કે જેઓની તાબેદારી કરવી ઘણી જરૂરી છે.

લઇ જવાયો કે તે મરણ ન જુએ ને તે જડયો નહીં કેમકે દેવ તેને ઉપર લઇ ગયો". વળી બાયબલના નવા કરારમાં કરીંથીઓને બીજો પત્ર તેના ૧૧મા અધ્યાયની ૨, ૪ કલમોમાં સેંટ પાલ કે પાઊલ પ્રેરિતનું ત્રીજા આકાશમાં અગે પારાદેસમાં કે Paradise માં કે ફિર્દોસ નામે જંનતમાં જવું લખ્યું છે અને તેનું પણ માન અર્થે જવું થયુ હતું. રોમન કૅથોલિક બાયબલ જે પટણા શેહેરમાં ૧૮૬૪માં છપાયલીના છેવટમાં કૅથોલિક ટોળાના તહેવારોની લીસ્ટ આપેલી છે તેમાં હઝરત ઇશુ ખ્રિસ્ત (અલ)ની મા મરિયમ (રદી)ને આકાશમાં ઉઠાવી લેવાનો પણ એક તેહવાર ગણેલો છે. અને તેઓ પોતાના દેવળોમાં એટલાજ માટે એક સીઢીને ઠેકાણે બે સીઢીઓ રાખે છે કે એક સીઢી વતી ખ્રિસ્ત આકાશમાં ચઢેલા અને બીજી વડે બીબી મરિયમ ચઢેલાં.

જે જે સાહેબો આકાશમાં ઉઠાવી લેવામાં આવેલા તેઓને પોતે આગલા અને પાછલા રેવરંડો માને છે કે માન અર્થે આકાશમાં ઉઠાવી લેવાયા હતાં, પણ ખ્રિસ્ત (અલ.) વાસ્તે તેઓ પોતે માને છે કે માન અર્થે નહીં પણ દુશ્મનોથી બચાવવા માટે ઉઠાવવામાં આવ્યા હતા. રેવરંડજી તથા ગોરા રેવરંડો! જુઓ ભેટ પણ આપવામાં આવે છે અને ભિક્ષા (ભીખ) પણ આપવામાં આવે છે પણ જાહેર છે ભેટ માન અર્થે આપવામાં છે અને ભિક્ષા તો ભીખ માંગનાર કંગાલ માણુસને આપવામાં આવે છે. ત્યારે હું પુછુંછું કે આખી દુન્યા, જે સદગૃહસ્થને, રાજાને કે હાકેમને ભેટ આપવામાં આવે તેને શ્રેષ્ઠ ગણશે કે ભીખ દેવામાં આવેલી તે કંગાલને? તેજ પ્રમાણે આકાશપર જવામાં તો ખ્રિસ્ત (અલ) સાથે ઉપર લખાયલા સાહેબો, તેમજ મુસલમાનો જેજે સાહેબોને આકાશમાં ઉઠાવી લેવાયલી માને છે તે સઘળાઓ સરખા દેખાશે; પણ ભેદ કે ફરક જ્યારે તપાસવામાં આવશે તો તમારાજ માનવા પ્રમાણે ખ્રિસ્ત (અલ.) સિવાય બીજા બધા માન અર્થે, કંઈ પણ માંગણી કીધા વગર ઉઠાવી લેવાયલા; અને ખ્રિસ્ત (અલ) કાલાવાલા રડારોડ આજીજીઓ કરવાથી દુશમનોથી બચાવવા ઉઠાવી લેવાયલા ગણાશે ત્યારે તમારાજ માનવા પ્રમાણે શ્રેષ્ઠ કે ઉંચા દરજજાનો કોણ ગણાયો? રેવરંડજી જોયું કે "શું આ વાતમાં આસમાન જમીન જેટલો તફાવત નથી"?

હવે ખ્રિસ્ત (અલ)ને તેઓના દુશમનોથી બચાવવા અને તેઓનું માન જાળવવા માટે ખોદાપાકે શોશો બંદોબસ્ત કીધો તે ઇન્જીલમાં તપાસીએ. ખ્રિસ્ત (અલ)ને પકડનારાઓએ અને દુશમનોએ તેઓને પકડયા, તેઓને ફાંસીની સજા કીધી. તેઓના મ્હોંપર થુકયા, તેઓને મુકકીઓ મારી, તેઓને તમાચા માર્યા, તેઓને બાંધીને કેદીની પેઠે લઇ ગયા, તેઓને કોરડા (ચાબખા)નો માર માર્યો, તેઓને માથે કાંટાનો મુગટ ગુંથીને પહેરાવ્યો, તેઓની મશ્કરીઓ કીધી, તેઓના માથામાં સોટીઓ મારી, તેઓને શરીરે ખીલાઓ જડયા, તેઓને ખાસ કહેવામાં આવ્યું કે જો તું આ વધ સ્તંભપરથી ઉતરી આવે કે તરતજ અમે જોઇને વિશ્વાસ કરશું, તું તો બીજાઓને બચાવનાર હતો તો તેં પોતાને કેમ નહીં બચાવ્યો." (નવો કરાર માર્ક અધ્યાય ૧૫) એવી રીતે નાના મોટા સઘળાઓ, એક પેગંબરને ઇજા દઇ રહ્યા હતા, તેની મશકરી કરતા હતા પણ ખોદાએ જાણીજોઇને તેની કંઇ પણ મદદ નહીં કીધી. શું એનુંજ નામ પેગંબરને બચાવવું અને તેને માન આપવું થઇ શકે છે? ત્યારે પેગંબર અને એક સામાન્ય ચોર કે લુટારા કે ફાંસીઆમાં ભેદ અથવા ફરક ખોદાની જનાબમાં જરાએ દેખાશે નહીં. એ છે ઇન્જીલ કે બાયબલની ખૂબી જેને રેવરંડો માને છે કે જેમાં પોતે તેઓના પેગંબરની અડી વખતે જરાપણ આકાશી મદદ થયલી હોય એમ તેઓનું ધર્મ પુસ્તક પોતે [illegible] નથી. જેથી ઇશુ ખ્રિસ્ત

ખોદાના દીકરા સાબેત થયા તો વેગળે રહ્યા કોઇ સારા વિશ્વાસુ કે ઇમાનદાર માણુસ પણ સાબેત થતા નથી.

કારણકે ઇશુએ તો મોતની ઘડી ટળવાને અને દુશ્મનોના હાથમાંથી બચવાને પોતાના બાપ આગળ આણીએ આજીજી કાલાવાલા રડારોડ કીધાં (જુઓ માર્ક, અધ્યાય ૧૪ની કલમ ૩૨થી ૩૫); છેવટે જ્યારે તેવણે જોયું કે બાપ તો આકાશપરથી કંઇ પણ મદદ મોકલતો નથી ત્યારે નાચાર થઇને કેવા સખત શબ્દો તેવણે ઉચ્ચાર્યા કે "એલોઇ, એલોઇ, લામા સાબાખ્થાની" એટલે "મારા દેવ, મારા દેવ— તેં મને કેમ મુકી દીધો છે." (માર્ક, અધ્યાય ૧૫). જે વાંચન વાંચી એક રેંશનલિસ્ટના (પોતાની અક્કલમાં ધર્મની જે વાત પસંદ આવે તેનેજ પસંદ રાખનાર જે ટોળું હાલમાં યુરોપમાં વધતું જાય છે તેમાંના કોઇ) અથવા તો એક નાસ્તિક (દેહરિયા)ના મનપર શી અસર થશે ? એજ અસર થશે કે "પીરાન નમી પરંદ (બલ્કે) મુરીદાન મીપરાનંદ" એટલે જૂઠા કે બનાવટી પીરોમાં પોતાનામાં મોટાઇ મારવાનું એક પણ ગુણ હોતું નથી પણ તેના શિષ્યો કે ચેલાઓ તેને લોકો આગળ ઘણા વખાણી વખાણીને આકા થઠવે છે, અરે જો આવી અડી વખતે બા કે ઇશ્વર પોતાના એકના એક દીકરાને કામ " લાગ્યો તો જરૂર માનવુંજ પડશે કે ઇશુ સ્ત કોઇ નબી કે સારા માણુસ નહીં હતા પણ ખોદા પાકની નજરમાં એક દુષ્ટમાં દુષ્ટ અને પાપીમાં પાપી માણુસ હતા. ત્યારેજતો પાપનો ઘડો ભરાતાં જ્યારે કોઇ દુષ્ટ પર કોઇ ભારે આફત આવી પડે છે અને તેને જમીન કે આકાશપરથી કોઇ મદદ મળતી નથી બલ્કે પોતે તેનાં સગાં વહાલાં, મિત્રો, દોસ્તો, સૌ કોઇ, તેવે કવખતે, તેને છોડી નહાસી જાય છે. તેજ હાલત આબેહુબ આ ઇન્જીલમાં લખાયલા ઇશુ ખ્રિસ્ત સાહેબની છે કે તેમનાં સગાં વહાલાંઓ અને શિષ્યો સુધાં નહાસી ગયાં અને તેને એક પણ તરેહની આસમાની મદદ મળી નહીં અને તેની બધી આજીજીઓ અને દોઆઓ કે પ્રાર્થનાઓ ફોકટ ગઇ. જેથી સાબેત થાય છે કે ધતીંગ કરનારા અને ધર્મને નામે ધર્મ પોશાકમાં નીકળી પડેલા લુટારાઓની ગોઠવેલી એ બધી વાતોજ છે. ખરું જોતાં નહીં ખોદા છે, નહીં ઇશુ ખ્રિસ્ત નામે કોઇ પેગંબર છે અને નહીં ઇન્જીલનામે કોઇ આકાશી કિતાબ છે."

પણ કુર્આને મજીદને વાંચતાં તેના મનપર જરૂર એવી અસર પડશે કે બેશક હઝરત ઈસા મસીહ (અલ) નબીજ હતા ત્યારેજ તો જ્યાં જુઓ ત્યાં આકાશી મદદ હાથ બાંધીને તેઓની આગળ ઉભેલી મળી આવે છે. અને તેમાં કોઇપણ રીતે એવું કોઇ કારણ નળી આવતું નથી કે આપની નોબુવ્વત માટે કોઇને જરાપણ શક શુબેહ પેદા થાય." રેવરંડજી ! મુસલમાનો એવા નાદાન નથી કે સઘળા નબીયો (અલ)ને માટે એવાં ઉત્તમ અકીદા કે વિચારોનું શિક્ષણ આપનાર ખોદા રસુલ (સલ) અને કુરઆને મજીદ જેવી આકાશી કિતાબને છોડી હાલની ઇન્જીલની બેપાયા વાતો પર ઇમાન લાવશે; ઇમાન લાવવો તો વેગળે રહ્યો તેની ગમ આંખ ઉઠાવીને પણ જોશે નહીં. કેમકે તમારા આ ટ્રેક્ટના હેતુ પ્રમાણેજ શ્રેષ્ઠને છોડી હલકાને કોણ માનશે. ત્યારે "શું આ વાતમાં આસમાન જમીન જેટલો તફાવત નથી ? હઝરત મસીહ (અલ) નું દુન્યામાં જે કંઈ માન જાળવ્યું તે હઝરત મોહંમદ પેગંબર સાહેબે (સલ) અને કુર્આનેજ જાળવ્યું. નહીંતો ખ્રિસ્તિ ધર્મે તો આપનું અપમાન કરવામાં કંઇ કસર બાકી રહેવા દીધી હતીજ નહીં. તેમાંજ તમારી ઇન્જીલમાં છે કે "તોપણ જે સત્યનો આત્મા (પેરીકલીટસ

અથવા મોહંમદીમ* અથવા Illustrious) તે જ્યારે આવશે, ત્યારે તે તમને સર્વ સત્યમાં દોરી જશે; કેમકે તે પોતાથી નહીં બોલશે; પણ જે કંઇ તે સાંભળશે તેજ તે બોલશે ને જે જે થનાર છે તે તમને કહી દેખાડશે તે મને મહિમાવાન કરશે કેમકે તે મારા વિષેનું લઇને તમને કહી દેખાડશે. જે બાપનાં છે તે સર્વ મારાં છે; માટે મેં કહ્યું કે, તે મારે વિષેનું લઇને તમને કહી દેખાડશે. (નવો કરાર યોહાન, અધ્યાય ૧૬ની કલમ ૧૩ થી ૧૫). બેશક કુર્આન અને હદીસે મસીહ વિષેનું સઘળું લઇ કહી દેખાડી મસીહને ઉત્તમ રીતે મહિમાવાન કીધા.

રેવરંડજી, પેરેગ્રાફ ૬૬ઠામાં લખે છે "બધા મુસ્લીમ ભાઇયો માને છે, કે આપણા જીસ્મની સાથે ખાવા પીવા વિગેરેની જે શરતો લાગુ પડે છે, તેવીજ શરતોવાળા જીસ્મ સાથે મસીહ આસમાનપર ગયલો છે; અને તેજ જિસ્મ સાથે આજ સુધી ત્યાં રહેલો છે. શું તમે ખ્રિસ્તિઓ એમ માનતા નથી? તમે તો એ બધું એ માનો છો, ઉપરાંત પોતાના ભુંડા કામોની સજા બાપડા ઇસુ મસીહ (અલ) ને માથે નાંખી તમારા ગુનાહો માફ કરવાને પોતે ખુદાપાકને પણ અશક્ત ઠેરવી એવા મહાન નબીને દુન્યામાં તો શુળિએ ચઢાવેલાજ હતા, બીચારાનો પીછો આખેરતમાં પણ ન મૂકતાં તે ખોદાના પ્યારા રસૂલને જહન્નમ (નર્ક)માં પણ મોકલો છો. જુઓ સેંટ ઍથૅનૅસીયસના અકીદાઓ અથવા The Creed of Saint Athanasius, ધી યુનીવર્સિટી પ્રેસ, ઑક્સફર્ડમાં છપાયલી, ધી બુક ઑફ કામન પ્રેઅરનો અગ્યારમો અધ્યાય. એજ ચોપડીના ઉર્દુ તર્જુમાનું નામ "દોઆએ અમીમ" છે. ખુદા બચાવે એવા કુફ્રેથી! દુન્યામાં ભાગ્યેજ કોઇ કોમે પોતાના નબીની આવી દુર્દશા કીધી હશે જેવી ખ્રિસ્તિઓએ પોતાના નબી, રસુલ અને તેઓની માન્યતા મુજબ ખોદા, ખોદાના સૌથી પ્યારા અને પહેલા દીકરાની કીધી! મુસલમાનો એવા નથી કે આખી દુન્યાના ધર્મ આગેવાનોને માન આપવાનું ઇસ્લામનું શિક્ષણ છોડી એવા દીનમાં દાખેલ થશે કે જે દીન, પોતાનાજ નબીનું આટલું બધું, નાલાયકમાં નાલાયક માણસને પણ ન છાજે તેવું અપમાન કરતું હોય.

પછી રેવરંડજી લખે છે "એટલે અલ્લાના હમાકાના" (એટલે આ લીટી સુધી તે તેવોને તેવોજ છે.) પણ બીજા નબીયોની નીસબત

*પેરીકલીટસ અથવા પારાકલીટુસ અસલ હેબ્રી ભાષાના કોઈ શબ્દનો તરજુમો ગ્રીક ભાષાના શબ્દમાં છે. [જુઓ ઇઝહારૂલ હક ભા. ૨ પાનું ૧૫૭] જેનો અર્બી ભાષાનો શબ્દ "અહમદ" છે. જેને ડાકટર સેલે કુરઆનના પોતાના અંગ્રેજી તરજુમામાં પાના ૪૧૦ સૂરએ સફ એટલે "The Battle Array"માં કબૂલ રાખ્યો છે. તેમજ લખે છે કે (અંગ્રેજી બાયબલોમાં) એજ શબ્દના અર્થ Illustrious લખ્યા છે. અલીગઢવાળા સર સૈયદ અહમદખાં, પીરે નેચરે તૌરૈતનો તરજુમો તથા શરહ લખી છે જેનું નામ 'ખુતબાતે અહમદીયા" છે તેમાં લખે છે કે "જુનો કરાર, ગીતોનું ગીત, અધ્યાય ૫ની ૧૬મી કલમ"માં "આ મારો પ્રીતમ" છે, એ ફકરાને માટે હેબ્રુ ભાષામાં "મોહંમદીમ" શબ્દ છે. હેબ્રુ ભાષાના કાયદા મુજબ "મોહંમદ" શબ્દને "ય અને મ" માન અર્થે લગાડતાં "મોહંમદીમ" શબ્દ થઇ ગયો, જેવી રીતે કે બાયબલમાં અલોહનું અલોહીમ, બઅલનું બઅલીમ થયું છે. પાદરી ઓસ્કાન આર્મીનીયને ૧૬૬૬માં યશાયાહનો તરજૂમો આર્મીનીયન ભાષામાં કીધેલો જે ૧૭૩૩માં એન્ટોની પેરેંટોલ્લી છાપખાનામાં છપાયલો તેના ૪૨મા અધ્યાયમાં "રાજ્યની નિશાની તેની પીઠ ઉપર છે." [એટલે મોહરે નોબુવ્વત) 'અને તેનું નામ અહમદ છે" આજ દીન સુધી છે. સાબેત થઇ ગયું કે બાયબલમાં "મોહમદ અને અહમદ શબ્દો સંતાડવા સત્યનો આત્મા, ઇલસ્ટ્રીયસ વિગેરે શબ્દો પાદરીઓએ ગોઠવી દીધા છે.

કુરાનમાં એમ લખેલું છે "મીહા તહયુના વ ફીહા તમૂતૂના વ મિન્હા તુખરજૂન. જુઓ સુરત ઉલ ઐરાફ, રકુ. ૨ અને "અલમ નજ અલિલ અર્દા કિફાતન અહયાઅંવ વ અમવાતા" સુરત ઉલ મુરાસલત રકુ. ૧. એટલે આદમ જાતને વાસ્તે ઇલાહી કાનૂન એ છે, જે તેમને માટે જન્મ અને મોત, ઉઠાર તથા નશર બધું જમીન ઉપરજ થશે." "અલઆન કમાં કાન" રેહવાનું કારણ વિસ્તાર સાથે મેં પાના ૫૧ માં લખ્યું છે. સૂરએ અઅરાફને રેવરંડજી "ઐરાફ" લખે છે જે તેવણુના ઇલમના ભંડાર હોવાની ખુલ્લી નિશાની છે કે કુરઆનની સુરતનું ખરૂં નામ પણ લખતાં આવડતું નથી. મજકુર આયત હઝરત આદમ, હવ્વા (અલ) અને શેતાનને માટે જંનતમાંથી જમીનપર મોકલતી વખતે ફરમાવવામાં આવી છે. નબીયો અને રસૂલો માટે ત્યાં ઇશારો પણ નથી રેવરંડજી! શું ધોકો દેવા માટે સમખાઈ બેઠા છો કે કોઇ ફકરો ધોકા વગરનો લખવોજ નહિં? નાચારીની વાત છે.

થોડી વારને માટે માની લઇએ કે બની આદમ કે આદમ પુત્રો હઝરત આદમ અને હવ્વા (અલ)ની ઓલાદ છે અને સઘળા નબીયો અને રસૂલો આદમીયોજ હતા તેથી એ હુકમ તે સઘળાઓને લાગુ પડશે, તો એ કાયદો તમારી ઇન્જીલેજ, હનોખ અને એલિયાહ નબીયોને ખાવા પીવા વાળા જિસ્મ સાથેજ ઇસુ ખ્રિસ્ત (અલ) પેહલાં આકાશપર મોકલી અને "અલઆન કમાકાન" આજસુધી ત્યાં રાખી, હંમેશને માટે તોડી, નવો કાયદો એ ચાલુ કરી દીધો કે બધા નબીયો માટે એ કાયદો લાગુ પડતો નથી, (જુનો કરાર, ઉપત્તિ, ૫મા અધ્યાય ની કલમ ૨૨, ૨૪ અને રાજા ૨, અધ્યાય ૨ની કલમ ૧૧) પણ તમારા નવા કરારે તો એ બાબતમાં ઇસુ ખ્રિસ્તનું માન ઘટાડી દીધું કે બીજા લોકોની પેઠે તેને દુન્યામાં જન્માવ્યો શુળિએ ચઢાવી તેને મોત પણ આપ્યું, ત્રણ દિવસ તેને કબરમાં દટાયલો રાખી પછી તેમાંથી બહાર કાઢી આખી આયતને અને તમારા તરજુમાને ઇસુ ખ્રિસ્તપર પૂરેપૂરી રીતે લાગુ પાડી દીધાં રેવરંડજી! "લેને ગઇ પૂત નો ખો આઇ ખસમ,"ની કહેવત કેવી ખરી પડી! અહાહાહા!! વળી મુસલમાનો તો માનેજ છે કે ઇસુ ખ્રિસ્ત (અલ) આકાશપરથી આવી અહીં જમીનપરજ પોતાની જિંદગી ગાળશે અને મદિનામાં, દુન્યાથી ગુજરી જઇ ત્યાંજ કબરમાં દટાશે ત્યારે આ ફાંશ મારવાથી તમને શો ફાયદો થયો.?

હવે બીજી આયત માટે સાંભળો કે રેવરંડજીએ જે સુરત મુર્સલાતની એ આયત છે તેનું નામ મુરાસલત લખી પોતાની ભૂલોની ગણત્રીમાં એકનો વધારો કરાવ્યો. વળી એ આયતનો તર્જુમો પણ નહીં લખ્યો. ત્યારે જાહેર થઈ ગયું કે વાંચકોને ધોકો દેવાનેજ આયત લખી છે. કારણકે આયતના અર્થ એ છે કે "શું અમે જમીનને જીવતાઓ અને મડદાઓને ઉઠાવનારી નહીં બનાવી?" આખી સુરત એજ બાબત માટે છે કે ખોદાપાકની આવી આવી ખુલ્લી નિશાનીઓ જાહેર નજરે જોવા છતાં જે લોકો તેને અને તેના નબીયોને જુઠાડે છે તેઓને કયામતને દહાડે બહુ સખતમાં સખત સજા થશે; બસ, નહી, મસીહ (અલ)નું આકાશમાં રહેવાનું બયાન તેમાં છે અને નહીં બીજા નબીયોના જમીનપર રેહવા સાથે તેઓની સરખામણી નબીયોની સાથે સુરતમાં કેયે કરવામાં આવી છે. ત્યારે એ ધોકો નથી તો બીજું શું કહેવાય?

પછી રેવરંડજી લખે છે કે "આથી સાફ જાહેર થાય છે કે જે પેદા કરેલો પ્રાણી પછી તે રસૂલ હોય કે નબી હોય ફકત જમીન ઉપરજ રહી શકે છે, પણ અગર કોઇ પેદા કરાએલા પ્રાણી કહેવાઇને આ જીસમ સાથે

આસમાનમાં રહી શકે તો માનવું પડશે કે, તે તમામ આદમજાત કરતાં જુદોજ છે." ઉપલા બંને પેરેગ્રાફોના લખાણોથી સાબેત થઇ ગયું કે એ તો કુર્આનનો પ્રતાપ છે કે જેવડે મસીહનું આટલું માન દુન્યામાં કોઇ સાબેત કરી શકે છે નહીંતો બાયબલે તો બેશક તેને આદમજાતમાંથી કાઢીજ નાંખેલો સાબેત થાય છે. કેમકે તેઓ જો આદમ પુત્રોમાં હોય તો ખોદા અથવા ત્રણ અકનુમમાંનો એક અથવા ખોદાનો દીકરો કેમ કેહવાતે? માલમ પડયું કે એક બાજુએ તો બાયબલે બની આદમમાંથી એવી રીતે બીચારાને કાઢી નાંખ્યો, બીજી બાજુએ બાયબલ કહી રહેલી છે કે દુષ્ટમાં દુષ્ટ માણસનાપર ખુદાનો ગઝબ કે કોપ આવી પડે છે અને ચારે બાજુએથી તેને મુશીબતો ઘેરી લે છે તેમ જ્યારે ઇસુ મસીહ ઘેરાઇ ગયા ત્યારે બિચારાએ ઘુંટણીએ પડી, ભોંયપર માથું મૂકી મતલબ એ કે આજીજી કરવાની અને કાલાવાલા કરવાની જેટલી રીતો હોઇ શકે છે તે બધી રીતે પોતાની એલુહીયત, ખોદાઇપણાના બે ભાગોને એટલે પોતાના બાપ ખોદાને અને પવિત્ર આત્મા (રૂહુલ કુદસ)ને ઘણુંએ સમજાવ્યું કે મારાપર કૃપા કરો અને ફક્ત એકજ વખત એકજ ઘડીને માટે તો દુશમનોને હાથે ફજેત થતાં અને શુળીએ ચઢતાં મને બચાવો પણ બંનેમાંથી કોઇએ બિચારા તરફ જરા મ્હોં ફેરવીને જોયુંએ નહીં, તેને ફજેત બી થવા દીધો અને શુળિએ પણ ચઢવા દીધો. (નવો કરાર માર્ક અધ્યાય ૧૪–૧૫). જેથી સાબેત થાય છે કે નહીં ઇસુ ખ્રિસ્ત ખોદા હતા અને નહીં ત્રણ અકનુમામાંના એક હતા નહીંતો ખોદાને કોઇ બીજાની મદદ બીક કે કાલાવાલાની શી જરૂર? ત્રીજી બાજુએ બાયબલે નોબુવ્વતમાંથી પણ કાઢી નાંખ્યા કારણ કે સેંટ પૌલ કે પાઉલ શિષ્ય સાહેબ કહે છે કે "ખ્રિસ્તે આપણી વતી (શાપિત, લઅનતી) થઇને નિયમના શાપથી આપણને છોડવી લીધા કેમકે લખ્યું છે કે જે કોઇ સ્તંભપર ટાંગેલો તે શાપિત છે; (જુઓ નવો કરાર, ગલાતીઓને પત્ર, અધ્યાય ૩ની કલમ ૧૩મી.) અને જાહેર કરે છે કે નબી અને રસૂલ કદી લઅનતી થતા નથી અને જહંનમમાં જતા નથી (ધી બુક ઑફ કોમન પ્રેઅર અધ્યાય ૧૧). ત્યારે રેવરંડજી! તમે લખો છો કે "તે તમામ આદમજાત કરતાં જુદોજ છે" તે ખરૂંજ સાબેત થયું. વાહરે આકાશી કિતાબ! તારો તો કેવો મહિમા!!

પછી રેવરંડજી લખે છે "વળી બધા નબીઓની બાબત લખેલું છે જે "મા જઅલના-હુમ જસદન લા યઅકુલૂ નત્તઆમા વ મા કાનું ખાલેદીન." જુઓ સુરત ઉલ અંબીઆ રકુ, ૧. એટલે અમે તેમના જીસમ એવા નથી બનાવ્યા કે ખાધા પીધા વગર જીવતા રહી શકે તો, તે બીજા નબીયો કરતાં જુદો તથા શ્રેષ્ઠ હોવો જોઇએ; નહિ તો કુરાનની આ આયતને ગલત માનવી પડશે." રેવરંડજીએ આયત એવી તો ખોટી લખી કે અંદર "ગ" અક્ષર જે અર્બી ભાષામાં લખાતો નથી તે પણ લખી માર્યો ઉપરાંત "વ મા કાનુ ખાલેદીન"ના અર્થ કોણ જાણે શું નુકશાનકારક હતા કે જેને બિલકુલ ખાઇ ગયા. મજકુર સુરતમાં આયતનો સંબંધ એવા બયાનની સાથે છે કે લોકો, રસૂલોને કેથે માણુસ જાતિમાંથી નહીં ગણી, ફિરિશતા કે ખોદાઈ અવતાર માનવા લાગી જાય તેવા અકીદાના રોકાણ અર્થે ખોદાપાક ફરમાવે છે કે સઘળા નબીયોને આદમપુત્રોજ તમારે માનવા કારણ કે તેઓના શરીરજ એવાં છે કે જેઓ ખાધા વગર જીવતા અને ટકાઉ રહી શકતા નથી તેમજ તેઓ (દુન્યામાં) હંમેશ જીવ[illegible] પણ રહેતા નથી; ફિરિસ્તાઓ તો ખાતા પીતા પણ નથી અને ખોદા ચાહે ત્યાં સુધી તેઓને ફનાએ નથી. વળી મુસલમાનો એમ ક્યાં માને છે કે ખાધા પીધા વગર ઇસુ ખ્રિસ્ત (અલ) આકાશોપર જીવતા છે,!

તેઓતો કહે છે કે આકાશીપરની આબો હવાજ એવી છે કે ત્યાંની ભૂખ અને તરસ બે રીતે મટી શકે છેઃ—(૧) જંનતનો ખોરાક વાપરવાથી અથવા (૨) ફ્રિસ્તાઓની પેઠે ફકત ખોદાના નામનું જાપ કરવાથી. આયત તો દુન્યામાં રહેવાનું કહી રેહલી છે, તમે તેને આકાશોની હાલત સાથે લઇ જઈ મેળવી દીધી, જે ખરેખરો ધોકો છે. તમારી બાયબલ પોતે ઇસુને માટે ભૂખ્યા થવું અને અન્જીરના ઝાડ પાસે અન્જીરો મળવાની આશાએ જવું અને નહીં મળવાથી તે નિર્દોશ અને બેગુનાહ ઝાડને માટે શાપ આપવો (બદદોઆ કરવી) લખે છે. (નવો કરાર, માર્ક અધ્યાય ૧૧ની ૧૨મી કલમ). તમામ ખ્રિસ્તીઓ એક મતે માને છે કે "ઇસુ અમારી પેઠેજ નાનપણથી મોટો થયો, શરીરની અને ભેજાની તાકાતોમાં તે અમારી પેઠેજ ધીમે ધીમે વધ્યો, તે અમારી પેઠેજ સૂતો હતો, ખાતો હતો અને થાકી જતો હતો, બદનની અને મગજની શકિતઓની રૂએ માણુસ જાતિથી તે કોઇ જુદી જાતનો નહતો," (જુઓ ખ્રિસ્તિઓનું પ્રખ્યાત માસિક એપાન્ધુ ૧૮૭૬ જિલ્દ ૩જી નંબર ૯ પાનું ૧૩૧) ત્યારે આ દુન્યામાં ખ્રિસ્ત (અલ) બીજા નબીયો (અલ) જેવાજ રહ્યા, આકાશપરથી ઉતર્યા પછી પણ રહેશે (વાંચો પેરે. ૧૩) અને આકાશમાં તો તેઓના કરતાં વર્ષો પેહલાંથીજ વગર ખાધે પીધે બે નબીયો (અલ) પોતે મોજુદ છે (હનોખ અને એલિયાહ જેઓનું બયાન ઉપર થઇ ગયું) વાંચો પાનું ૬૧ ત્યારે ખ્રિસ્તાએ કંઇ સાબેત થઇ નહીં અને નહીં "કુરાનની આ આયતને ગલત માનવી પડી." અલબત તમારા લખાણનું ખોટારૂં સારી પેઠે જાહેર થઇ ગયું. અલહમ્દો લિલ્લાહ.

પછી રેવરંડજી કહે છે "૭. કુરાન કહે છે કે મસીહે મુડદાઓને જીવાડયા આ કામ ઇન્સાની તાકાતથી બહાર છે. જેમાં ખોદાઇ તાકાત હોય તેજ ફકત આ કામ કરી શકે છે જેમકે "હોવલ્લઝી યોહયી વ યોમીતો" જુઓ સુરત ઉલમોમિન, રકુ, ૫. એટલે તેજ ખુદા મારનાર તથા જીવાડનાર છે અને ખોદા પોતાની સીફાતે મખસુસમાં કોઇને શરીક કરતો નથી જેમકે "લા યુશરેકો ફી હુકમેહી અહદા" જુઓ સુરત ઉલ કહફ રકુ. ૪. વાસ્તે ખાસ ઉલુહીઅતમાં મસીહ સિવાય બીજો કોઈ શામેલ થઈ શકતો નથી. આ વાત સુરજની રોશની કરતાં વધારે પ્રકાશિત છે કે મસીહ મહંમદ સાહેબ કરતાં ઘણો અફઝલ છે."

રેવરંડોની ટેવ છે કે કુર્આને શરીફની આયતનો પૂરો અને ખરો તર્જુમો કે મતલબ કદી લખશે નહીં. યાતો અધુરો તર્જુમો લખશે અથવા તો કંઇ વધારા ઘટાડા સાથે તેની મતલબ એવા શબ્દોમાં લખશે કે જેથી જે ઇચ્છાથી તેઓએ તે આયત કે હદીસ લખી છે તે ઇચ્છાનો પૂરેપૂરો તેમા સમાવેશ થઇ જાય. રેવરંડજીની ઉપલી મતલબ કુર્આનમાં કેવી રીતે છે તે પહેલાં તપાસીએ કુર્આનમાં છે કે હઝરત ઇસુ મસીહ (અલ.) જ્યારે પેદા થશે ત્યારે તેઓ પોતાની કોમ કે ઉમ્મતને પોતાની નોબુવ્વતની સાબેતી માટે ફરમાવશે "હું તમારા પરવરદેગારની પાસેથી મોજિઝા લઇને (નબીબનીને) તમારી તરફ આવ્યો છું. (અને તે કયા મોજિઝા છે ?) (૧) મટોડીનું એક રમકડું ચલ્લીના આકારનું મારે હાથે બનાવી તેમાં (જયારે પણ) હું ફુંક મારીશ તો તે (રમકડું) ખોદાપાકના હોકમથી (આબેહુબ જીવતું) ઉડતું પક્ષિ બની જશે. અને આંધળાઓને અને કોઢીઓને ખોદાપાકના હોકમથી સારા (જોતી આંખોવાળા અને સાફ ચામડીવાળા) કરીશ, અને (તેમજ) મુડદાઓને જીવાડીશ. અને જે કંઇ ખાઇને આવશો અને પોતાના ઘરોમાં જે કંઈ મૂકીને આવશો તેની હું તમને ખબર આપીશ. બેશક એ

બાબતોમાં તમારે માટે (મારી નોબુવ્વતને સાબેત કરનારા) મોજિઝા છે, જો તમે ઇમાન લાવનારા હોવ." (સૂરએ આલે ઇમ્રાન રૂકૂઅ ૫ મો).

મજકુર આયતોએ રેવરંડોના જૂઠા દાવાપર તદન પાણી ફેરવી દીધું. કારણ કે કુર્આને પાક સાફ કહી દીધું કે મસીહ (અલ.)-માં નહીં મજકુર કામો કરવાની ખોદાઇ તાકાત હતી અને નહીં ખોદાના ખાસ ગુણો (સીફાતે મખસૂસા) તેઓ ધરાવતા હતા. પોતે હઝરત ઇસુ મસીહ (અલ) કહી રહેલા છે કે મારી નોબુવ્વતને જે નહીં માને તેની આગળ મારી નોબુવ્વતને સાબેત કરનાર દલીલો કે સાક્ષીઓ, આ મારા મોજિઝાઓ છે જે મોજિઝાઓ દઇને મને ખોદાપાકે તમારામાં મોકલ્યો છે. અને રેવરંડોને કહી રહેલા છે કે હે નાદાનો! મારા આ મોજિઝાઓને જોઈ શેતાનના ભંભેરવાથી કેથે મને ખોદાઇ ગુણો અને તાકાતો ધરાવનારો માનશો નહીં. મારે હાથે જે કંઇ મોજિઝો જાહેર થશે તે ખોદાપાકના હુકમથી થશે તેનો સંબંધ મારી તાકાત કે ગુણ સાથે જરાએ નથી. તેટલાજ માટે દરેક મોજિઝા સાથે "બે ઇઝનિલ્લાહ" એટલે "ખોદાપાકના હોકમથી" નો ફકરો વપરાયલો છે. વળી સૂરએ માએદાના ૧૫ મા રોકૂઅમાં ખોદાપાક હઝરત ઇસુ ખ્રિસ્ત (અલ)ને પોતાનો ઉપકાર માનવા ફરમાવે છે તે ઠેકાણે જે જે ઉપકારો તેણે મોજિઝા આપવામાં આપપર કીધા છે તેની તફસીલ બયાન ફરમાવતાં ખુલ્લા શબ્દોમાં ફરમાવે છે કે ઉપર લખેલા જે જે મોજિઝાઓ આપને હાથે જાહેર થયા છે તેને માટે એમ ધારશો નહીં કે તે જાહેર કરવા માટે ઇસુ ખ્રિસ્ત (અલ)માં પોતે કોઇ ખોદાઈ તાકાત કે ગુણ હતાં નહીં કદિ નહિં. એ મોજિઝાઓ તો ખાસ "બે ઇઝની" એટલે માત્ર મારા હોકમ ફરમાવવાથી જાહેર થતા હતા. અલહમ્દો લિલ્લાહ, એટલાજ માટે સુન્નત જમાઅત મુસલમાનોનો અકીદો છે કે મોજિઝો દેખાડવો નબીનું કામ છે પણ તેને જાહેર કરવો એ નબીનું કામ નથી પણ ખોદા પાકનું કામ છે. (જુઓ શર્હે મવાકિફ વિગેરે).

રેવરંડના લખાણપરથી સાબેત થાય છે કે મરેલાને જીવાડવું એ ખોદાપાકની ખાસ સિફત છે અને ખોદાપાક પોતાની ખાસ સિફતોમાં કોઇને શરીક કરતો નથી જેને માટે એ આયતો પણ રેવરંડજીએ લખી. પણ પછી રેવરંડજીનું ભાન કોણ જાણે કયાં જતું રહ્યું કે હઝરત મસીહ (અલ)ને તેમાં શરીક કરી દીધાં અને પોતાના દાવાનું ખંડન પોતેજ કરી નાંખ્યું. પણ જો તેઓની મતલબ એ હોય કે મસીહ (અલ) સિવાય બીજા કોઈ નબીએ મુડદાં જીવાડયાં નથી તો મને નવાઇ લગે છે કે બાયબલની એટલા બધા અજાણ માણસને, રેવરંડ કયા અકલમંદોએ બનાવ્યો હશે!

ઇસુ મસીહે (અલ) તો પાંચ પચ્ચીસ મડદાં જીવાડયાં હશે પણ હઝરત હઝકીએલે (અલ) તો, જ્યારે યહોવાહ (ખોદાપાક)ની રૂહ સાથે ખીણમાં ગયા કે જેમાં નરદમ હાડકાંજ હતાં અને વળી સુકાં હતાં ત્યારે ભવિષ્યવાણી (દોઆએ પેગંબર) બોલવાથી, હાડકાં એક બીજા સાથે જોડાયાં, સ્નાયુઓ (રગો, નસો) દેખાયા, માંસ આવ્યું, ચામડી ચઢી, દમ (શ્વાસ) લેવા લાગ્યાં અને અતિ મોટું સૈન્ય (લશ્કર) થઈ તેમને પગે ઉભા થયા. (જૂનો કરાર, હઝકીએલ, અધ્યાય ૩૭ની કલમ ૧થી ૧૪). બધી તવારીખો વાંચી જાઓ નવો કરાર જોઈ જાઓ તોપણ ઇસુ મસીહે (અલ) એવું એક પણ મડદું તરતીબ સાથે મજકુર અનુક્રમે) જીવતું કીધેલું મળી આવશે નહીં. કેમ રેવરંડજી હઝરત હઝકીએલે (અલ) તમને શી નુકસાની પોંહચાડેલી કે બાપડાને તમે ઉલુહીયતમાં દાખલ કરતા નથી અને મસીહ (અલ)

થી, મડદાં જીવાડવાના કામમાં શ્રેષ્ઠ ગણાતા નથી? કારણકે માણસનું આખું શરીર સલામત હોય, ફકત દમ (શ્વાસ) નહીં હોય તેને સજીવન કરવા કરતાં માત્ર સુકાં હાડકાં સજીવન કરવાં, પાંચ સાતને સજીવન કરવાં કરતાં આખા લશકરને સજીવન કરવું બેશક વધારે શ્રેષ્ઠ છે

હવે બીજું સાંભળો હઝરત એલીશા (અલયસઅ)એ (અલ.) તો કમાલ કીધો છે. "અને તેઓ કોઇએક માણસને દાટતા હતા, ત્યારે એમ થયું કે, જુઓ, ટોળીને જોઇને તેઓએ તે માણસને (મડદાને) એલીશાની કબરમાં નાંખ્યો, ને તે માણસ (મડદું) એલીશાનાં હાડકાંને અડકયો કે તુરત તે જીવતો થયો ને ઉઠીને ઉભો થયો" (જુનો કરાર, ૨ રાજા અધ્યાય ૧૩ ની કલમ ૨૦–૨૧). ઇસુ મસીહ (અલ) સાથે શુળિએ બે ગુન્હેગારો લટકેલા. અને આપના દુશમનોએ માંગણી પણ કીધેલી કે આ વખતે પણ કોઈ જાહેર મોજિઝો દેખાડો છતાં તે ચોરોના મડદાંઓ નહીં મસીહ (અલ) ની દોઆથી અને નહીં તેઓના અડકવાથી જીવતા થયા. (નવો કરાર, લુક, અધ્યાય ૨૩ ની ૩૪થી ૪૯મી કલમ). પણ અહીં તો મોજિઝો માંગ્યા વગર તેમજ હઝરત એલીશાની દોઆ વગર મડદું સજીવન થવાનો મોજિઝો જાહેર થયો "એથી તફાવતે રહ અઝ કોજાસ્ત તા બ કોજા" રેવરંડો! બિચારા એલીશા (અલ) ને ખોદાઇ ઉલુહીયત અને મસીહપર શ્રેષ્ઠતા (અફઝલીયત) કેમ આપતા નથી? ઇસા પરસ્તી શિવાય બીજું કંઇ પણ કારણ અમને તો દેખાતું નથી.

ત્રીજી દલીલ સાંભળો. "પણ પીતરે તે સર્વને બહાર કાઢીને ઘુંટણ ટેકવીને પ્રાર્થના કીધી, પછી મુડદા તરફ ફરીને તેણે કહ્યું કે, તાબીથા! ઉઠ, ત્યારે તેણીએ પોતાની આંખો ઉઘાડી,ને સંતોને તથા વિધવાઓને બોલાવીને તેને જીવતી દેખાડી." (અધ્યાય ૯ની ૪૦ ૪૧ મીકલમ). વળી ચોથી દલીલ પણ યાદ રાખશો "અને બારીમાં બેઠેલો યતુખસ નામે એક જુવાન ભર ઉંઘમાં ઘેરાઇ ગયો હતો... ......તે જુવાન ત્રીજા માળથી હેઠળ પડયો, ને તેને મરેલો ઉપાડયો. ત્યારે પાઉલ નીચે ઉતરીને તેનાપર પડયો ને તેને કોટે વળગીને તેણે કહ્યું કે ગભરાઓ મા, કેમકે તે હજી જીવતો છે.........અને તેઓ તે જુવાનને જીવતો લાવ્યા,ને તેથી ઘણો આનંદ પામ્યા." (અધ્યાય ૨૦ની ૯થી ૧૨મી કલમ, પ્રેરિતોનાં કૃત્ય, નવો કરાર). કેમ રેવરંડજી! તમે તો લખો છો કે "વાસ્તે, ઉલુહીયતમાં મસીહ સિવાય બીજો કોઇ શામેલ થઇ શકતો નથી" ત્યારે મસીહ પછી તેઓના આ બે શિષ્યો પીતર અને પાઊલ મુડદાં જીવાડવાની ઉલુહિયત અથવા ઇશ્વરીપણામાં મસીહ સાથે કેમ કરતાં શામેલ થયા? હવે તો ભમા પેરેગ્રાફ. ઉપલા લખાણ મુજબ આગલા નબીયોના જવાદો તમારા ત્રીદેવમાં મજકુર બે શિષ્યોને પણ મેળવી ઇસાઇઓએ હવે તસલીસને બદલે તખ્મીસ એટલે પંચદેવમાં સરખી ઉલુહીયત અથવા ખોદાઈપણું માનવું જોઇએ. ગોરા રેવરંડો! અમારા કાળા રેવરંડજીનો આભાર માનો કે પોતાની ઇલ્મી લાયકાતથી તેઓએ ઇસાઇ ધર્મમાં કેવો સારો વધારો કરી આપ્યો.

ગોરો કે કાળો કોઇ રેવરંડ ધોકો દેતા ઉભો થાય કે ઇસુ (અલ)ના શિષ્યોથી ચમત્કારનું કોઇ કામ જાહેર થાય તો તે ખરૂં જોતાં ઇસુ મસીહ (અલ)નોજ ચમતકાર ગણાશે માટે મજકુર શિષ્યોને ઉલુહીયતમાં શામેલ કરવું અમો ઇસાઇયોને લાગુ પડતું નથી. તો તેનો રદ ખુબ યાદ રાખશો કે રેવરંડજીએ મડદાં જીવાડવાને હજરત મસીહ (અલ)નો ચમતકાર ગણ્યો નથી. પણ એને ઇશ્વરી તાકાત કે ગુણ ગણી તેઓનામાં ખોદાઇગુણ સાબેત કીધો

છે માટેજ મારે લખવું પડયું કે ઉપર જણાવેલા નબીઓ અને શિષ્યોને પણ ખોદાઇ ગુણવાળા માન્યા વગર હવે તમારો છુટકોજ નથી. રહ્યો ચમત્કાર કે મોઅજિઝો કે કરામત તેને માટે ઘણા વિસ્તાર સાથે હું પાના ૬૪ માં લખી આવ્યો છું કે તેને અમે મુસલમાનો નબી કે વલીનું પોતાનું ગુણ અથવા તેઓમાં ઉતરી આવેલું ઇશ્વરી ગુણ માનતા નથી પણ ફક્ત ખોદાપાકનુંજ કામ માનીયે છીએ જેથી કોઇ પણ તરેહનું શિર્ક કોઈ પણ રીતે મુસલમાનોને લાગુ પડી શકતું નથી.

હવે કુર્આને શરીફે હઝરત મસીહ (અલ) ના મુડદાં જીવાડવાના મોજિઝાઓ માટે વખાણ કીધાં છે. અને તેના મોકાબલામાં રેવરંડોને હઝરત મોહંમદ (સલ)ના મડદાં જીવાડવાના મોજિઝા છે કે નહીં તે જાણવાનો શોખ છે તો સાંભળો અને તેની તૂલના પણ કરશો. ઉપર પાના ૪૧ માં હું સાબીત કરી આવ્યો છું કે હઝરત મોહંમદ (સલ)ની દુઆથી આપ (સલ)નાં માબાપ જીવતાં કરવામાં આવ્યાં હતાં. કબરોમાં દટાયા પછી વર્ષો વીતી ગયાં ત્યાર પછી તેઓ જીવતાં કરવામાં આવ્યાં પણ મસીહે (અલ)તો જેટલાં મડદાં જીવાડેલાં છે તે બધાં તરતનાં મરેલાં હતાં કહો રેવરંડજી બંનેમાં કોણ શ્રેષ્ઠ રહ્યું ?

ખસાએસે કુબ્રાના બીજા ભાગમાં એક આખો બાબ ઇમામ જલાલુદદીને સયુતીએ "આપે (સલ) મડદાંઓને જીવાડયા અને તેઓ સાથે વાત કીધી" એ બાબત લખેલો છે. બદ્રની લડાઇ થયા પછી કલીબ નામના જે કુવામાં કાફિરોનાં મડદાં નંખાયલાં ત્યાં આપે (સલ)ઉભા રહીને દરેકે દરેકનું નામ લઇને બોલાવ્યા અને કહ્યું 'ખોદાપાક અને તેના રસુલ (સલ)ની તાબેદારી કરવામાં તમે રાજી નહતા. ખોદાપાકે અમારાથી જે વાયદો કીધેલો તે વાયદો ખરો થતો અમે જોઇ લીધો." કતાદહ રદી. કહે છે કે ખોદાકે તે કતલ થયલા મુશરિકોને એટલાજ માટે જીવતા કીધેલા કે તેઓ આપ (સલ) ના વચનોને સાંભળે (બુખારી) અને મુસલિમ. ખસાએસે કુબ્રા ભા. ૧ લો બદ્રની લડાઇનું બયાન. મજકુર મુશરિકોમાં સંખ્યાબંધ મડદાં હતાં જે એકજ વખતે માત્ર આપના પોકારવાથી જીવતાં થયલાં દારમી અને બે કી. બઝઝાર હાકિમ અને અબુનોએમે ખયબરની લડાઇની વખતે એક યાહુદી ઓરતે ઝેર મેળવીને રાંધેલી બકરી આપ (સલ)ને ખાવા માટે મોકલેલીનુ બયાન લખ્યું છે. તેમાં મજકુર બકરીના ફક્ત એક ભાગે જીવતા થઇ આપ (સલ) ને તે બકરીમાં ઝેર મેળવેલુ હોવાની ખબર આપવાની રિવાયત છે એમાં શ્રેષ્ઠતા કંઇ જુદીજ રીતે જણાઇ આવે છે. એકતો આખા શરીરનું મુડદા રહી માત્ર એક ભાગનું જીવતા થવું વળી જનાવરના શરીરના ભાગે વગર જીભે આપ (સલ) ની સાથે વાતો કરવી (ખસાએસે કુબ્રા ભા. ૧લો ખૈબરની લડાઇનું બયાન.)

માણસનું શરીર આખું મોજુદ હોય માત્ર તેનો આત્મા તેમાં નહીં હોય તેને જીવાડવું એના કરતાં એવી વસ્તુઓ કે જેને અસલથી કુદરતે કાન, આંખ, નાક, જીભ, સમજણશક્તિ, આત્મા કંઇજ આપેલાં નહીં હોય તેમજ તે ચીજો, કુદરતે પેદા કીધેલી તેવીને તેવીજ રહી જીવતી થઈ સાંભળે, બોલે, પોતાના પ્યારાના વિયોગ (જુદાઇ)થી રડે એવી રીતે જડપદાર્થ (માદ્દી) ચીજોને જીવાડવાના મોજિઝાઓ જનાબ મોહંમદ પેગંબરે ખોદા (સલ) સિવાય કોઇ પણ બીજા નબીથી થયલા નથી. અને બેશક એનાથી વધારે શ્રેષ્ઠ રીતે જીવ વગરની વસ્તુઓને સજીવન કરવાની બીજી કોઇ પણ રીત થઇ શકતીજ નથી. અને તેથીજ સર્વ નબીઓ (અલ) પર આપ (સલ) ની શ્રેષ્ઠતા સાબેત થાય તેટલા માટે એવા

મોજિઝાઓ ખોદાવાકે ઘણું કરીને આપ (સલ)-ને હાથેજ જાહેર કરાવ્યા.

૧. અબુશશેખે (પોતાની રચેલી કિતાબુલ અઝમ:માં અનસ (રદી.)થી રિવાયત કીધી છે કે સરીદ નામનું (અરબી) પકવાન આપ (સલ)ની પાસે લાવવામાં આવ્યું (જે આપના મોજિઝાની બરકતથી "સુબહાનલ્લાહ સુબહાનલ્લાહ" પઢી રહ્યું હતું. વારા ફરતી મજલિસમાંના ઘણા ખરા માણસો પાસે તે વાસણ લઇ જવામાં આવતું અને તેઓ તેની તસબીહને સાંભળી કબૂલ રાખતા કે બેશક આ ખાણુ તસબીહ બોલી રહેલુ છે ૨ બઝઝાર, તબરાની, અબુનોએમે, બેહકી ઇબ્ને અસાકિર વિગેરેએ રિવાયત કીધી છે કે આપ (સલ)ના સામે સાત કાંકરીઓ હતી જેને ઉઠાવી આપે (સલ) પોતાના હાથમાં મૂકી તો તે તસબીહ કરવા લાગી. પછી આપે (સલ) વારા ફરતી હઝરત અબૂબકર ઉમર અને ઉસ્માન (રદી.)ના હાથોપર મુકી અને હાથોમાં મુકાતી તેટલાવાર તે તસબીહ કરતી અને નીચે મુકાતી ત્યારે ત ચૂપ થઇ જતી. બુદીની સનદવાળી રિવાયતમાં છે કે હઝરમોતના લોકોએ આપ (સલ)થી મોજિઝો દેખાડવાની માંગણી કરવાથી આપે (સલ) કાંકરીઓ પોતાના મુબારક હાથમાં લીધી અને કહયું કે "આ (કાંકરીઓ) ગવાહી આપ છે કે હુ અલ્લાહનો રસૂલ છુ" અને કાંકરીઓએ તરત તસબીહ કહી.

૩ બેહકીએ, અબુનોએમે રિવાયત કીધી છે કે આપે (સલ) જ્યારે પોતાના કાકા હઝરત અબ્બાસ અને તેઓના દીકરાઓને એક ચાદર ઓઢાવી આ દોઆ અથવા એના જેવી બીજી દોઆ માંગી કે "અલ્લાહુમ્મા હાઝેલાએ અહલે બૈતી વઇતરતી, ફસ્તુરહુમ મિનન્નારે કમા સતરતોહુમ બેહાઝેહિલ શમલતે" ત્યારે કેઇપણ દીવાલ, ઉમરો અને બારણું (તે ઘરનું) એવું નહતું કે જે "આમીન, આમીન, આમીન" નહીં બોલ્યું હોય (ખસાએસે કુબ્રા ભા. ૨ પાનું ૧૯૨ ૧૯૩ ૧૯૭ ૧૯૮)

૪ તિર્મિઝીએ હઝરત અલીયે મુર્તઝા (કર)-થી રિવાયત કીધી છે કે જ્યારે આપ (સલ) મક્કા શરીફની બહાર ફરવા નીકળતા અને હું આપ (સલ)ની સાથે રેહતો ત્યારે કાઇઝાડ કે પર્વત એવો સામે આવતો ન હતો કે જે "અસ્સલામો અલયકા યા રસૂલલ્લાહ !" નહીં કેહતો હોય. (નશરુત્તીબ. મોઅજિઝાતનું બયાન પા. ૧૭૮)

૫ મદીના શરીફની મસીદમાં ખજૂરીના ઝાડના એક સૂકા થાંભલાને અઢેલીને આપ (સલ) ખુત્બો પઢતા જ્યારે આપ (સલ)ને માટે મિંબર તૈયાર કરવામાં આવ્યો ત્યારે આપે તે થાંભલા પાસે ઉભા રેહવું છોડી દીધું અને મિંબરપર જઇ બેઠા. બોખારીની એક રિવાયતમાં ગર્ભવંતિ (હામેલા) ઉંટડીની પેઠે બરાડવું અને બીજી રિવાયતમાં બાળકની પેઠે રડવાનું, અહમદ બિન હંબલ (રહ)ની રિવાયતમાં બળદની પેઠે અવાજ કાઢવાનું એટલે પેહલાં ધીમેથી અને પછી ચીસો પાડીને રડવાનું તે થાંભલા માટે લખ્યું છે. બોખારીની રિવાયતમાં તેનું કારણ તેની પાસે ખોદાપાકનો ઝિક (આપ સલ)ની જીભ મોબારકથી) થતું અટકવાનું લખ્યું છે; પણ તિર્મિઝીની રિવાયતમાં આપ (સલની જુદાઇ)ની દલગીરીને લીધે તેનું રડવું લખ્યું છે. બેહકીની રિવાયતમાં છે કે તેની આ હાલત જોઇ સહાબીઓ (રદી) તેની પાસે એકઠા થઇ રડવા લાગ્યા. ત્યારે તે રડતો ચુપ રહયો. દાર્મી, બગવી વિગેરેના રિવાયતમાં છે કે આપે (સલ) તેને પૂછયું કે તું જો ચાહે તો તને આ દુન્યામાં રોપી દઉં અને લીલું છમ ઝાડ કરી નાંખુ અને તને પસંદ હોય તો તને જંનતમાં રોપી દઉં કે જેની નેહરોના પાણીથી તું વધે અને તારાં ફળો ખોદાના મકબૂલ બંદાઓ ખાય. તેણે એ વખતે જવાબ દીધો કે આ (છેલ્લી) વાત મને પસંદ છે. તબરાની અને

અબૂનોએમની રિવાયતમાં છે કે એક સહાબીએ આપ (સલ)ની સાથે તે સૂકા થાંભલાને વાતો કરતાં જોઇ આપ (સલ)ને પૂછ્યું કે એ શું કહી રહેલું છે? આપે (સલ) જવાબ દીધો કે હું તેને જંનતમાં રોપી દઉં એ તેણે પસંદ રાખ્યુ. અબુયઅલાની રિવાયતમાં છે કે આપે (સલ) ફરમાવ્યું કે જો હું તેને કોટીએ વળગાડતે નહીં તો કયામત સુધી મારી (જુદાઇ કે વિયોગની) દલગીરીમાં તે રડયાજ કરતે. ઝુબેર બિન બકકારની અખબારૂલ મદીના (નામની કિતાબ)માં રિવાયત છે કે જે કોઇ વસ્તુને છોડી આપ (સલ) તેનાથી જુદા થતા તો તે દરેક વસ્તુ આપ (સલ)ની જુદાઇથી દલગીર થતી. એ મોજિઝાની હદીસને બુખારી, દાર્મી, તબરાની અબુનોએમ, બગવી, ઇબ્ને અસાકિર, ઇબ્ને અબી શેબા, ઇમામ અહમદ હંબલ, ઇબ્ને સઅદ, ઇબ્ને માની, બેહકી, તિર્મિઝી અબુયઅલા, ઇબ્ને રાહ્‌યા, ઝુબેર બિન બક્કાર, અબુ હાતિમ રાઝી અને ઇમામ શાફઇ રહમહુમુલ્લાહો અજમઇને રિવાયત કીધી છે. (ખસાએસે કુબ્રા બા. ૨ પા. ૧૯૪થી ૧૯૭)

એક અભણ ઓછી અક્કલનો માણસ પણ એ વાતને અને મારા ઉપલા દાવાને કબુલ રાખ્યા વગર રેહશે નહીં કે બેશક લીલુ ઝાડ હોત તો કંઇપણ વાતો બનાવી કાઢવાની તેમાં ગુંજાશ મળી આવતે પણ અહીં તો સૂકા થાંભલાનું સૂકું થાંભલુંજ રહી તેણે આત્માવાળા બહુજ સમજુ માણસની પેઠે ૧. અલ્લાહપાકના ઝિકની, નબી સાહેબની મોહબ્બતની અસર તના દિલમાં એક પાકા ઇમાનવાળા મુસલમાનની પેઠે મજબૂત ઝામી ગઇ (૨) વગર આંખે આપ (સલ)ને પોતાનાથી દુર થયલા જોયા (૩) વગર કાને આપ (સલ)ની વાતો સાંભળી (૪) વગર મ્હોંએ રડયો (૫) વગર જીભે આપ (સલ)ની સાથે વાતચીત કીધી (૬) વગર ગળાએ બરાડા પાડયા (૭) વગર અક્કલે દુન્યા કરતાં આખેરતમાં જંનતને કબુલ રાખી (૮) વગર હોંશીયારીએ ખોદા રસુલને ઓળખ્યા (૯) સમજણ શક્તિ વગર નબી (સલ)ની કોટી કરવાથી સુખશાંતી મેળવી. કેમ રેવરંડો! શરીર હોવા છતાં માત્ર આત્માને તેમાં નાંખી જીવાડવું, આંખો હોવા છતાં ફક્ત તેમાં નૂર નાંખી તેને દેખાતી કરવી કાન હોવા છતાં ફક્ત સાંભળવાની શકતી તેમાં વધારવી, જીભ હોવા છતાં ફક્ત બોલવાની શકતિનો તેમાં વધારો કરી આપવો, એ મોજિઝાઓ બેશક મોજિઝાઓ છે પણ શ્રેષ્ઠતા તપાસવા જતાં જે વસ્તુને કોઈ ચીજ નહીં હોય તેને તેવીને તેવી રાખી તેમાં મજકુર બધી ચીજો પેદા કરી દેવી બંનેમાં આસમાન જમીનનો તફાવત દેખાઇ આવ્યો કે નહીં? એ કંઇ મારોજ દાવો નથી પણ ઇમામ બેહકીએ રિવાયત કીધી છે કે જ્યારે હઝરત ઇમામ શાફેઇએ (રહ) અમર બિન સવાદને કહ્યું કે ખોદાપાકે જે જે શ્રેષ્ઠતા કે ફઝીલતની ચીજો જનાબ મોહંમદ (સલ)ને દીધી તે કોઈ પણ નબીને દીધી નહી, ત્યારે અમરે કહ્યું કે ખોદાપાકે હઝરત ઇસા (અલ)ને મડદાં જીવાડવાનો દરજ્જો આપેલો, તરતજ આપે ઉત્તર વાળ્યો કે ખોદાપાકે હઝરત અહમદે મુજતબા મોહંમદે મુસ્તફા (સલ)ને ઝાડના થડને (આપની જુદાઇ અને મોહબ્બતમાં) ચસો પાડી રડવાના મોજિઝાનો મહાન રૂતબો આપેલો જે મરતબો (મડદાં જીવડવાના) તે દરજ્જાથી ઘણોજ મોટો છે, (ખસાએસે કુબ્રા બા ૨ પા. ૧૯૭).

આ ઠેકાણે કોઈ અનુભવી રેવરંડ સવાલ ઉઠાવે કે હઝરત મુસા (અલ.)ના લાકડી પણ સજીવન વસ્તુના પેઠે કામો કરતી હતી પછી શ્રેષ્ઠતા ક્યાં રહી? તેનો જવાબ એ કે તે લાકડી લાકડી રહીને કોઇ કામ કરતી નહતી, પણ લાકડા સાંપના આકારમાં ફેરવાઇ જતી એટલે જીવવાળી આંખ, કાન, નાક, દિલ, ભેજું, પગ મ્હોં, જીભ, શરીરવાળી એક વસ્તુનો દેખાવ

ધારણ કીધા પછી જે કંઇ કામ તેને કરવાનો હુકમ મળતો તે કરતી હતી તેથી શ્રેષ્ઠતા જે બાકી હતી તે તો બાકીજ રહી. દરેક નબીના દરેક ઉત્તમ મોજિઝા સાથે એવીજ રીતે સરખામણી ઇ. અ. તઆલા આ ચોપડીના બીજા ભાગમાં જરૂર પડતાં દેખાડી શ્રેષ્ઠતા એટલે મોહંમદી મોજિઝાઓની ફઝીલત તમામ નબીયો (અલ)ના મોજિઝાઓ પર સાબેત કરીશ. અહીં આટલાપર બસ કરૂં છું. ફલિલ્લાહિલ હમ્દ. વ લહુલ હમ્દો ફિસ્સમાવાતે વલઅર્દ.

ત્યાર પછી રેવરંડજી ૮મા પેરેગ્રાફમાં હઝરત મસીહ (અલ)માં ખોદાપાકનું પેદા કરવાનું ગુણ સાબેત કરવાને શંકા મારી રહેલા છે કે "કુલિલ્લાહો ખાલિકો કુલ્લે શય" એટલે આપ (સલ)! (લોકો)ને કહી દો કે દરેક ચીજનો પેદા કરનાર અલ્લાહ છે. અને હઝરત ઇસુ ખ્રિસ્ત (અલ)ને માટે "કદ અખલોકો લકુમ" એટલે હું તમારે માટે (ચકલીના આકારવાળું રમકડું) બનાવું છું" આવેલું છે અને બંને ઠેકાણે શબ્દ "ખલક" એટલે પેદા કરવાના આવ્યા છે માટે મસીહ (અલ)માં એ ખોદાઇ ગુણ હતો એ મુસલમાનોને માનવુંજ પડશે. પણ રેવરંડજી! મુસલમાનો સારી પેઠે જાણે છે કે "ખલકા" એ શબ્દના અનેક અર્થ છે જેવી રીતે દરેક ભાષામાં એક શબ્દના અનેક અર્થો હોય છે. અને એક શબ્દના જુદા જુદા અર્થોને કઇ કઇ જગ્યાએ બંધ બેસતા વાપરવા (To use appropriately) એનો કાયદો તે ભાષાવાળાઓ જેવી રીતે જાણે છે તેવીજ રીતે "ખલક" શબ્દના કયા અર્થ, કઇ જગ્યાએ કેવી યોગ્ય રીતે કરવા એને અર્બી ભાષા જાણનારા અને તેનો તર્જુમો કરનારાઓ જાણે છે. તેથીજ કુર્આનના તર્જુમો કરનારા મુસલમાન વિદ્વાનોએ જ્યારે એ શબ્દ ખોદાપાકને માટે વપરાયો ત્યાં "પેદા કરનાર, પેદા કીધી" વિગેરે શબ્દોમાં તેનો તર્જુમો કર્યો છે અને જ્યારે એ શબ્દ ખોદાપાક સિવાય બીજા કોઇને માટે વપરાયલો હોય છે ત્યાં તેના યોગ્ય અર્થ તેઓ "બનાવનાર, ઘડનાર કે બનાવે છે કે બનાવી" વિગેરે કરે છે. એટલાજ માટે જે જે યુરોપીઅન વિદ્વાનોએ યુરોપની જુદી જુદી ભાષાઓમાં કુર્આનેપાકનો તર્જુમો કીધો છે તેઓએ પણ એજ સંબંધનો વિચાર રાખી હઝરત ઇસા મસીહ (અલ)ને માટે વપરાયલા શબ્દ "કદ અખલુકો"ના અર્થ પેદા કરૂં છું (I create) કીધા નથી. પણ હું બનાવું છું (I will make) કીધા છે. જુઓ જ્યોર્જ સેલનો અંગ્રેજી તર્જુમો પાનું ૩૭). પણ રેવરંડજીને પોતાની ઇચ્છાપૂરી પાડવાનો એવો નિશો ચઢેલો છે કે તેઓને પોતાના ખ્રિસ્તિઓનાં લખાણો પણ દેખાતાં નથી.

રેવરંડો! શું તમને આટલું પણ દેખાતું નથી કે "આ માણસ શું પેદા કરે છે?" અને "ખોદાપાક શું પેદા કરે છે?" એ બે વાકયોમાં દરેક માણસ પહેલા વાકયના અર્થ કેટલી કમાણી કરે છે" ના કરશે. અને બીજાના અર્થ પેદા કરવાના લેશે. જો તમારા જેવા બુદ્ધિશાળી હોવ તોજ તે પોતાના ટ્રેકટમાં પેહલા વાક્યના અર્થ પણ સૃષ્ટ કરવાના લેશે. શરમ છે તમારા રેવરંડપણાને!

પછી એજ ૮મા પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે કે "પણ બીજા કોઇ નબીએ અથવા મોહંમદ સાહેબે કોઇ ચીજ પેદા કીધી હોય એમ કુર્આન સાબેત કરતું નથી તેથી સાફ જણાય છે કે પેદા કરવાની તાકાત ખુદા અને મસીહમાં છે; માટે મસીહ, મહંમદ સાહેબ કરતાં શ્રેષ્ઠ તથા મોટા છે." એ તમારો ખુલ્લો ધોકો અને મુસલમાનોની દેખીતી આંખમાં ધૂળ નાંખવી છે. હઝરત સાલેહ (અલ)ની ઉમ્મત માટે મોજિઝા રૂપે ખોદાપાકે પત્થરમાંથી ઘણીજ મોટી ઉંટડી પેદા કરી ઉભી કરી દીધી જેનું બયાન સુરએ અઅરાફ રૂકુઅ ૧૦, સુરએ હુદ રૂકુઅ ૬, સુરએ શોઅરાઅ રૂકુઅ ૮.

વિગેરે ઘણે ઠેકાણે તેમજ હઝરત મુસા (અલ). ની લાકડીને સાંપ બનાવી મોટા અજગરનું કામ તેની પાસે લઇ તેને પાછી લાકડીના રૂપમાં ફેરવવું, પરિન્દા (કે પક્ષિ) બનાવવાના કામ કરતાં વધારે મોટા મોજિઝા છે કારણ કે પક્ષિના આકારવાળું રમકડું બનાવી તેને પક્ષિ બનાવવા કરતાં એક નાનાં પથ્થરમાંથી ઉંટ જેવડું જનાવર જાહેર કરવું ઘણોજ મોટો ચમત્કાર છે, તેમજ એ કેથે બયાન થયલું નથી કે તેવા બનાવેલા પક્ષિને પાછો મટોડી બનાવી તેજ મટોડીનું પાછું પક્ષિના આકારવાળું રમકડું બનાવી મસીહે (અલ) જીવતું કીધું હોય. પણ મુસા (અલ) તો એકજ લાકડીને સેંકડો વખતે સાંપ બનાવી દેતા અને પાછી લાકડી બનાવી કાઢતા તેમજ તે લાકડીથી નદીનું પાણી અટકાવી તેના બે ભાગ દૂર સુધી પાડી દેવાનું તથા પથ્થરમાંથી ઇસ્રાઇલિ પુત્રોના બાર ટોળાં માટે બારજ ઝરણાં એકજ ફટકાથી વહેતાં કરી દેવાના ઘણા મોજિઝાઓ જાહેર થયલાં કુર્આનમાં છે. પણ મોજિઝાથી ઉડતાં કીધેલાં પક્ષીઓથી તો એકપણ ફાયદાકારક કામ થયલું, નહીં કુર્આનમાં છે, નહીં હદીસમાં છે અને નહીં બાયબલમાં કેથે છે. ત્યારે તો તમારા લખાણથીજ હઝરત સાલેહ અને હઝરત મુસા (અલ) હઝરત મસીહ (અલ) કરતાં શ્રેષ્ઠ સાબેત થયા. રેવરંડજી! કેહવત છે કે "લેને ગઇ પૂત તો ખો આઇ ખસમ."

હવે હું સઘળા નબીયો (અલ)ના સરદાર કે જેઓને ઇન્જીલમાં આ જગતના શેહજાદા પોતે હઝરત મસીહે કહ્યા છે તેઓએ પોતાનો સર્વોપરી અને ઉત્તમ મોજિઝો પરીન્દાના મોજિઝા જેવો દેખાડયો તે ટાંકું છું. વાકેદીની રિવાયતમાં છે કે બદ્રની લડાઇમાં ઓકાશા બિન મોહસનની તરવાર તુટી ગઇ. ઓકાશા (રદી.) કહે છે કે (લડાઇ ચાલુ હતી તે દરમ્યાનમાં જે રસુલુલ્લાહે (સલ) એક લાકડી (અથવા ખજુરીની ડાળી) અને એનાયત કીધી (મેં તેને મારા હાથમાં લીધી કે) તરતજ મેં જોયું તો તે એક સફેદ લાંબી તરવાર (બની ગયલી) હતી." ઇબ્ને સઅદની રિવાઅતમાં છે કે "તે તરવારનું લોઢું ઘણીજ સાફ ચળકાટવાળું અને પીઠ તરફથી ઘણુંજ મજબુત હતું. મેં તે તરવાર વડે (ખૂબ) લડાઇ લડી એટલે સુધી કે બોદાપાકે મુશરિકોને હરાવી દીધા. તે તરવાર ત્યારપછી હંમેશ તેઓની પાસેંજ રહેતી અહીં સુધી કે તેઓ ગુજરી ગયા." (બેહકી અને ઇબ્ને અસાકિરની રિવાયત.) ઇમામ બેહકીએ એવીજ તરેહની બીજી રિવાયત હઝરત સલમા બિન અસલમ બિન હરિસને માટે કીધી છે કે તેઓની તરવાર પણ એજ લડાઇમાં તુટી ગયલી તેઓને પણ રસુલુલ્લાહે (સલ) એક એવીજ લાકડી કે ડાળી આપી અને તે તરત ખરા લોઢાની શમશેર બની ગઇ, અને તેઓ ગુજરી ગયા ત્યાં સુધી તેઓની પાસે તે હતી." (જુઓ બંને હદીસો માટે ખસાએસે કુબ્રા ભા. ૧. બદ્રની લડાઇમાં જાહેર થયલા મોજિઝાઓનુ બયાન).

કાદિયાની ટોળાના આગેવાન મિર્ઝા ગુલામ અહમદ કાદીયાનીએ પોતાની પ્રસિદ્ધ કિતાબ ઇઝાલ તુલ ઔહામમાં એજ પરીન્દાવાળા મોજિઝાને માટે લખ્યું છે કે કોઇ કારીગર તેની અંદર ઉડવાની કલો મુકી દેતા અને તે બનાવટી રમકડું આમતેમ કૂદતું તો તે જમાનાના લોકો ભોળા હોવાને લીધે તેને ઇસાનો મોજિઝો સમજી લેતા એ કિતાબ વચ્ચી વખતે છપાઇ આખા હિંદુસ્તાનમાં વહેંચાઇ. પણ આફરીન છે પંજાબના નિમકહલાલ રેવરંડને એક અક્ષર પણ તેન માટે તેઓએ લખ્યો નહિ. મુસલમાનોએજ તેનો રદ લખ્યો. એ છે રેવરંડોની પોતાના નબીને માટે તરફદારી મત લબ એકે પરિન્દાના મોજિઝામાં તો કંઇપણ કલ્પના કોઇ દોડાવી શકે છે, પણ ઝાડની ડાળી તે હંમેશ માટે ખરા સ્ટીલની તરવાર બની સેંકડોના માથા ઉડાવી દે એમાં કલ્પનાનો જરા

પણ દૃખલ પોંહચી શ તો નથી. કેમ રેવરંડજી! જોઇ હઝરત મોહંમદ સાહેબની શ્રેષ્ઠતા?

રહી ગઈ એ વાત કે પેદા કરવાથી મતલબ મડદા વસ્તુને જીવતી કરવી એજ રેવરંડો ની મતલબ હોય તો તે ઉપર મડદાં જીવાડવાનાં બયાનમાં જોઇએ તે કરતાં વધારે સારી રીતે સાબેત કરી ગયો.

પછી ૩જા પાનાના ૯મા પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે "આંધળાને દેખતાં કરવા બેહરાને સાંભળતા કરવા અને કોઢીઆને સાજા કરવાનો અધિકાર તથા મોજઝા કરવાની તાકાત મસીહમાં છે. એમ કુરાન માને છે. અગર મહંમદ સાહેબે એવો કોઇ મોજઝો કીધો હોય તો કુરાનથી સાબેત કરો, નહિ તો માનવું પડશે કે મસીહ તેમના કરતાં બધી વાતોમાં અફઝલ છે." આ પેરેગ્રાફમાં રેવરંડજી તદન જૂઠું બકી રહ્યા છે કે કુર્આનમાં છે કે મસીહે બેહરાને સાંભળતા કીધાં. કુર્આનમાં એમ કેયે નથી. તેમજ બાકીના કામોનો અધિકાર કે સત્તા અથવા મોઅજિઝો દેખાડવાની સત્તા કે અધિકાર મસીહ (અલ,ને તો શું પણ કોઇ પણ પેગંબર રસુલ કે નબીને દેવાનો કુર્આન ખુલ્લી રીતે નકાર કરે છે. સુરએ રઅદના ૬ઠા રૂકૂઅમાં અને સુરએ મોઅમિન ૧૮ના રૂકૂઅ માં છે કે "અને (કોઇપણ) પેગંબરને એ સત્તા (કે અધિકાર) નથી કે ખોદાના હોકમ વગર એકપણ નિશાની (એટલે મોજિઝો) દેખાડી શકે." બીજી જગ્યાએ બહુ વચનમાં જાણે સઘળા પેગબરો એકમતે કહી રહેલા છે કે "અમારી નોબુવ્વતને માટે દલીલ કે) નિશાની કે મોઅજિઝો, તે તો) ખોદાપાકના હુકમ વગર અમે તમારી આગળ લાવી શકતા નથી. સુરએ ઇબ્રાહીમ રૂકૂઅ ૨જો), રેવરંડજી એ નવો કરાર કે જૂનો કરાર નથી કે જેમાં જેની મરજીમાં આવે તેમ કોઇ ઘાલમેલ કરી શકે; એમાં તમારો વધારો ચાલશે નહીં.

વળી કુર્આનથીજ હઝરત મોહંમદ સાહેબ (સલ)ને માટે સાબેત કરવાનો માર્થલ લો જે તમે બતાવ્યો તેનો જવાબ એ છે કે હદીસ અને કુર્આન બંનેમાંથી ચાહે તે વડે મુસલમાનો તમારા હુમલાને રદ કરી શકે છે સામો પક્ષ જ્યાંસુધી તેઓને રદ બાતેલ સાબેત નહીં કરે ત્યાં સુધી કોઇપણ કાયદાની રૂએ તેઓ બંધાયલા નથી કે પોતાના ધર્મની એકજ દલીલથી તો તેઓ સામા પક્ષનો જવાબ વાળે અને બાકી દલીલોને માત્ર સામાપક્ષના કહેવાથી રજુ કરવી છોડી દીએ. જેનો ખોલાસો "હદીસો કુર્આનની પેઠેજ એવી બાબતો માટે માતબર છે." એ બયાનમાં આગળ હું લખી ચુકયો છું (જુઓ પાનું ૪ ). જેથી હવે લખવાની મને જરૂર નથી બેશક મજકુર મોજિઝાઓ હઝરત પેગંબર સાહેબ (સલ)થી જાહેર થયલા અત્રે દેખાડવાની મને જરૂર છે અને તે હું દેખાડું છું. આંધળાઓ માટે ઇબ્ને અબી શેબા, ઇબ્નુસસકન, બગવી, બેહકી, તબરાની, અબુનોએમે રિવાયત કીધી છે કે હબીબ બિન ફદેક (રદી.) પોતાના બાપને જેની આંખો તદન સફેદ થઇ ગઇ હતી રસુલુલ્લાહ (સલ). પાસે લાવ્યા. આપે (સલ). પૂછ્યું કે તમારા આંધળા થઇ જવાનું શું કારણ છે? તેઓએ કહ્યું કે એક વખતે મારો પગ કોઇ ઘણાજ ઝેરી સાંપના ઇંડાઓપર પડવા થકી તેજ વખતે હું આંધળો થઈ ગયો. આપે સલ તેઓની આંખમાં ફુંક મારી કે તરતજ તેઓ દેખતા થઇ ગયા હદીસના રિવાયત કરનાર કહે છે કે મેં તેઓને એંશી વર્ષની ઉંમરમાં સોયમાં ધાગો પરોવતાં મારી નજરે જોયા છે.

ઇબ્ને અદી, અબુ યઅલા અને બૈહકીની રિવાયતમાં છે કે બદ્રની લડાઇ થઇ તેમાં કતાદાનો ડોળો નીકળી પડીને તેઓના ગાલપર આવી રહ્યો લોકોએ સલાહ આપી કે એને કાપી નાંખો પણ જનાબ રસુલુલ્લાહે (સલ). એમ

કરવાથી તેઓને રોક્યા અને તેઓને પોતાની પાસે બોલાવી તે ડોળાને આંખના ખાડામાં મુકી પોતાને હાથે દબાવી દીધો, પછી જરાપણ માળખાતું ન હતુ કે કંઇ આંખને ઇજા પોંહચી હતી. અબુનો એમની રિવાયતમાં બંને ડોળા નીકળી પડવાનું છે અને આપે (સલ) પોતાનો થુક તેમાં લગાડવાનું અને આંખોનું તેજ વધવાનું છે" (બંને મોજિઝાઓ માટે જુઓ ખસાએસે કુબ્રા ભા. ૧ બદ્રની લડાઇનું બયાન). બંને મોજિઝાઓમાં છે કે સારી આંખ કોઇ ઇજાને લીધે તદન બાતેલ થઈ ગઇ હતી તેને આપે (સલ) તરત સાજી કીધી પણ મસીહ (અલ)ના મોજિઝાઓમાં છે કે જે લોકોને અસલથીજ દેખાતું નહતું તેઓને આપે સારા કીધેલા જે બાબતમાં એક રેશનાલિસ્ટ કે દેહરિયો કલ્પના કરી શકે છે કે અંદર ખાને આંખ સારી હશે માત્ર છારી કે ચામડીનો કોઇ પડ આવી જવાથી તેને દેખતું નહીં હશે, આપે કોઇ એવી દવા નાંખી હશે જેથી તે છારી કે પડ કપાઇ જવાથી તેઓ દેખતા થયા હશે. પણ ઉપલા મોજિઝાઓની હાલત માટે તો કોઇ આંખના ડાક્ટરથી પૂછતાં માલમ પડશે અને માનવુંજ પડશે કે તે મોજિઝા વગર બીજી કોઇ ચીજ થઇ શકતીજ નથી અને તેથીજ આમાંનો દરેક મોજિઝો ઇસુ ખ્રિસ્ત (અલ)ના એવા સઘળા મોઅજિઝાઓથી ચઢિઆતો સાબેત થયો.

કોઢીને સાજો કરવા માટે. મોઆઝ બિન અફ્રા (રદી.)ની ઓરતને કોઢ હતી તેઓએ એ પીડા બાબત આપ (સલ)ને અરજ ગુજારી. આપે (સલ) પોતાના હાથની લાકડી તેઓના શરીરને લગાડી કે તરતજ તેઓની કોઢ મટી ગઇ.* અલબસાએર રી તઝકીરિલ અંશાએરની ૭ મી બસીરત) કોઢનો કાયદો છે કે તેનાથી માત્ર ચામડીનો રંગ બદલાય છે, પણ દરદીને જાહેર ઇજા કોઇ તરેહની થતી નથી પણ દરાજમાં જેમ ચમડીનો રંગ બદલાય છે તેમ ખજવાળ અને બળવાની ભારે વેદના દરદીને ખમવી પડે છે તેથી કરીને તેવો એક મોજિઝો અહીં નકલ કરૂં છું કે જેથી ચામડીને રંગ બદલવાનો અને દરદીની પીડા મટવાનો મોજિઝો સાબેત થાય. અને એ પણ જણાઇ જાય કે તેવો મોઅજિઝો હઝરત મસીહ (અલ)ની થયલો કુર્આનમાં કે હદીસમાં આવેલો નથી તેથી મોહમદ પેગંબર સાહેબ આ મોઅજિઝામાં પણ શ્રેષ્ઠ ઠર્યા. ઇબ્ને સઅદ, બૈહકી, અબુનોએમે રિવાયત કીધી છે કે અબયદ બિન હમ્માલ (રદી.)ના ચેહરાપર દરાજ હતી અને તેથી તેઓનું મ્હોં સફેદ થઇ ગયું હતું અને નાક તો તદન તેણે ઘેરી લીધી હતી. હઝરત રસૂલુલ્લાહે (સલ) તેઓ વાસ્તે દોઆ ફરમાવી પોતાનો હાથ ફેરવ્યો જેથી ચોવીસ કલાકની અંદર તે બીમારી તદન જતી રહી. (ખસાએસે કુબ્રા ભા. ૨ બીમારોને સાજા કરવાનો અધ્યાય)

*મવાહિબુલ્લ દુન્નીયાની શર્હ ઝુર્કાનીની પાંચમી જિલ્દના પાના ૨૪૧માં છે કે એ હદીસને મવાહિબમાં અલ્લામએ શાફીથી નકલ કરવામાં આવી છે, વળી એજ શર્હમાં છે કે તે ઓરતને આપે (સલ) લાકડીથી અડકી તેનું કારણ એ દેખાય છે કે પારકી ઓરતને હાથ અડકાવવાની શરીઅતમાં મનાઈ છે આ જમાનાના પીરો અને ઝાડફુક કરનારા (ભુવા)ઓને આ બયાનથી ખાસ ધડો લેવો જોઈએ. પણ બાયબલના નવા કરારના લૂક, અધ્યાય ૭ની કલમ ૩૬થી ૩૯માં એક પાપી કસબણ ઓરતને ઇસુ ખ્રિસ્તે પોતાનાંપર અતર નાંખવા દીધો તેનો ચોટલો પોતાના શરીરને અડકાવવા દીધો, પગો ચૂમવા દીધા. યોહાન, અધ્યાય ૧૨ની કલમ ૩માં ખુલ્લુ છે ઈસુએ પોતાના પગોમાં તેણીને અતર ચોળવા તથા ચોટલે લુછવા દીધું ઉપલી લૂકની કલમમાં છે કે પોતે જે ફરોશીએ ઇસુને નહોતર્યો હતો તેને ઈસુ જેવા એક પેગંબરની આ વર્તણુક ગમી નહીં કે એક વેશ્યા સ્ત્રી તેને આવી રીતે અડકે. બાયબલ જો ઈશ્વરી કિતાબ હોત તો તેમાં આવા દુરાચાર્યનું શિક્ષણ કદી હોત નહીં સુબહાનલ્લાહ! ઇસલામ તો ઇસલામજ છે.

પછી રેવરંડજી ૧૦મા પેરાગ્રાફમાં લખે છે કે "કુરાનમાં એ પણ છે જે લોકો પોતાના ઘરમાં જે કંઇ ખાતા પીતા હતા તે વગર જુએ મસીહ કહી દેતો હતો. આવી ગેબી વાતો જાણવાનો ખુદાનો ખાસ ગુણ છે જેમાં ફકત મસીહ એકલો શરીક છે, બીજો કોઇ નથી. મોહંમદ સાહેબમાં એવો ગુણ બિલકુલ હતો નહીં તેથી સાફ જાહેર છે કે મોહંમદ સાહેબ કરતાં મસીહ મોટો છે.

એ મોજિઝો એવા કમાલ દરજ્જાનો નથી કે જેનો મુકાબલો કોઇ બીજા નબીના મોઅજિઝા સાથે કરી એમાંથી એકને શ્રેષ્ઠતા અપાય. બીજી ભૂલ રેવરંડજીની તેમજ આખી ખ્રિસ્તિ દુન્યાની એ છે કે ગેબી વાતો પોતાની મેળે આપો આપ જાણવી અને વખતો વખત ખોદાપાકના બતલાવવાથી જાણવી, તેમજ નાની મોટી દરેક ગેબી વાતને જાણવી અને બતલાવવા કે શીખાડવામાં આવી હોય તેટલીજ ગેબી વાતોને જાણવી, એમાં જેટલો મોટો તફાવત છે તેને નહીં તપાસતાં બંદા અને ખોદા, પેદા થયલાના અને પેદા કરનારના ગુણોને એક સરખા માનવાની ભૂલ કરી તેઓ મુશરિક બને છે. ગેબી વાતો કોઇપણ સાધન (ઝરીઆ) વગર જાણવી તેમજ નાની મોટી દરેક વાતને જાણવી એ ખાસ ખોદાપાકનોજ ગુણ છે તેમાં કોઈ પણ નબી કે વલી કે ફિરિશ્તો શરીક છે એવી રીતે માનવાને અમો અહલે સુન્નત જમાઅત મુસલમાનો એકમતે કુફ્ર અને શિર્ક ગણીએ છીએ. જો ઈસુ ખ્રિસ્ત (અલ) ગેબી વાતો જાણવામાં ખોદાના ખાસ ગુણમાં શરીક હોત તો અન્જીરના ઝાડ પાસે, કદી કદી પણ જતે નહીં બલ્કે પેહલાંથી જાણી લેતે કે તે બિચારા ઝાડપર હજી ફળ આવ્યાં નથી. (જુઓ પા. ૬૩).

બેશક રસુલુલ્લાહ મોહંમદ સાહેબ (સલ.) માં ખુદાનો ખાસ ગુણ તો નહતો પણ જેવી રીતે હજરત ઈસુ મસીહ (અલ)ને વહી કે કશ્ફ કે ઇલ્હામના સાધન વડે ખોદાપાક મજકુર ખબરો આપતો તેનાથી લાખ ગણી વધારે ગેબી વાતોની ખબરો હઝરત મોહંમદ સાહેબ (સ. અ. સ)ને ખોદાપાકે આપી છે અને આપે (સલ.) પોતાની ઉમ્મતને કેયામત સુધી થનારી વાતોનો તેરસો વર્ષ આગળથી ભવિષ્યવાદ કીધો છે. જેમાંની કેટલીકનું બયાન હિંદુસ્તાનના રેવરંડોના ખંડનમાં મુસલમાનો તરફથી છપાયલી કિતાબો, તોહફતુલહિંદ, ઈઝહારૂલ હક, પયગામે મોહંમદી, નવીદે જાવીદ, એઝાઝુત્તશરીફ વિગેરેમાં છે. વળી આપ (સલ)ની કુર્આન અને હદીસોના ઘણા ખરા ભવિષ્યવાદો (પેશીનગોઇઓ)નો એક અજાયબ જેવો સંગ્રહ અલ્લામએ સિયાલકોટીએ હુજ્જતુલ બાલેગાને નામે ત્રણ ભાગમાં પ્રગટ કીધો છે. પણ અહીંતો માત્ર મારે તે વાતોનો મોકાબલો દેખાડવો છે કે જે વાતોને લોકોએ આપ (સલ.)થી છુપાવેલી પણ આપે તેને પ્રગટ કરી દીધી હોય. ઘરમાં મુકેલી કે ખાધેલી વસ્તુથી તો ઘરના લોકો પણ વાકેફ હોઇ શકે છે; તેથી એક રેશનાલિસ્ટ કે દેહારયને આ મોઅજિઝાથી નકાર કરવાનું કારણ મળી આવશે કે યુરોપ તથા અમેરિકામાં આ જમાનામાં પ્રગટ થયલા સ્પીચ્યુઅલિઝમ (ઇલ્મે તાકતે રૂહાની) અને હિપનાટિઝમ (અમલે અનફાસ)થી જાણી લેવું અથવા કોઇ છુપા ઘરભેદુથી અથવા જોતિષ વિગેરેથી તેઓ જાણી લેતા હોય તો બનવા જોગ છે. કેમકે ખાવું અને મુકવું એ માણસનાં જાહેર કામો છે પણ બેશક દિલની વાતો જે હજી જુબાંપર પણ નહીં આવી હોય અને તે પણ એટલે બધે આઘેની અને એટલા બધા વખત આગાઉની હોય કે જેને મજકુર સાધનોમાંથી કોઇપણ સાધન વડે જાણવું તદ્દન અશક્ય હોય અને તેને જ્યારે નબીનો દાવો કરનાર, મજકુર કોઇ પણ ચાલુ સાધન વગર બતલાવી દે અને તેમાં એક રજકણનો પણ તફાવત

માલમ નહીં પડે તો માનવું પડશે કે તે મોઅજિઝો છે.

બેહકી (રહ)એ રિવાયત કીધી છે કે કબાસ બિન અશીમુલ કનાની (રદી.) કહે છે કે બદ્રની લડાઇમાં હું મુશરિકોની સાથે હતો (એટલે તે વખતે તેઓ મુસલમાન થયા નહતા.) મોહંમદ પેગંબર સાહેબ (સલ)ની નાની ટુકડી અને મુશરિકોના મોટા લશકરને હું આંખે જોઇ રહયો હતો એટલામાં (અમારા લશકરના) લોકો નાઠા જેઓની સાથે હું પણ નાઠો. મુશરિકોને ચોમેર ન્હાસતાં જોઇને હું મારા મનમાં કેહતો હતો કે "આવો મામલો તો કયે પણ મેં જોયો નથી એમાં તો ઓરતો સિવાય બીજા કોઇને ન્હાસવું નહીંજ જોઇએ." એટલે આટલી નાની મુસલમાનોની ટુકડીથી ન્હાસે તો ઓરતો ન્હાસે નહી કે આવા કોરેશી બહાદુર નરોનું આવું મોટું લશકર. પછી તેઓ કહે છે કે એ બનાવ બન્યાના ઘણા દહાડા પછી ખંદકની લડાઈ થયા બાદ મુસલમાન થવા માટે હું આપ (સલ)ની જનાબમાં જ્યારે હાજર થયો અને આપને મેં સલામ કીધી કે તરત રસૂલુલ્લાહે (સ. અ. સ.) પૂછ્યું કે "જે કબાસે બદ્રની લડાઇને દહાડે પોતાના મનમાં કહેલું કે "આવો મામલો તો કયે પણ મેં જોયો નથી એમાં તો ઓરતો સિવાય બીજા કોઇને ન્હાસવું નહીંજ જોઇએ" તે તમેજ છો કે?" મેં કહ્યું કે "બેશક આપ ખોદાના રસૂલ છો કારણ કે એ વાત કોઈની સામે મારી જીભથીએ બહાર આવી નથી, જો આપ નબી નહીં હોત તો ખોદાપાક આપને એ વાતની ખબર કરતે નહીં."

વળી એવાજ મોજિઝાઓનો આખો એક અધ્યાય ઈમામ જલાલુદ્દીને સયૂતીએ (રહ) ખસાએસે કુબ્રાના બીજા ભાગમાં બાંધેલો છે વધારે જાણવાના શોખીને તે અધ્યાય વાંચવો. નબી (સલ)થી છુપાવીને કીધેલા કામની આપે ખબર આપી હોય એવો દાખલો પણ વાંચશો. ઈબ્ને ઈસહાક અને બેહકીએ રિવાયત કીધી છે કે જ્યારે મક્કા શરીફ કુરેશના કાફરો પાસેથી લઇ લેવાને તે તરફ જવાનો રસૂલલ્લાહે (સલ) પાકો નિશ્ચય (ઇરાદો) કરી લીધો ત્યારે હાતિબ બિન અબી બલતઆએ (રદી) મક્કાના કાફરોને આપની ચઢાઇની ખબર આપી સાવચેત રેહવાનો એક કાગળ લખી એક ઓરતને આપ્યો અને તેણીએ પોતાના ચોટલામાં સંતાડી ઉંટપર બેસી તેઓ તરફ તદન છુપી રીતે તે રવાના થઇ. હાતિબના આ છુપા કામની ખબર આકાશપરથી (વહીથી) જનાબ રસુલુલ્લાહ (સલ)ને થતાં તે કાગળ તે ઓરત પાસેથી છીનવી લાવવાને આપે (સલ) હઝરત અલીયે મુર્તઝા અને હઝરત ઝુબૈર બિનલ અવામને મોકલ્યા અને તેઓએ તે ઓરત પાસેથી પેલો કાગળ છીનવી આપની જનાબમાં હાજર કીધો. (બંને હદીસો માટે ખસાએસે કુબ્રા ભા. ૧. નો બદ્રની લડાઇનો અને મક્કાની ફતેહનો બાબ જુઓ.) એ હદીસને બુખારી અને મુસલિમે પણ ઘણીજ લંબાણ સાથે બયાન કીધી છે. આવી ખુલ્લી મોટાઇઓ હોવા છતાં સરખામણી કરી આપની હલકાઇ બતલાવવા ઉભા થવું, રેવરંડજી! કહો યેહ કૌન ધરમ હય?

પછી રેવરંડજી ૧૧મા પેરેગ્રાફમાં લખે છે "કુર્આનમાં તમામ નબીઓના ગુનાહોનું બયાન છે." હું ધારૂં છું કે પાદરિયોને કુર્આનની સાથે ખાસ દુશમની છે તેથી લખવા જાય છે કંઈ અને લખાઇ જાય છે કંઇ બીજું. આ ઠેકાણે પણ એમજ થયલું લાગે છે. બાયબલને ઠેકાણે કુર્આન લખાઇ ગયું. કારણકે કુર્આનમાં તો નબુવ્વતનો ઓધ્ધો મળ્યા પછી એક પણ નબીથી એક પણ નાની કે મોટી ભૂલ દીન પોંહચાડવામાં કે દીનપર ચાલવામાં થયલી એક પણ ઠેકાણે મળી આવતી નથી.

પણુ બાયબલમાં એ ખુબી જરૂર છે કે કોઇ નબી એવો નથી જેને માટે તદન નાલાયક શબ્દો અને ભુંડામાં ભુંડું કામ વર્ણવ્યું નહીં હોય. અહીં માત્ર બે ત્રણુ નમૂના દેખાડું છું (૧) હઝરત લુત (અલ)નું શરાબ પીવું અને દારૂડિયા બની પોતાની બંને દીકરીઓ સાથે (નઊઝો બિલ્લાહ) ભુંડું કામ કરવું (ઉત્પત્તિ ૧૯ કલમ ૩૦-૩૮) (૨) હઝરત દાઊદ (અલ.) જેવા મહાન પેગંબરનો ઊરિયાની ઓરત સાથે (નઊઝો બિલ્લાહ) ઝીના (વ્યભિચાર) કરવો (શમૂએલ ૨ અધ્યાય ૧૧). પોતે ઇસા મસ્રિત (અલ)નું લઅનતી (શ્રાપિત) થવું (ગલાતીઓને પત્ર અધ્યાય ૩) વિગેરે. રેવરંડજી! કુર્આનમાં નોબોવ્વત મળ્યા પછી એક પણુ નબીનો એકાદ ગુનો પણુ જો ઇસલામી લખાણોથી સાબેત કરશો તો તેને માટે રૂા. ૨૫) નું ઇનામ આપવા હું તૈયાર છું.

પછી રેવરંડજી લખે છે "અને મોહંમદ સાહેબને ખાસ હોકમ મળ્યો છે કે "ઇસ્તગફિર લે ઝનેબકા. એટલે પોતાના ગુનાહોની માફી માંગ" આ ફકરો લાવવાથી રેવરંડજીની મતલબ એ છે કે આખી દુન્યાના પ્રખ્યાત અને મોટા ધર્મોમાં માત્ર સુન્નત જમાઅત મુસલમાનોનું જે માનવું છે કે ખોદાપાકના સઘળા નબીયો (અલ.) નોબુવ્વત પોહચાડવાના કામોમાં અને નોબુવ્વત મળ્યા પછી ખોદાપાકના નાના કે મોટા કોઇ પણુ હુકમને બજાવી લાવવામાં કદિ ભૂલ કરતા નથી એ તેઓનું માનવું ખોટું ઠરે અને સુન્નત જમાઅત મુસલમાનો પણુ ખ્રિસ્તિઓની પેઠે, નબીયો (અલ)ને ગુનાહોમાં લંપટ માને. એનો વિસ્તાર અને તફસીલ સાથે ખોલાસો તો તફસીરે કબીર વિગેરે મોટી તફસીરોમાં છે. તેમજ ઇઝહારૂલ હક, ઇઝાલતુશ શોકૂક વિગેરે ખ્રિસ્તિઓના રદમાં છપાયલી કિતાબોમાં પણુ છે, પણુ અહીં ઘણુા ટુંકમાં તેમાંનો કેટલોક સાર લખું છું.

"મકસદ છઠ્ઠો ઇસમત કે ગુનાહોથી બચેલા રહેવાના ખરેખરા અર્થ શું છે તેના બયાનમાં. મુસલમાનો (સઘળા અહલે સુંનત જમાઅત) માને છે કે જેટલાં કામો અકલવાળા, જુવાનીએ પોંહચેલા કરનારને હાથે થાય છે, તે કરનારને (સારાં કે નરસાં) કામો કરવાની સત્તા હોય છતાં ખોદાપાક તેઓ (એટલે નબીયો)ને હાથે તેવાં કામો થવા નહીં દે કે જેમાં (નાના કે મોટા) ગુનાહ થઇ જવાનો સંભવ હોય." પછી થોડી લીટીઓ છોડીને લખે છે કે "ગુનાહોથી બચેલા રહેવાની ખરી હકીકત એ છે કે (ગુનાહોથી બચેલા રહેનારમાં) એ એક તાકાત હોય છે, જે (તેને) નાફરમાનીથી રોકે છે, અને તાબેદારી તરફ દોરે છે એ ગુણુ શરૂઆતમાં તો ગુનાહની ભુંડાઇ અને તાબેદારીના વખાણો સાંભળી એક તરેહની સ્વભાવિક જરા કમજોર હાલત હોય છે, પણુ કરવા લાયક કામો તરફ દોરનારા હુકમોવાળી અને નાલાયક કામોથી અઝાબની ધમકી આપી રોકાણુ કરનારી વહીના તેઓ તરફ વારંવાર આવવા થકી અથવા કોઇ વખતે અજાણુતામાં અથવા નાની ભૂલચુક થવી ભોળપણે જાયઝ છે, એવા એકાદ મત પ્રમાણે જાણી જોઇને કોઇ ઘણો નાનો ગુનો થવાથી અથવા વધારે સારા અને વધારે ઉંચા કામો છોડવાથી તેને માટે ઠપકો આવવાથી તે (એટલે ગુનાહોથી બચેલા રહેવાની) તાકાત ધીમે ધીમે પોતાની જગ્યાએ (એટલે નબીયોમાં) પાકી અને મજબુત થઇ જાય છે." (શર્હે મવાકિફ પા. ૬૯૮)

"(ઇસમત એટલે) ગુનાહથી બચેલા રહેવું એ બેશક ખોદાની મેહેરબાની અને કૃપા છે. પણુ એ માટે (નબીયો પર) જબરયાન કે દબાણુ કરવામાં આવતું નથી. પણુ એવી રીતે કરવામાં આવે છે કે બંદાની સત્તા પણુ કાયમ રહે, કે જેથી તેઓ પોતાની ઇચ્છાથી (ખોદાની) મરજી અને તેની તાબેદારીમાં લાગી જાય અને

ગુનાહો કરતાં અટકી જાય. અને એજ મત તરફ હઝરત ઇમામ અબુમનસુર માતોરીદી (રહ.) ગયા છે. (કે જેઓ સુન્નત જમાઅતના અકીદાઓના ઇલમના એક પ્રખ્યાત ઇમામ છે). કારણ કે તેઓ ફરમાવે છે ગુનાહોથી બચેલા રહેવુ (નિર્દોષ રહેવું) એ અજમાયશ કે પરીક્ષાને દૂર કરી દેતું નથી (કે જેથી નબીયો (અલ.) બેફિકર થઇ જાય). એટલે ઇસમત કોઇની પાસે જબરિયાન તાબેદારી કરાવતી નથી તેમજ ગુનાહ કરવા માટે કોઇનામાં અશક્તિ પેદા કરતી નથી. બલ્કે ખોદાપાકની તે એવી મહેરબાની અને કૃપા છે કે જે વડે સારા કામ કરવાની ઇચ્છા અને ભુંડું કામ કરવાનો અણગમો પેદા થાય છે, અગર જો તે દરેકને કરવાની શકિત તો તેઓ એટલે નબીયો (અલ.)માં બાકી રહે છે. (શર્હે ફિકહે અકબર, દિલ્હીમાં છપાયલીનું પાનું ૪૭).

હઝરત શાહ વલીઉલ્લાહ સાહેબ મોહદિસે દેહલવી (રહ.) ફરમાવે છે કે "ઇસમત હાસલ થવાનાં ત્રણ કારણો છે (એટલે તે ત્રણે એકઠાં મળે તોજ ઇસમત હાસલ થઇ શકે) એક તો એ કે મૂળ પેદાશથીજ તે(વા મહાન) માણસનો સ્વભાવ ખરાબ અને હલકી ઇચ્છાઓથી ચોખ્ખો હોય છે. બલ્કે કોઇ ખરાબ ઇચ્છાનો અંસારો પણ તેને (પોતાના જીવમાં) માલમ પડે કે (તરતજ તે હિંમત ધરીને સાવચેત થઇ જાય છે મુખ્યત્વે કરીને તે કામોનાં કે જેઓમાં શરીઅત (ધર્મ કાનુનો)ની હદો સંભાળવીજ પડે છે. બીજું કારણ ખોદાઇ વહી છે કે જે ધર્મને માટે દરેક બુરૂં અને ભુંડું તેને જણાવી આપે છે. ત્રીજું કારણ ખોદાઇ મદદ અને ગેબી મેહેરબાની છે કે જે, માણસ જાત હોવાને લીધે જે ખરાબ ઇચ્છાઓ પેદા થાય છે તેઓના અને તે માણસની વચ્ચે ઓઠો (કે આડ) બની જાય છે." (હુજ્જતુલ્લાહુલ બાલેગા પા. ૮૪).

હુજ્જતુલ ઇસલામ હઝરત ઇમામ ફખરૂદીન રાઝી (રહ.) ફરમાવે છે કે "અમારા મત પ્રમાણે પસંદ રખાયલી વાત (કે મઝહબ) એ છે કે તેઓ (નબીયો (અલ.)થી નોબુવ્વતના જમાનામાં નહીં કોઇ મોટા ગુનાહો કરવામાં આવે છે અને નહીં નાનો ગુનાહ, જેને માટે ઘણી દલીલો બયાન કરવામાં આવી છે." (તફસીરે કબીર જીલ્દ ૧લી પાનું ૪૫૭).

હઝરત ઇમામુલ અઇમ્મા અબુ હનીફા (રદી.) ફરમાવે છે, "નબીયો અલૈહિમુસ્સલામમાં દરેકે દરેક નાના અને મોટા (દરેક) ગુનાહથી અને કુફરથી અને ભૂંડી વાતોથી બચાવવામાં આવેલા હોય છે, તેઓથી કંઇ જુજ તકસીરો કે ભૂલચુક કોઇ વખતે થઇ જાય છે" એ ફકરાની શર્હમાં અલ્લામા મુલ્લા અલી કારી (રહ.) ફરમાવે છે કે "આ તેઓની તકસીરો અને ભુલચૂક (ખરૂં જોતાં ભૂલચૂક કે તકસીરો હોતી નથી કેમકે ઉપના ફકરામાં ખુલ્લું લખેલું છે કે નાના મોટા દરેક ગુનાહથી તેઓ બચાવવામાં આવેલા હોય છે પણ) તેઓના ઉંચા દરજ્જાઓ અને પ્રકાશિત હાલતોને જોતાં તે(ઓનાં કેટલાક કામો) તકસીર કે ભુલ ચુકવાળાં કામ (માત્ર જાહેરમાં) દેખાય છે." એટલે તેઓથી એવાં કામો જરૂર થયલાં છે કે જે કામો તેઓનાં કરતાં હલકા દરજ્જાવાળાઓને તે કામ કરે તો છાજે એવાં કામો છે તેથી તે કામો નબીયો (અલ.)ને માટે માત્ર મહાવરાના રૂએ, નહીં કે ધર્મ કાનૂનોના રૂએ, તકસીરો કે ભુલચુક ગણાયાં છે જેનુ બયાન દલીલ સાથે પણ આગળ આવશે. ઇ. અ. તઆલા (શર્હે ફિકહે અકબર પા. ૪૭)

હવેને કોઇ ગોરા કે કાળો સ્વરંક સવાલ કરવા ઉભા થાય કે એ તો તમારા પાડેલા અને ધર્મ વિદ્વાનોના ઘડેલા કાયદાઓ છે અને માટે કુરઆનના કોઇ આયત કે હદીસ જોઈએ તો તેઓના મનની શાંત કરવા તે આયતો પણ લખું છું કે જેથી સાબેત થઇ જાય કે

મુસલમાનોના ધર્મ વિદ્વાનોએ જે કંઇ લખ્યું છે તે કુર્આન અને હદીસપરથીજ લખ્યુ છે. ૧. "કંઇપણ શક શુબેહ વગર તું (ધર્મના) ખરા મજબૂત રસ્તાપર (ચાલી રહેલો) છે. (સુરએ હજ્જ રૂકુઅ ૯મો) ૨. "બેશક લોકોને તું (ધર્મના) સિધા રસ્તા તરફ ચલાવી રહેલો છે" (પારો ૨૫ રૂકુઅ ૧) ૩. "ખરેખાત તું જાહેર સચ્ચાઇ (ધાર્મિક ખરાપણા) પર છે (સૂરએ નમ્લ રૂકુઅ ૬) ૪ 'જેણે રસૂલની તાબેદારી કીધી ત્યારે તેણે (બેશક) ખોદાની(જ) તાબેદારી કીધી." (સુરએ નિસા. રૂકુઅ ૧૧) ૫. "અને ખોદાના પસંદ કરાયલા બનવા માટે કેવી રીતે ચાલવું તેને વાસ્તે) ખોદાના રસૂલમાં (તેઓના અકીદા અને અમલો એજ) તમારે વાસ્તે સારા નમૂના છે. (સૂરએ અહઝાબ રૂકુઅ ૩). પહેલી આયતમાં પોતે નબીનું દરેક બાબતમાં ગુનાહથી બચેલા હોવું ખુલા શબ્દોમાં છે ત્યારેજ કહેવાયું કે તું ખરા માર્ગપર ચાલી રહેલો છે એમાં જરાએ ભુલચુક નથી. બીજીમાં નબી જે કંઇ અમલો અને અકીદાઓ ઉમ્મતને શિખાડે છે તે સઘળું શીક્ષણ ગુનાહો તથા ભુલચૂકથી પાક છે તેનુ ચોખ્ખું બયાન છે કે લોકોને જે રસ્તો નબી દેખાડે છે. ત્રીજી આયત ભારે દાવા સાથે ઉપલી બંને આયતોની તફસીલ કરે છે કે બંને દાવા જરા પણ ઢંકાયલા કે છુપેલા નથી. પછી ચોથી આયતે તો સાફ અર્થોનો જાણે દરવાજો ઉઘાડી દીધો કે જો પોતે ખોદા દુન્યામાં જાહેર થઇ લોકોને જે રસ્તે ચાલવાનો હુકમ ફરમાવતે અને જાહેર છે કે ખોદાપાક ભુલચુકથી કે ગુન્હો કરવા કરાવવાથી પાક છે, તેવીજ તરેહનું શિક્ષણ નબીનું પણ છે. એટલે ભુલચુક ગુન્હાઓથી પાક છે. તેથીજ નબીની તાબેદારી કરવી ખુદાની તાબેદારી કીધેલી ગણાઇ છે, પાંચમી આયતે તો એ બાબતના સઘળા શક શુબેહને જડમૂળથી નાબુદ કરી દીધા કેમકે ખરા ધાર્મિક બનવા માટે કોઇ નમુનાની જરૂર હતી કે જેને જોઇને માણુસ પોતાને તેવોજ બનાવી શકે. અને જાહેર છે કે નબીને, પોતે ખોદાપાકે નમુનો બનાવી દુન્યામાં મોકલ્યા છે અને ખોદાપાકના બનાવેલા હિદાયત (સત્યમાર્ગ)ના નમૂનામાં ભુલચુક, ગુન્હો કે ખામી હોયજ ક્યાંથી ત્યારે સાબેત થઈ ગયું કે નબીઓ (અ૦) ભુલચુક, ગુન્હો, ખામી દરેકથી પોતાની નોબુવ્વતના જમાનામાં તદન બચેલા અને બચાવેલા હોય છે. કુર્આનમાં એ વાતને સાબેત કરનારી બીજી આયતો અને કિતાબોમાં ઘણી હદીસો છે આ ઠેકાણે હું આટલા પર બસ કરૂં છું.

જ્યારે કુર્આન હદીસમાં આટલું બધું છે છતાં રેવરંડજીના લખ્યા પ્રમાણે પોતાના ગુનાહોની માફી માંગવાનો હુકમ જનાબ મોહંમદ પેગંબર સાહેબને સૂરએ મોહંમદ રૂકુઅ ૨) માં કેમ થયો? એ સવાલ ઉઠશે તો જાહેર છે કે ઉપલું લખાણ વાંચીને દરેક સમજુ માણુસ વિચારશે કે અહીં માફી માંગવાની મતલબ કંઇ જુદીજ હોવી જોઇએ. હવે તે મતલબ સાંભળો. તફસીરે ફતહુલ બયાનમાં છે કે "એની મતલબ એ છે કે, ખોદાપાકથી એવી રીતની માફી માગો કે (કોઇપણ તરેહનો) ગુન્હો તમારાથી થાયજ નહીં. (પાનું ૨૮૩). તફસીરે કબીરમાં એવી આયતોનો જવાબ એ છે કે માણુસથી ઘણું કરીને સોથી સારાં કામો કરવાનાં રહી જાય છે. અગર જો તે સારાં કામો કરે છે. તેણે સારાં કામો તો કીધાં પણ જે કામો, તે કીધેલાં સારાં કામો કરતાં વધારે સારાં હતાં, તે કરવાનાં રહી જવાને તે પોતે ગુન્હો માને છે અગર જો તે ગુન્હો નથી. કારણકે કાયદો છે કે સારા માણુસોનાં સારાં કામો મહાન પુરષોના કસૂર અથવા ભુલચૂક ગણાય છે. અને તેમજ મહાન લોકો ખોદાની આગળ પોતાને હંમેશ હલકા અને નીચ ગણે છે તેથી રખેને કોઇ કામમાં ભુલચૂક થઇ ગઈ હશે રખેને ફલાણી ઇબાદતમાં કંઇ ખામી રહી ગઇ હશે એવા વિચારથી તેઓ પોતાને

ગુન્હેગાર ગણીને પોતાના ઉત્તમ કામોને પણ અધુરા ગણી જાણે ગુન્હો થઇ ગયો હોય એવી રીતે ખોદાપાકની માફી માગે છે. જેવી રીતે કે હઝરત પેગંબર મોહંમદ (સલ) ફરમાવે છે કે હું રાત દિવસમાં સો વખતે માફી માંગું છું

આ ટુંક બયાનથી એવી આયતોની અસલ મતલબ તેમજ નબીયો (અલ)નું ભુલચુક થી, ગુનાહોથી પાક થવું હવે સાફ રીતે સમજાઇ ગયું હશે. પછી એજ અગ્યારમા પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે "અને વધારામાં તેમની હાલતનું આવું બયાન છે કે "વજદેકા ઝાલન ફે હદી". રેવરંડો પર અફસોસ છે કે લખાણ પ્રગટ કરતી વખતે જે ભાષાને પોતે નહીં જાણતા હોય તેના યાતો શબ્દો લખેજ નહીં. ફક્ત તર્જુમો લખે યાતો કોઇ જાણીતા માણસ પાસે ખરા શબ્દો લખાવી કે બોલાવી તેને સાંભળી પછી લખે. આ પેરેગ્રાફની બંને આયતો રેવરંડજીએ ખોટાં લખી. તે પણ એટલા દરજ્જાની ખોટીકે મુસલમાનોના છ સાત વર્ષના છોકરાને તેમાં ભુલો કાઢવાની અને લખનારને અરબી ભાષાથી તદન અજાણ ગણવાની જરૂર પડે. કારણ કે મજકુર આયત સુરએ વદદોહાની છે જે ઘણાં ખરાં નાનાં બચ્ચાંઓને મોઢે યાદ હોય છે. ખરી આયત એવી રીતે છે "વ વજદકા ઝાલ્લન ફહદા." રેવરંડજી તેના અર્થ કરે છે "એટલે મેં તને ગુમરાહ જોયો અને તારી હિદાયત કીધી." રેવરંડજી! ઉપર હું ઘણે ઠેકાણે લખી આવ્યો છું કે દરેક ભાષામાં એક શબ્દના ઘણા અર્થ થાય છે, અને જે ઠેકાણે જે શબ્દ ખરી રીતે જે અર્થમાં લાગુ પડતો હશે ત્યાં તેજ અર્થ લેવાને સમજુ માણુસ યોગ્ય ગણે છે. જો ત્યાં બીજા અર્થ લીધેલા હશે તો તે લેનારની મૂર્ખાઇ અને અજ્ઞાનતા ગણાશે 'દાલન" કે 'ઝાલ્લન'ના અર્થ આ ઠેકાણે વિશ્વાસ કે ઇમાનથી ભટકેલાના નથી પણ અરબનો મહાવરો છે કે "દલ્લા આમોકિલ લબન." રેવરંડજીને જોઇએ કે એના અર્થ એવી રીતે કરે કે "દુધમાં પાણી ગુમરાહ થઇ ગયું" પણ અહીં એવા અર્થો કરતાં રેવરંડો એટલાજ માટે અચકાશે કે લોકો હાંસી કરશે કે પાણી તે વળી ગુમરાહ કેમ કરીને થાય.

પણ અફસોસ છે કે એક પેગંબરની હલકાઇ કરવામાં ખોદાપાક અને લોકો આગળ એવા ખોટા અર્થો પ્રગટ કરતાં તેઓને જરા શરમ નહીં આવી! એટલું તો વિચારવું હતું કે જે કિતાબમાં જે મહાન પુરૂષને માટે ઉપર લખેલી આયતો જેવી સંખ્યાબંધ આયતો એવી છે કે જેમાં તે મહાન પુરૂષને ખરેખરા સત્યપર ચાલનાર અને ચલાવનાર કહેવામાં આવ્યો હોય તેનેજ માટે આવો અપમાન ભરેલો શબ્દ તેજ કિતાબમાં એક અજાણ માણુસ પણ વાપરશે નહીં. ત્યારે જરૂર છે કે પેગંબર જેવા મહાન પુરૂષના માનને લાયક જે અર્થો તે શબ્દના હશે તેજ અર્થો અહીં લેવા પડશે, તેટલાજ માટે મોફસ્સિરોએ એના ઘણા અર્થો કીધા છે, જેમાંથી માત્ર બે અર્થો અહીં નકલ કરૂં છું. (૧) ઉપલા ફકરાના અર્થ એટલે દુધમાં પાણી એવી રીતે ભળી ગયું છે કે એક બીજામાં દેખીતો કંઇ તફાવત દેખાતો નથી, તેવીજ રીતે અહીં આયતના અર્થ એ થશે કે મક્કાના કાફેરોમાં આપ એવી રીતે હતા કે અજાણ તથા બહારગામના માણુસને આપમાં અને કાફિરોમાં કંઇ તફાવત દેખાતો ન હતો એવી છુપી હાલતમાં ખોદાપાકે આપને જોયો ત્યારે આપને નોબુવ્વતનો ખરો માર્ગ દેખાડયો કે જેથી દરેક જોનારને આપમાં અને કાફિરોમાં દેખીતો તફાવત જણાઇ આવે. બીજા અર્થ એ થવાના કે આખા આરબ દેશમાં ખોદાપાકની આગળ આપ એકલા એવા હતા કે ખરા માર્ગપર હોવાને લીધે આપનું મદદગાર કોઇ હતું નહીં. ત્યારે આપને નોબુવ્વતનો એવો માર્ગ દેખાડવામાં આવ્યો કે જેથી થોડા વખતમાં લાખો માણુસો આપના તાબેદાર થઇ મદદગાર બની ગયા.

કારણ કે આરબ લોકોનો મહાવરો છે કે મોટા વિશાળ મેદાનમાં જે એકનું એક ઝાડ હોય છે તેને તેઓ "દાલ્લુન" કે "ઝાલ્લુન" કહે છે, કે જે ઝાડને વાવઝોડા વિગેરેના આપ-ફાથી ટેકો દઇ બચાવનાર કોઇ બીજું ઝાડ તેની આજુબાજુએ હોતું નથી. (જુઓ તફ-સીરે કબીર). •

એકજ શબ્દ જ્યારે કોઈ હલકા દરજ્જાના માણસને માટે વપરાય છે ત્યારે તેના અર્થ હલકાઇના લેવાજ પડશે. પણ તેનો તેજ શબ્દ જ્યારે કોઈ મોટા દરજ્જાના માણસને માટે વપરાયલો હોય તો તે ઠેકાણે તે મહાન માણસ માટે પણ તેવીજ હલકાઇના અર્થ લેવાતા નથી. એને માટે રેવરંડજી! આપનાજ જેવા એક કાળા રેવરંડ મીસ્ટર અકબર મસીહ પોતાની કિતાબ "તનકીહે ઉલુહીયતે મસીહ ના પાના ૯૧માં લખે છે કે "આ ચોપડીના પાના ૬૩માં અમે લખી ગયા છીએ કે એકજ શબ્દ એ જુદા જુદા દરજ્જાના માણસો માટે વપરાવાથી તે બંને એકજ દરજ્જાના થઇ શકતા નથી. (દાખલા તરીકે) જે શબ્દો ખોદા-પાકને માટે વપરાયલા હોય છે તો તેના અર્થ "અપાર કે "અગણિત" (ગૈર મહદૂદ) લેવાશે (પણ) માણસ જાતિને માટે (વપરાયલા હશે તો તેના અર્થ) તદન 'હદ અંદરના કે ગણત્રી અંદરના" (મહદૂદ) અને હલકા દરજ્જાના ગણાશે...... જેવી રીતે કે "તે સૌ કંઇ જાણે છે." ફકરાથી અગર જો ખરૂં જોતાં અપાર જ્ઞાન (ઇલ્મે ગૈર મહદૂદ) અથવા સર્વજ્ઞતા (હમા દાની) કોઈને માટે સાબેત થતી નથી. છતાં બાયબલમાં ખોદાપાકનો સર્વજ્ઞ હોવાનું ગુણ (સિફતે હમાદાની) ઘણોજ ખુલી રીતે લગાડવામાં આવે છે તેથી કરીને ખોદા માટે તે પવિત્ર કિતાબમાં જે જે ઠેકાણે લખ્યું છે કે તે (ખોદા) બધુંએ, અથવા (તે) સઘળું જાણે છે "(યોહાનનો પહેલો પત્ર કલમ ૨૦મી અધ્યાય ૩), તે બધે ઠેકાણે સર્વજ્ઞના (એટલે ઇલ્મે મા઼કાના વમાયકૂનો અથવા વર્તમાન, ભૂત અને ભવિષ્યનું બધુંએ જાણનાર)ના અર્થ જરાપણ અચકાયા વગર લેવા પડશે, પણ એનાથી ઉલટું જ્યારે બાયબલ ઘણીજ તફ-સિલ સાથે દરેક માણસને કમી બુદ્ધિવાળો અપૂર્ણ જ્ઞાનવાળો બતલાવી રહી છે. ત્યારે તેને માટે તેજ શબ્દો "તમે સઘળું જાણો છો (યોહાનનો પહેલો પત્ર, રજા અધ્યયની ૨૦મી કલમ), જ્યારે વાપરવામાં આવ્યા છે તો તેના અર્થ થોડા અને નજીવાના સઘળા માણસો કરે છે."

હવે રેવરંડજીને હું પુછું છું કે મજકુર કાળા રેવરંડના પ્રખ્યાત લખાણ મુજબ "ઝંબ" અને "ઇસ્તિગફાર" એ બે શબ્દો જ્યારે એક સામાન્ય ઉમ્મતી અને એક સૌથી મોટા દરજ્જા-ના, અકલી નકલી બિલકુલ સાચી અને મજ-બુત દલીલોથી ગુનાહોથી બચેલા નબીને માટે કુર્આન જેવી શ્રેષ્ઠ, ઉત્તમ, ફસીહ અને બલીગ અર્થાં ભાષાના ઇલાહી કલામમાં વપરાયા હોય ત્યારે બંનેના દરજ્જાપર નજર નાંખી ઇન્સાફ-થી બંનેને માટે જે જે અર્થો યોગ્ય અને બંધ-બેસ્તા તે ભાષાના શબ્દાર્થ કોષ (લુગાત કે ડિક્ષનરી) દેખાડતી હોય તેજ અર્થો લેવા એજ દાનિશમંદીનું કામ ગણાશે અને તેમ નહીં કરનારને મજકુર રેવરંડના લખાણ પ્રમાણે સૌ લોકોને એટલે મુસલમાનોને તેમજ ખ્રિસ્તિ-ઓને નાદાન ગણવોજ પડશે.

એટલે જ્યારે "ઝંબ" એટલે ગુન્હો અને 'ઇસ્તિગફાર" એટલે ખુદાપાકથી પોતાની ગુનાહોની માફી માંગવી એ શબ્દો એક મહાન નબીને માટે વપરાયા હોય તો તેના અર્થ તેમજ "ઝાલ્લન" એ શબ્દના અર્થ એવા કરીશું કે તે મહાન પુરૂષની મોટાઇ, દરજ્જા અને પદ્દિમાં જરાએ બેઅદબી થઈ નહીં જાય જેવી રીતે કે ખોલાસા સાથે હું ઉપર લખી આવ્યો. પણ મજકુર ત્રણ શબ્દો કોઇ એવા

ગુનેહગાર પાપીને માટે વપરાયા હોય કે જેણે વ્યભિચાર (ઝિના), ચોરી, કતલ વિગેરે પાપોનાં કામો કીધાં હોય અથવા કરવાની કોશિશ કીધી હોય પણ તેમાં તે કોઇ ઓચિંતા રોકાણને લીધે લાચારીએ નાસિપાસ થઇ, કરી શક્યો નહીં હોય ત્યારે તે ઠેકાણે બેશક મજકુર શબ્દો ના ગુમરાહ, પાપી, પાપો થકી માફી માંગવી નાજ અર્થ જરૂર કરીશું.

પછી એજ પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે કે "હવે મસીહની બાબત કોઇ પણ ખતા અથવા ગુનાહ નથી, તેમજ ઇસ્તફગફાર એટલે ગુનાહોની માફી માંગવાની હિદાયત પણ નથી,"

રેવરંડજી ! મસીહ (અલ)ની બાબત કોઇ પણ ખતા અથવા ગુન્હો તેમજ ઇસ્તિગફારની હિદાયત બાયબલમાં નથી કે કોરઆને શરીફમાં નથી ? તે તમે સાફ લખ્યું નથી કુર્આને શરીફ તો એક પણ નાનામાં નાના દરજ્જાના નબીને માટે તેને નોબુવ્વત મળ્યા પછી કોઇ પણ નાના મોટા ગુનાહનેજ કબૂલ રાખતુ નથી તો હઝરત ઇસા મસીહ (અલ) જેવા મહાન નબીને માટે તે કેમ એવા નાલાયક શબ્દો? વાપરશે અલબત આપના મોટા દરજ્જાને લાયક હોય તેવું મોટું કામ ન કરતાં કોઈ હલકું કામ તેના બદલામાં ભૂલચૂકે થઇ ગયું હોય અથવા તો કાફિરોની સાથે ઉઠવું બેસવું થતુ હતું તેથી તેઓના અતિપાક દિલના નૂરપર તેઓની સોબતથી કંઇ ખરાબ નજીવી અસર આવી હોય તેને માટે ખુલ્લો ઇશારો છે કે આપ (અલ.) બેશક ઇસ્તિગફાર કરતા હશે કે જેથી "વ મોતહહેરોકા મિનલ્લઝીના કફરૂ" (પારા ૩નો ૧૪મો રૂકૂઅ). એટલે જે લોકોએ કુફર કીધું તેઓથી તને હું પાક કરનાર છું શબ્દો આપપર ઉતારી આપના ઇસ્તિગફારના કબૂલ થવાની આપને ખબર આપી. અને જાહેર છે કે આપ ઇસ્તગફાર કરતા હશે ત્યારેજ તો "વ મોતહહેરોકા" એટલે હું તને પાક કરનાર છું ની ખુશખબર આપી. એમાં ગુનાહોની માફી આપીને પાક કરવા સિવાય બીજો કોઇ અર્થ કુર્આને મજીદના મહાવરા પ્રમાણે થઇ શકતા નથી પણ ગુનાહોથી તેજ નજીવી ભૂલચુકથી થયલાં નજીવાં કામોનાજ અર્થ અહીં લેવા પડશે. કેમ રેવરંડજી મસીહને માફી મળવી કુર્આનથી સાબેત થઇ કે નહીં ?

પણ બાયબલથી ગુન્હો કે ઇસ્તિગફાર મસીહ (અલ)ને માટે સાબેત નથી. એવો તમારો દાવો હશે. તો સાંભળો. ખ્રિસ્તિઓ મસીહ (અલ)ને દેવ માને છે પણ શૂળિએ ચઢવા અને પોતાના દુશ્મનોને હાથે કતલ થવાથી બાયબલ તેઓને માટે શો ફેસલો આપે છે ને વાંચો "ત્યારે પણ શું તું, તને મારી નાંખનારની આગળ એમ કહીશ કે, હું દેવ છું? પણ તને ઘા મારનારના હાથમાં તો તું માણસ છે, દેવ તો નહીં." (જૂનો કરાર હઝકીએલ ૨૮મા અધ્યાયની ૯મી કલમ. સાબેત થયું કે તેઓ માણુસ હતા. જ્યારે માણુસ સાબેત થયા ત્યારે "પણ માણુસ દેવની આગળ ન્યાયી કેમ કરીને ઠરે?" (જૂના કરાર અયુબ અધ્યાય ૯ની ૨૭ કલમ). "શું માણુસ ઇશ્વર આગળ ન્યાયી હોય? શું મનુષ્ય પોતાના કર્ત્તા આગળ શુદ્ધ હોય?" (અયુબ ૪થા અધ્યાયની ૧૭મી કલમ). જેથી સાબેત થયું કે બાયબલ દરેક નબીને અને જે નબી નથી તે દરેકને ભૂલચુક નાના મોટા ગુનાહો વિગેરેમાં એકજ સરખા ગણી તેઓને અન્યાયી અને અશુદ્ધ એટલે બે ઇન્સાફ અને ગુનાહોના મેલથી નાપાક ગણે છે અને હઝકીએલવાળી ઉપલી કલમથી ચોખ્ખી રીતે મસીહ (અલ)ને મેં માણુસ સાબેત કીધાં છે તેથી આપને તેમજ બીજા બધાં માણસોને પોતાની બે ઇન્સાફી અને ગુનાહોના મેલાપણાને માટે શું માફી નહીં માંગવી જોઇએ?

"માણુસ શું છે કે તે નિષ્કલંક હોય? ને સ્રીજન્ય (ઓરતથી જન્મેલો કોણ છે) કે તે

નેક હોય ?" (અયુબ અધ્યાય ૧૫ની ૧૪મી કલમ) "તો મનુષ્ય જે કીડો છે તે, ને મનુષ્ય પુત્ર જે કીડો છે તે કેવી રીતે (શુદ્ધ) હોય ?" (અયુબ ૨૫મા અધ્યાયની ૬ ઠ્ઠી કલમ). સુબ્હાનલ્લાહ ! કેવો સારો ફેસલો છે આખું જગત માને છે કે મસીહ (અલ) સ્ત્રી જનિત (ઓરતને પેટે જન્મેલા) હતા. તેઓ કદાપણુ ભૂલચૂકથી પાક હોઈ શકતા નથી અને તેથી તેઓએ પોતાના ગુનાહોની માફી માંગેલી હોવીજ જોઇએ. અહાહાહા ! મસીહ (અલ.) કેવા ખુલ્લા શબ્દોમાં પોતે પણ માફી માંગી રહેલા છે અને પોતાના તાબેદારોને પ્રાર્થના કરી ભૂલચૂક અને નાના મોટા ગુનાહોની માફી મેળવવા માટે કેવી ઉમદા દોઆ શીખવી રહ્યા છે ! "ઓ આકાશમાંના અમારા બાપ ! તારૂં નામ પવિત્ર મનાઓ, તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વીપર તારી ઇચ્છા પુરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યાં છે તેમ તું અમારાં ઋણો અમને માફ કર; અને અમને પરીક્ષામાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન. (નવો કરાર માથ્થી ૬ ઠ્ઠા અધ્યાયની ૯થી ૧૩મી કલમ). મજકુર કલમમાં "ઋણો"ને માટે અંગ્રેજીમાં Debts શબ્દ છે જેના અર્થ કરજના-છે, ત્યારે જાહેર છે કે અમારાપર ખોદાપાકનું કરજ તેના હુકમો તેની મર્જી મુજબ બજાવી લાવવા એજ હોય છે, અને તે બજાવી લાવવામાં જે ભૂલો થાય તેનીજ માફી ઉપલી દોઆમાં માંગવામાં આવી છે, જેને અરબી ભાષામાં ઝંબ કહે છે. વળી "માફી માંગવી" ને માટે અંગ્રેજી બાયબલમાં ask to forgive શબ્દ છે જેના ચોખ્ખા અર્થ અરબી ભાષામાં "ઇસ્તિગફાર" ના છે. ત્યારે રેવરંડજી ! "ઇસ્તગફિર લે ઝંબેકા" એટલે પોતાના ગુનાહોની તું માફી માંગ જેમ હઝરત મોહમ્મદ પેગંબર સાહેબને માટે કુઆ઼ંનમાં હુકમ હતો અને આપે તેમ માફી માંગી તેમજ અહીં મસીહે (અલ.) અને તેઓના તાબેદારોએ માફી માંગી ત્યારે "તેમજ ઇસ્તગફાર એટલે ગુનાહોની મફી માંગવાની હિદાયત પણ નથી" તમારા ફકરાનો પોતે તમારી બાય બેજ જ્યારે રદ કીધેલો હોય ત્યારે કુઆ઼ંનને તેને દોરવવાની શી જરૂર ?

ખ્રિસ્તિઓમાં હમેશનો આગલા જમાનાનો અને આ જમાનાનો એ રિવાજ છે કે નાના મોટા ગુનાહોની અથવા ભૂલચૂકની માફી ખોદાપાક પાસે મેળવવી હોય તોજ પાદરીઓ પાસે 'બાપ્તિસ્મા' લે છે. હવે જુઓ રેવરંડજીના ઇશુ કેવી રીતે બાપ્તિસ્મા લે છે. "અને તે દહાડાઓમાં એમ થયું કે ઇસુ, ગાલીલના નીઝારેથથી આવ્યો ને યરદનમાં યોહાનથી બાપ્તિસ્મા પામ્યો (નવો કરાર માર્કની લખેલી સુવાર્ત્તા અધ્યાય ૧ની ૯મી કલમ). કોઇને શક શુબેહ પેદા થાય કે યોહાન જે બાપ્તિસ્મા આપતા હતા તે કોણ જાણે ગુનાહોની માફી મેળવવાનો બાપ્તિસ્મા હતો કે કોઇ બીજી તરેહનો તેની ખાત્રી માટે સાંભળો "તેમ, યોહાન રાનમાં બાપ્તિસ્મા કરતો તથા પાપોની માફીને સારૂ, પસ્તાવાનું (એટલે તોબાનું) બાપ્તિસ્મા પ્રસિદ્ધ કરતો હતો અને આખા યહુદાહ દેશના તથા યરૂશાલેમના રહેવાસીઓ તેની પાસે ગયાં, ને બધા પોતાનાં પાપ કબુલ કરીને યરદન નદીમાં તેનાથી બાપ્તિસ્મા પામ્યા." (માર્ક અધ્યાય ૧ની ૪-૫ કલમ). આ કલમોએ રેવરંડજીને જરૂર જાગૃત કરી નાંખ્યા હશે કે "હવે મસીહની બાબત કોઇપણ ખતા અથવા ગુનાહ નથી" જે મેં લખી માર્યું છે તે ખરેખાત મારી જાહેર ભૂલ છે, મારા પોતાનાજ ધર્મશાસ્ત્રથી અજાણ્યાપણું છે અને મુસલમાનોને ધોકો દેવો છે.

એજ પેરેગ્રાફમાં ત્યારપછી રેવરંડજી લખે છે કે "બલ્કે તમામ નબીઓમાં તેની શાનમાં

એમ લખેલું છે કેઃ—આ દુન્યામાં તથા આખેરતમાં તે સાહેબે મરતબા છે માટે હરેક રીતે મસીહ ઉત્તમ છે." રેવરંડજી! ઉપલા પેરેગ્રાફોમાં તો તમે કુર્આને શરીફની કઇ સુરતના કયા રૂકુઅમાં છે તે બધુંએ લખતા હતા પણ ૯મા પેરેગ્રાફથી અહીં સુધી જે જે આયતો આવી તેને માટે સુરતનું નામઠામ કંઇ લખતા નથી એનું શું કારણ? તેમજ પોતાના દાવા માટે કુર્આનની દલીલપણ લાવતા નથી એમાં પણ કોઇ ઉંડો ભેદ હશે ખરો? જાહેરમાં તો એજ જણાય છે કે કુર્આનમાં તપાસ્યા વગર કોઇ કાળા રેવરંડે જેમ ખોટું ખરૂં લખેલું તેની તમે નકલ ઉતારી પોતાના માથેની મિશનની ફરજ બજાવી છે.

જુઓ ખરી રીતે એ આયત એવી રીતે છે "વજીહન ફિદ્દુન્યા વલ આખેરતે વ મિનલ મોકરરેબીન." (સુરએ આલે ઇમ્રાન રૂકૂઅ પમો). એમાં તમે "વ મિનલ મોકરરેબીન"નો તર્જુમો "અને ખોદાના પ્યારા બંદાઓમાંનો એક થશે" છોડી દીધો કેમકે તમારી મતલબને તે નુકશાનકારક છે. પોતે તમારી લખેલી આયત તમારા દાવાને જુઠાડે છે. કારણકે આયત તો કહી રહેલી છે કે જેમ બધા નબીયો આ દુન્યા અને આખેરતમાં સાહેબે મરતબા એટલે ખોદાપાકની સઘળી પેદા કીધેલી વસ્તુઓમાં દુન્યા અને આખેરત (પરલોક)માં, ખોદાપાકની આગળ, સૌથી મોટા દરજ્જાના છે અને તેથી તે સઘળા અલ્લાહપાકના પ્રસન્ન (મકબુલ) બંદા છે, મસીહ (અલ.) પણ તેઓમાંના એક થશે. કારણકે એ શબ્દોને તો ફિરસ્તાઓ હજી ખુશખબરી તરીકે, હઝરત બીબી મર્યમ (રદી)ને સંભળાવી રહેલા છે, કે તેઓની ખાત્રી થઇ જાય કે જે મસીહની તેઓ ખુશખબરી દઇ રહેલા છે તે કોઇ સામાન્ય ઉમ્મતી માણુસ થવાના નથી પણ એક મહાન પેગંબર થવાના છે. એવાજ શબ્દો હઝરત મૂસા (અલ.)ને માટે કુર્આને વાપરેલા છે કે "વ કાના ઇંદલ્લાહે વજીહા" (સુરએ અહઝાબનો ૯મો રૂકૂઅ). એટલે ખોદાપાકની જનાબમાં હઝરત મુસા (અલ) સાહેબે મરતબા અને મોટી ઇઝ્ઝતવાળા છે. જેથી તમારો દાવો કે "બલ્કે તમામ નબીઓમાં તેની શાનમાં એમ લખેલું છે" કે તે "વજીહ" છે ખોટો નીકળ્યો અને જાહેર ધોકો સાબેત થયો પછી મસીહ ઉત્તમ કેમ ગણાઇ શકે?

પેરેગ્રાફ ૧૨માં રેવરંડજી લખે છે "મહંમદ સાહેબ ૬૩ અથવા ૬૪ વરસની ઉંમરે વફાત પામી ગયા, તેને ૧૩૦૦થી વધારે વરસ થયાં છે, અને બીજા માણુસોની માફક દફનાવવામાં આવ્યા તથા ખાકમાં મળી ગયા. પણ મસીહ તો ૧૯૦૦ વરસ થયાં આસમાનમાં જીવતો છે. અને હમેશાં જીવતો રહેશે." દુન્યામાં જેટલી વસ્તુઓ છે પછી તે જમીનપરની હોય કે આકાશપરની, તે બધી વસ્તુઓને મોત, એટલે એક વખતે ફના જરૂર થવું છે; પછી તે નબી હોય કે વલી હોય, વહેલાં કે મોડે, કેયામત આગળ એક વખત તેઓને મોત જરૂર આવશે પછી તેઓ આકાશમાં કેમ ન ઉઠાવી લેવાય, શું હનોખનબી (જુઓ જુનો કરાર ઉત્પત્તિ અધ્યાય ૫ની ૨૪મી કલમ) એલિયાહ નબી (રાજા ૨ અધ્યાય ૨ની કલમ ૧૧ મુજબ) આકાશોપર ઉઠાવી લેવામાં નહીં આવ્યા? મસીહ તો જમી પર વફાત પામ્યા (મરી ગયા) પછી, ખ્રિસ્તીઓના માનવા પ્રમાણે બીજા માણુસોની માફક તો શું પણ એક હલકામાં હલકા પાપી માણુસની પેઠે ઘણીજ બેઆબરૂ ભરી રીતે દફનાવવામાં (દાટવામાં) આવ્યા હતા (જુઓ નવો કરાર. લુકનો ૨૩–૨૪ મો અધ્યાય), પણ હનોખ નબી અને એલીયાહનબીને તો જરાપણ ઇજા કે મોતની લેહજત ચખાડયા વગર ઘણાજ પ્યાર અને માન સાથે આકાશોપર ખોદાપાકે ઉઠાવી લીધેલા. તેમજ મસીહને તો હજી આકાશોપર જવાને માત્ર ૧૯૦૦ વરસ થયાં છે. પણ હનોખ અને

એલીયાહ નબીને તો હજારો વર્ષ થયાં છે કે તેઓ આકાશોપર જીવતા છે પછી મસીહ કરતાં હુનેખ અને એલીયાહ તમારીજ સરખામણીના કાયદા મુજબ દરેક વાતમાં અફઝલ અને આલા (ઉત્તમ કે શ્રેષ્ઠ) કેમ ગણાય નહીં?

રેવરંડજીનો એક ફકરો રહી ગયો "તથા ખાકમાં મળી ગયા." જો કોઇ મુસલમાનની કલમથી એ ફકરો નીકળ્યો હોત તો તેના અર્થ કોહીને મટોડી થઇ જવાના લેવાતે નહીં પણ ભોંયની અંદર દટાઇ ગયાના લેવાતે. કારણ કે અહલે સુંનત વલ જમાયત, હનફીયો, શાફેઇયો, માલેકીયો અને હંબલીયો એકમતે એ વાતને માને છે કે નબીયોનાં શરીરોને દાટવા પછી મટોડીથી કંઇ પણ નુકશાની પોહોંચતી નથી, જેવી રીતે કે સોનાને મટોડી ખાઇ જતી નથી. પણ રેવરંડજીનો હેતુ તો "બીજા માણસોની માફક" ફકરો લાવવાથી સાફ જણાય છે કે જેમ બીજા માણુસોનાં શરીર થોડા વરસોમાં કબરમાં મટોડી થઇ જાય છે તેમ નબીયોનાં શરીરો પણ મટોડી થઇ ગયાનીજ છે, માટે તેને વાસ્તે કંઇ લખુ છું. હદીસમાં છે કે ખોદાપાકે જમીન (કે મટોડી) પર નબીયોનાં શરીરને ખાવું હરામ કરી દીધું છે. બીજી હદીસમાં છે કે 'નબીયો પોતાની કબરોમાં જીવતા છે અને (ત્યાં તેઓ) નમાઝ પઢે છે" (અબુ યઅલા અને બેહકી). બેહકી જેવા હદીસોના મહાન ઇમામ કહે છે કે નબીયો પોતાના શરીર સાથે કબરોમાં જીવતા હોવા માટે સાચી અને સાબેત હદીસો ઘણી છે, * એ તો હદીસોથી સાબેતી કરવાની હતી જે મેં કરી દીધી પણ અનુભવના કેટલાક દાખલાઓ પણ અત્રે ટાંકું છું કે જેથી સાબેત થઇ જાય કે જનાબ સરવરે અંબીયા મોહંમદ મુસ્તફા (સ. અ. સ.)નું શરીર મોબારક જેને માટે રેવરંડો ખાકમાં મળી ગયા લખે છે આજ દિન સુધી આબેહૂબ સલામત અને જીવતું તેઓની કબરમાં છે, અને કેયામત સુધી રહેશે.

હિજરી સન ૫૫૭માં સુલતાન નુરૂદ્દીન (રહ) ના વખતમાં, બે ખ્રિસ્તિઓ મુસલમાન વિદ્વાનોનો વેશ લઇ આપ (સલ)ની કબર મુબારકની પાસે એક કોટડીમાં જઇ રહ્યા અને તે વખતના ખ્રિસ્તિ રાજાઓ તરફથી તેઓ એટલાજ માટે નીમાયા હતા કે આપ (સલ)-ના શરીર મુબારકને, જે કબરે શરીફમાં જેવું ને તેવું સલામત છે, કાઢી લાવવો. આપ (સલ,)નો એ મોઅજિઝો છે કે આપે (સલ) એકજ રાતમાં ત્રણ વખત બાદશાહ મજકુરને સ્વપ્નામાં તે રેવરંડોને દેખાડીને કહ્યું કે એ બે શખ્સોની ઇજા મારાથી દૂર કર. બાદશાહ પોતાના લશકર સહિત મદીના શરીફ ગયો અને તેઓને પકડી કાઢયા. તેઓએ પોતાની કોટડીમાંથી એક ભોંયરૂં એ કામને માટે ખોદી તૈયાર કરવા માંડયું હતું કે જેમાં પેસી, કબરે શરીફમાં જઈ, શરીર મોબારકની સાથે યાતો કોઇ ખાસ બે અદબી કરવાનો અથવા તો બહાર કાઢી લાવી લઇને નહાસી જવાનો ઇરાદો કીધો હતો. બાદશાહ મજકુરે આખા શેહેરના લોકોની રૂબરૂ, સવારે બંનેને કતલ કરી, સાંજના બંનેની લાશોને બાળી નંખાવી હતી. પછી કબરે શરીફની ચોમેર ભોંયમાંથી પાણી નીકળી આવે ત્યાંસુધી નીચે જમીન ખોદાવી સીસું પીગળાવી ફરતું નાખી દીધું કે બીજી વખતે કોઇ બીજો આવું પુનઃનું કામ કરવા ઉભો થાય તો ફાવે નહીં (જુઓ મદિના શરીફની તારીખ જઝબુલ કોલૂબ ઇલા દયારિલ મહબૂબ). જેથી એ વાતો સાબેત થઇ કે ખ્રિસ્તિઓમાં કેટલાક ટોળાં એવાં હોવાં જોઇએ કે જેઓ

---

* ઇમામ જલાલુદ્દીન સયુતી (રહ)એ એક ખાસ રિસાલો "ઇબાઉલ અઝકિયા ફી હયાતિલ અંબીયા" એ બાબતમાં લખ્યો છે તેમાં દરેક નકલી દલીલથી, અને મુજદ્દિદે મનતક વ ફલસફા મૌલાના મોહમદ કાસિમ દેવબંદી (રહ)એ ઉરદુમાં "આબે હયાત" રિસાલો લખ્યો છે જેમાં મજકુર હયાતને દરેક અકલી દલીલોથી સાબેત કીધી છે.

એમ માનતાં હોય કે નબીએ (અલે)ના શરી-રને મટોડી ખાતી નથી ત્યારેજ તો પાંચસો વર્ષ પછી આપ (સલ)ના શરીર મુબારકને કાઢવાની આવી સખત કોશિશ કરવા તેઓ તૈયાર થયા. જો તેઓને એ વાતની ખાત્રી નહીં હોત તો સો કોઇ જાણે છે કે પાંચસો વરસ વીત્યા પછી કોઇપણ મડદું કબરમાં આપોઆપ સલામત રહી શકતું નથી, ત્યારે તેઓ કંઈ ગાંડા હતા કે પોતાના જીવને જોખમમાં નાંખવા આવ્યા. જો રેવરંડજી જેવા હોત તો પોતાના મોકલનારાઓને કેહતે કે શું તમે ગાંડા થઇ ગયા છો. એવા નબીના શરીરને લેવા અને જોખમમાં અમને નાંખવા મોકલો છો જે નબી "બીજા માણસોની માફક ખાકમાં મળી ગયા છે." બીજી એ વાત સાબેત થઈ કે દુન્યાના ગમે તે ધર્મવાળા હોય, અગરજો જાહેરમાં તેઓ ગમે તેવી દુશમની રાખે અને વાપરે પણ તેઓનું મન જરૂર કબૂલ રાખે છે કે હઝરત મોહંમદ (સલ) નબી સિવાય બીજા કોઇ નથી ત્યારેજ તો તેઓને આકીન હતું કે આપ (સલ)નું શરીર કબરમાં સલામત છે. મદિનાની દરેક તવારીખમાં આજે આઠસો વર્ષથી એ બનાવને દરેક ઇતિહાસ લખનાર મુસલમાન લખે છે જે યુરોપની ખ્રિસ્તિ આંખોથી કઇ સંતાયલો નથી છતાં એ એવો સાચો બનાવ છે કે આજસુધી કોઇ ગોરા લેખકને હિંમત નહીં થઇ કે એને ખોટો બતલાવવા એક લીટીપણ લખી શકે. રેવરંડજી ! લો તમારા ખ્રિસ્તિઓનાજ અનુભવથી આપના લખાણનો રદ થઇ ગયો. અલહમ્દો લિલ્લાહ.

ઇમામ જલાલુદ્દીન સયુતી જેવા ઇમામથી આપ પાછળ વાકેફ થઇ ચુકયા છો તેઓએ હઝરત કુત્બુલ અકતાબ, મોલાના શેખ અહમદ કબીર રફાઇ (કદસ)ને માટે લખ્યું છે કે તેવણુની સાથે શેકહેંડ (મુસાફેહો કે હસ્ત મેળાપ) કરવા આપ (સલ)ની કબર શરીફ ફાટી ગઇ અને આપ (સલ)નો હાથ બહાર નીકળી આવ્યો શું હજી પણ કોઈ કહી શકશે કે "બીજા માણસોની માફક આપ (સલ) ખાકમાં મળી ગયા છે" ?

હવે એક હદીસ નકલ કરું છું હાકિમે અને ઇબ્ને અસાકિરે હઝરત અબુહુરૈરાથી રિવાયત કીધી છે કે "(હઝરત) ઇસા બિન મર્યમ (અલ.) ફજ્જે રૌહાથી હજ અને ઉમરાને માટે એહરામ બાંધશે અને મારી કબરપર જરૂર આવશે એટલે સુધી કે તેઓ મારાપર સલામ મોકલશે અને બેશક જરૂર હું તેઓના સલામનો જવાબ વાળીશ" કબરમાં આ શરીર સાથે જીવતા હોવું, અને આ દુન્યાના શરીરનુંજ ત્યાં સલામત આજસુધી હોવું, આપની ઝિયારત કરવા આવનારની વાતચીત અને સલામ સાંભળી, ઝિયારત કરનારના દરજ્જા પ્રમાણે તેને ઘટતું માન આપવું વિગેરે કઇ ચીજ એવી બાકી રહી ગઇ જે ઉપલા દાખલાઓથી સાબેત થતી નહીં હોય? અલબત્ત અમે અહલે સુન્નત માનીએ છીએ કે કબરમાં ખોદાપાક પોતાની ખાસ કુદરતથી તેઓનાં મુબારક શરીરોની હાલત એવી બદલી કાઢે છે કે જ્યાં ખાવા પીવા, જાજરૂ પેશાબ, મેળ મૂત્ર, માંદગી વિગેરેથી તેઓનાં શરીર બચેલાં રહે છે, કે જે ચીજોની દુન્યામાં તેઓને જરૂર હતી અથવા જે હાલતોને દુન્યામાં તેઓ જરૂર ભોગવતા હતા.

રેવરંડજી ! ટકટ તમે મુસલમાનોના સિદ્ધાંતોને અનુસરી લખવાનો ડોળ ઘાલ્યો છે ત્યારે વચ્ચે જો કોઇ એવી વાત લખશો જેને તેઓ માનતા નહીં હોય તે તમારો ધોકો કે અજ્ઞાનતા ગણાશે, તમે લખો છો "(મસીહ આસમાનમાં) હંમેશ જીવતો રેહશે." એને તો કોઇ પણ મુસલમાન માનતું નથી કારણ કે તિર્મિઝી, ઇબ્ને અસાકિર, બુખારી (ની તારીખમાં), તબરાની, બુકાઇ, ઇબ્નુલ મરાઇ, ઇબ્નુલ જૌઝી, કરતબી, અબી શેબા, અહમદ બિન હંબલ, અબુદાઉદ, ઇબ્ને જરીર, ઇબ્ને હબ્બાન

વિગેરે ઇસલામની હદીસોના પ્રખ્યાત ઇમામોએ પોતાની હદીસોની કિતાબોમાં થોડાક શબ્દોના ફેરફાર સાથે હદીસો રિવાયત કીધી છે જેઓની ટુંક મતલબ એ છે કે આકાશપરથી ઉતર્યા પછી હઝરત ઇસા બિન મર્યમ, (અલ.) જમીનપર ૪૦ વર્ષ રહેશે તેઓ લગ્ન કરશે તેઓને ત્યાં બચ્ચાં જન્મ લેશે પછી મદીનામાં તેઓ મરી જશે, તેઓના જનાઝાની નમાઝ મુસલમાનો પઢશે, હઝરત અબુબકર અને હઝરત ઉમર (રદી.)ની કબરો અને જનાબ રસુલ (સલ.)ની કબરે મોબારકની વચ્ચે એક ખાલી કબરની જગ્યા છે તેમાં તેઓને દાટવામાં આવશે જેથી આપની ચોથી કબર થશે, અને કેયામતને દહાડે (જનાબ નબી (સલ) ફરમાવે છે કે) હું અને ઇસા, અબુબકર અને ઉમરની વચ્ચે એકજ કબરમાંથી નિકળશું." ત્યારે રેવરંડજી! તમારા અને અમારા બંનેના માનવા પ્રમાણે ઇસુ ખ્રિસ્ત હંમેશ જીવતા તો ગણાયા નહીં. તમે માનો છો કે શૂળીપર મર્યા પછી કબરમાં દટાયા; અમે માનીએ છીએ કે ના હવે આકાશપરથી આવી માનપાન સાથે રાજ્ય ભોગવી, ઘણીજ ઇજ્જત આબરૂ સાથે મરશે અને તમામ નબીયોના સરદાર (સલ)ના પડખામાં દટાવવાનું માન તેઓ મેળવશે અને કેયામતને દહાડે (on the day of Resurrection) તમામ નબીયોના આગેવાન (સલ)ની સાથે ઉઠશે સુબ્હાનલ્લાહ! ઇસલામે જેટલું માન મસીહ (અલ)ને આપ્યું તેનો એક કરોડમો ભાગ પણ ખ્રિસ્તિધર્મ, બાયબલને માનતાં, પોતાના નબીને આપી શકતા નથી, છતાં દરેક રીતે ઇસલામના નબીની હલકાઇમાંજ લાગેલા રહેવું, કહો રેવરંડજી! યેહ કૌન ધરમ હય?

પછી એજ પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે "તેમજ મુસલમાન લોકોના માનવા પ્રમાણે બની આદમની હિદાયત તથા આગેવાની કરવા સારૂ ફરીથી જાહેર થનાર છે." રેવરંડજી! શું ખ્રિસ્તિઓ એ વાતને માનતા નથી? "હું તમને ખચીત કહું છું કે, અહીં જે ઉભા છે તેઓમાંના કેટલાએક એવા છે કે માણસના દીકરાને તેના રાજ્યમાં આવતો દેખશે ત્યાંસુધી મરણ પામશેજ નહીં." (નવો કરાર માત્થી અધ્યાય ૧૬ની ૨૮મી કલમ). 'કેમકે હું તમને ખચિત કહું છું કે માણસનો દીકરો આવે ત્યાંસુધી ઇસ્રાએલનાં સઘળાં નગરોમાં તમે ફરી નહીં વળશો." (માત્થી ૧૦મા અધ્યાયની ૨૩મી કલમ). આ ઠેકાણે કોઇને ભંભેરવામાં આવે કે એ તો કેયામત કે પ્રલયને દહાડે આવવા માટે છે ત્યારે તેઓએ "અહીં જે ઉભા છે તેઓમાંના કેટલાએક" અને "ત્યાંસુધી મરણ પામશેજ નહીં." અને "સઘળાં નગરોમાં ત્યાંસુધી તમે ફરી નહીં વળશો." એ ફકરાઓ ઉપર ખાસ ધ્યાન આપવું, * એ કરતાં વધારે સાફ એક કલમ નકલ કરૂં છું કે આજ દુન્યામાં ઇસુ ખ્રિસ્તે કયારે આવવાનો વાયદો કીધો છે "ત્યારે જો કોઇ તમને કહેશે કે, જુઓ ખ્રિસ્ત અહીં અથવા ત્યાં છે, તો તમે માનતા ના; કેમકે જુઠા ખ્રિસ્ત તથા જુઠા ભવિષ્યવાદીઓ ઉઠશે,ને એવા મોટા ચમત્કાર તથા અદ્દભુત કૃત્યો દેખાડશે કે જો બની શકે તો પસંદ કરેલાઓને પણ તેઓ ભુલાવામાં નાખશે. જુઓ મેં અગાઉથી તમને કહ્યું છે. એ માટે જો તેઓ તમને કહે કે જુઓ તે રાનમાં છે, તો બહાર ના જતા, જુઓ, તે ઓરડીઓમાં છે, તો ના માનતા." આ કલમોથી સાફ જણાય છે કે મસીહ (અલ.)નું આવવું કેયામતમાં અથવા શુળી પર ચઢયા પછી અને કબરમાં દટાઇ એ ત્રણ દહાડે તેમાંથી નીકળ્યા પછીનું આવવું બતલાવી કોઇ ધોકો દેવા માંગે તો તે ખોટું છે પણ ખ્રિસ્ત (અલ)ના આકા-

---

* એ ઉપરાંત "ધી કમિંગ ઓફ ધી વર્લ્ડ ટીચર"નું બયાન જે આગળ આવે છે તેમાં ખુલ્લું સાબેત કીધું છે કે આ જમાનાના ખ્રિસ્તિઓ પણ જીસસ ક્રાઇસ્ટ એટલે હઝરત ઈસા (અલ)ના આવવાનીજ ઈન્તેઝારીમાં છે.

શપર ગયા પછી ઘણા જુઠા ખ્રિસ્તો જાહેર થશે, અને ઘણા જુઠાઓ નોબુવ્વતને દાવો કરશે તેમજ ચમત્કાર કે મોઅજેઝા જેવી કેટલીક હાથ ચાલાકીયો દેખાડી કેટલાક સમજુ ભણેલા ગણેલાઓને પણ પોતાના પરપંચમાં ખેંચી લેશે. (જેવીરીતે કે હાલ હિંદુસ્તાનમાં મિર્ઝા ગુલામ અહમદ કાદિયાની થઇ ગયો. જેનો પુરતો ખોલાસો તથા એવા ખ્રિસ્ત અને નબી હોવાનો જુઠો દાવો કરનારાઓની એક સંપુર્ણ લીસ્ટ મેં "કાદિયાની છળ કપટ દર્શન" નામની ગુજરાતીમાં મારી રચેલી ચોપડીમાં દીધી છે). એ બધુંએ થયા પછી મસીહ કેવી રીતે આવશે તે સાંભળો.

"કેમકે જેમ વિજળી પૂર્વથી નીકળીને પશ્ચિમ સુધી ચમકે છે, તેમજ માણસના દીકરાનું આવવું થશે," "અને ત્યારે માણસના દીકરાની નિશાણી આકાશમાં દેખાશે ને ત્યારે પૃથ્વીપરનાં સઘળાં કુળો શોક કરશે અને માણસના દીકરાને પરાક્રમ તથા મોટા મહિમામાં આકાશના મેઘપર આવતો તેઓ દેખશે." (માત્થી ૨૪મા અધ્યાયની ૨૭થી ૩૦મા કલમો) મુસલમાનોની હદીસોમાં પણ ફિરિસ્તાઓની પાંખો અથવા તેઓના ખભાઓપર ટેકો દઇને મસીહ (અલ)નું ઉતરવું બયાન થયલું છે (મુસ્લિમ શરીફ). અહીં મેઘપર આવવું લખેલું છે તેનું કારણ યાતો એકે આકાશમાં ઘણે દૂરથી કાંઇ ચીજ દેખાય છે તો તે વાદળ જેવી દેખાય છે તેથી મેઘ કહેવાયું અથવા તો હદીસો વાંચનાર પર છુપું નથી કે નબી સિવાય જ્યારે પણ કોઇને ફિરિસ્તાઓ ઓચિંતા દેખાયા છે તો વાદળના આકારમાં દેખાયા છે તેથી હદીસમાં મસીહ (અલ)ની સાથે જે ફિરિસ્તાઓનું હોવું ઉપપર વાંચી ગયા તેઓ સામાન્ય લોકોને વાદળાકારમાં દેખાશે. કેમ રેવરંડજી! હવે તો ખ્રિસ્તિઓને પણ માનવું પડયું કે નહીં?

અલબત્ત તેઓ કયારે આવશે તેની "પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઇ પણ જાણતો નથી, આકાશના દૂતો નહીં ને દીકરો પણ નહિ." માત્થી ૨૪મા અધ્યાયની ૩૬મી કલમ મુજબ ખોદાપાક વગર તમને કે અમને ખબર નથી. પણ રેવરંડજી! મસીહે તો માત્થીના ૧૬મા અધ્યાયની ૨૮મી કલમ પ્રમાણે જે મેં ઉપર નકલ કીધી તેઓની સામે જે લોકો ઉભા હતા તેઓ મરી જાય તે પેહલાં આવવાનો ભાર દઇને વાયદો કીધો હતો. સાથે એ પણ કહી દીધું હતું કે "આકાશ તથા પૃથ્વી જતાં રેહશે પણ મારી વાતો જતી રહેશે નહીં (માત્થી ૨૪મા અધ્યાયની ૩૫મી કલમ) બિચારાઓ એજ રાહ જોવામાં રહયા અને વર્ષો સુધી ઇન્જીલ લખી કાઢી નહીં ફક્ત મોઢે યાદ રાખી જેનું બયાન આગળ હું કરી ચૂકયો છું (વાંચો પાનું ૯). રેવરંડજી! એ કેમ બન્યું એમાં મસીહની ભૂલ છે કે નવા કરારની કે તેના એકઠા કરનારાઓની? હું ધારૂં છું કે મસીહની આવવાની ખબર બાયબલમાં છે કે નહીં એને એટલાજ માટે પાદરીયો અને રેવરંડો હંમેશ સંતાડે છે કે રખેને અમારૂં નવું ભોપાળું જાહેરમાં આવશે.

પછી રેવરંડજી લખે છે "કુર્આન પ્રમાણે જે જીવતા છે તેને મરેલાની બરાબરીમાં ગણી શકતા નથી જેમકેઃ-'મા યસતવિલ અહયાઅ વલઅમવાત" જુઓ સુરતે ફાતીર રકુ. ૩. માટે મસીહ મહંમદ સાહેબ કરતાં અફઝલ તથા આલા છે એમાં કોઇ વાતનો શક નથી." આયતની ખરી મતલબ સમજ્યા વિના રેવરંડજીએ આ ઠેકાણે, પોતાની અક્કલથી એક નવો કાયદો પોતે ઘડી કાઢયો. પણ રેવરંડજીને કોઇ ઠપકો ન આપે તેટલા માટે તે કાયદાનો

'નવાકરાર'ના ઘણે ખરે ઠેકાણે હઝરત મસીહ (અલ)ને માટે "માણસનો દીકરો" શબ્દ ઇન્જીલ લખનારાઓએ વાપરી પોતાનાજ પગમાં કુહાડી મારી છે. કેમકે પોતાના અકીદાઓમાં તો તેઓ મસીહ (અલ)ને ખોદાનો દીકરો માને છે પણ પોતે મસીહ (અલ)ને મોઢે માણસનો દીકરો કહાવી પોતે પોતાનુંજ ભારે ખંડન કરે છે.

સંબંધ કુર્આને શરીફ સાથે લગાડી દીધો કે અજાણ્યુ વાંચનાર કુર્આનપર હાંસી કરે. ધભરાશો નહીં હોં, રેવરંડ સાહેબ ! જેટલાઓએ કુરઆનપર હાંસી મજાક કરાવવાની કોશિશ કીધી છે તેઓનીજ આજ સુધી હાંસી થઇ છે અને ઇ. અ. તઆલા કયામત સુધી થશે. તમારા કાયદા મુજબ, હું તેમજ દરેક સમજુ માણસ તમને સવાલ પૂછશે કે મસીહ (અલ) ના શિષ્યો એટલે હવ્વારીઓના દરજ્જાને તમે પોતે તમારા કરતાં ઉંચો ગણો છો કે હલકો ? કારણકે તેઓને તો મર્યા પછી જમીનમાં દટાયલા બેશક તમે પણ માનો છો અને તમને પોતાને જીવતા માનો છો; ત્યારે તમારા કાયદા પ્રમાણે તમારો દરજ્જો મોટો હોવો જોઇએ જેને તમે તો શું પણ એક તદન અભણ ખ્રિસ્તી બચ્ચું પણ માનશે નહીં. શા કારણે ? કારણકે ખોદાપાકની જનાબમાં જીવતા અને મરેલા હોવાપર દરજ્જાની મોટાઇનો આધાર નથી. જો એમજ હોય તો માનવું પડશે કે એક મરેલા ખ્રિસ્તિ કરતાં એક જીવતા કુત્રા કે જીવતા વાંદરાનો દરજ્જો મોટો હોવો જોઇએ. જો એમજ હોય તો એક મરણ પામેલા રેવરંડ કરતાં તેને ત્યાં રોજ સવારે જે ભંગિયો ગૂ ઉઠાવવાને આવે છે તેનો દરજ્જો ઉત્તમ, "અફઝલ તથા આલા છે" કારણકે તે જીવતો છે અને રેવરંડ મરેલો છે "એમાં કોઈ વાતનો શક નથી.

પણ નહીં, તમે અથવા કોઇ પણ અભણ માણસ તો કેહશે કે ભાઇ દરજ્જાનો આધાર ખોદાપાકને રાજીખુશી કરી તેની પ્રસન્નતા (રિઝા) મેળવી તેના દરબારમાં મોટો દરજ્જો મેળવવાપર છે અથવા તો ફક્ત તેની મેહેરબાનીપર છે તે એવીરીતે કે પોતે ખોદાપાક ઘણાં લોકોમાંથી એક માણસને ચુંટી કાઢી પોતાના માત્ર ફઝલો કરમ (કૃપા)થી તેને પોતે ચાહે તેવો મોટો દરજ્જો શરૂથીજ આપે; જે હાલત નબીયો અને રસુલો (અલ.)માં દરેકે દરેકની છે કે પેદાશથી તેઓને નેઓવ્વતના દરજ્જાને લાયક ચુંટી કઢાય છે. ત્યારે એ કાયદો હઝરત મોહંમદ મુસ્તફા વલ મુર્તઝા (સ. અ. સ.) અને હઝરત ઈસુ મસીહ (અલ) ને માટે કેમ ચાલુ કીધો નહીં ? માત્ર એટલાજ માટે કે વાંચકો ધોકામાં આવી જાય. જો મરવા જીવવાની સરખામણી કરવી હોય તો તે ત્યારે બંધબેસતે કે જ્યારે મુસલમાનો હઝરત ઈસુ ખ્રિસ્તને હંમેશ જીવતા રેહનારા અમર માનતે પણ ઉપર હું સાબેત કરી ચૂક્યો કે નહીં ખ્રિસ્તિઓ તેઓને અમર માને છે અને નહીં મુસલમાનો. તેઓને મુસલમાનો પણ આકાશપરથી ઉતર્યા પછી મરણ પામનારા કુર્આનથીજ માને છે કારણકે કુર્આનમાં તેઓને માટે ખોદાપાકે ફરમાવ્યું છે કે "ઇન્ની મોતવફ્ફીકા" જેની તફસીર હઝરત મોહંમદ પગંબર સાહેબ (સલ)ના કાકાભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસે (રદી.) એવી રીતે કીધી છે કે "આકાશપરથી તારા ઉતર્યા પછી ઓ ઈસા! ખચીત તને હું મોત દેનાર છું" (બુખારી, કિતાબુ તફસીર અને દુરરૂલ મનસૂર), ત્યારે સાબેત થયું કે મરવા પછી મસીહ (અલ)ની પણ તેજ હાલત તેઓની કબરમાં થવાની છે કે જે બીજા નબીયો (અલ)ની થઇ જે ઉપર હું દેખાડી આવ્યો. અલહમ્દો લિલ્લાહ! રેવરંડજી! તમારા ધોકાનો જોઇએ તેવો 'અફઝલ તથા આલા (રદ થયો) છે એમાં કોઈ વાતનો શક નથી."

કોઇ રેવરંડનો એવો વિચાર હોય કે મુસલમાનોના નબી જમીન નીચે છે અને મસીહ (અલ.) આકાશપર તેથી મસીહનો રૂત્બો અફઝલ ગણાશે. ત્યારે એ કાયદો પણ તમને નુકશાનકારક થઈ પડશે. કારણકે તમારા પોતીકા માનવા પ્રમાણે હનોખ અને એલીયાહ આકાશોપર તેઓની હયાતીમાંજ ઉઠાવી લેવામાં આવ્યા અને સેંકડો હજારો વર્ષોથી આકાશ પર તેઓ છે પણ ઇસુ ખ્રિસ્ત (અલ) તો

થળી દેવાયા પછી જમીનમાં દટાયા અને મુસલમાનોના માનવા પ્રમાણે હવે દટાશે ત્યારે તમારા કાયદાની રૂએ ખ્રિસ્ત કરતાં બંને નબીયો અફઝલ આલા અને ઉત્તમ હોવા જોઇએ જેને તમે પોતે માનતા નથી અને માનવાના નથી. જ્યારે તમારા ઘડેલા કાયદાને તમે પોતે માનતા નથી ત્યારે મુસલમાનો તો હાયર્સ્ટ મારશલ લૉથી પણ નહીં માનવાના. મજકુર બંને નબીને તો જવા દો તમારા મજકુર કાયદાથી આકાશમાંનો દરેકે દરેક દૂત કે ફિરિશ્તો પણ ખ્રિસ્ત કરતાં ઉત્તમ ગણાવાનો કારણકે કેયામત સુધી તેઓનું મરવું નહીં અમારે ત્યાં મનાયલુ છે અને નહીં તમારે ત્યાં.

વળી જમીનની સપાટી કે પાણીની સપાટી કે આકાશની સપાટી નીચે હોવું અથવા તેઓનું ઉપર હોવું જો ઉત્તમ હોવાનું અને સરખામણીનું કારણ કોઇ રેવરંડ ગણવા ઉભો થશે તોપણ તેનાજ નબીની તે હલકાઇ કરશે, કારણકે હીરા, માણેક વિગેરે જવાહેરાત, અને પ્લાટીનમ, સોનું, ચાંદી વિગેરે કીમતી ધાતુઓ હંમેશ જમીનની સપાટીને તળીએ હોય છે અને કાંકરા, પથરા, છાણ, કચરો, જમીનની સપાટીની ઉપર હોય છે. પરવાળાં, મોતિ વિગેરે હંમેશ દરિયાની સપાટીને નીચે કાદવમાં દટાએલાં હોય છે જ્યારે સમુદ્રફીણ, હાડકાં, કોહેલો કચરો ઝાંખરાં સમુદ્રની કે નદિની સપાટી ઉપર હોય છે. મસીહ (અલ)જે વખતે દુન્યાની સપાટીપર પોતાની ફરજ બજાવી રહયા હતા તે વખતે આકાશી નાના મોટા દરજ્જાનો દરેક દૂત આકાશની સપાટીની ઉપર હતો, અને દરેક તારો આકાશની સપાટીને નીચે ઝળકી રહયો હતો તો તમારા કાયદા મુજબ ઉંચાણનીચાણની હાલતથી સરખામણી કરવા જતા પથરા, કાંકરા, હીરા, જવાહેરાતથી, કીમતી ધાતુઓ, છાણ, ગોબરથી, સમુદ્રફીણ અને માછલાનાં હાડકાં તથા તરતો કચરો, પરવાળાં, મોતિથી, એક કીડી કે માખ જેવું નજીવું પ્રાણીએ જમીનમાં દટાયલા મસીહ (અલ)ના બારે શિષ્યોથી, એક અદનાં દૂત અને નાનામાં નાનો તારો તમારા માનવા પ્રમાણે ખોદાના દીકરા ઇસુ ખ્રિસ્તથી કરોડો દરજ્જે "અફઝલ તથા આલા છે એમાં કોઇ વાતનો શક નથી" માનવુંજ પડશે, પણ જ્યારે સરખામણીમાં એ કાયદાને કોઇ અભણ જંગલી પણ માન્ય રાખશે નહીં ત્યારે મુસલમાનો કેમ માન્ય રાખશે ?

રેવરંડજી સૂરએ ફાતેરના ૩જા રૂકુઅની આયત જે તમે લખી એની ઉપરની આયતો તમે શા માટે છોડી દીધી? મજકુર સુરતના ૨જા રૂકુઅથી મુશરિકો અને મોવહહિદ મુસલમાનોનુ બયાન ચાલતું આવે છે અને જનાબ મોહંમદ પેગંબર સાહેબ (સલ.)ને દિલાસો આપવા અર્થે કેટલીક સરખામણીઓ ત્યાં દેખાડવામાં આવી છે કે ઓ મોહંમદ! (સલ) ખોદાથી બીનારા લોકો તમારી વાતો સાંભળી બીએ છે અને તેથી આપ ખુશ થાઓ છો અને મુશરિકો તમારી વાતોને સાંભળી બીતા નથી અને તેથી આપ દલગીર થાઓ છો. પણ એમાં આપને દલગીર થવાનું કંઇએ નથી. કારણકે સરખામણી કરતાં જેવી રીતે "દેખતા અને આંધળાને, પ્રકાશ (નૂર કે અજવાળાને અને અંધકારને, તડકાને અને છાંયડાને કોઇપણ એક સરખાં ગણી શકતું નથી" અને (તેમજ) જીવતાઓને અને મરેલાઓને બરાબરીમાં ગણી શકતું નથી. એતો અલ્લાહ પાકજ જેને ચાહે તેને (તમારી શીખામણો સાંભળવાના કાનો આપશે અને જે લોકોની હાલત કબરોમાં પડેલા મડદાઓ જેવી છે ખોદાની સારી વાતો મન દઇને સાંભળવાની તેઓમાં શક્તિજ નથી) તેઓને આપ (પોતાની શીખામણો) સંભળાવનારાજ નથી. આપનું કામતો ફક્ત ભુંડા (શીરક કુફરના) કામોથી તેઓને બીવાડવાનું છે." જો મુસલમાનો નહીં સાંભળતે અને આપ દલગીર થતે તો આજળી હતું

મતલબ એ કે મુસલમાનો આંખોવાળા દેખતા, નૂરવાળા, અને અજવાળાવાળા અને ઇમાનના આત્માને લીધે જીવતા લોકો છે તેઓ તમારી દરેકે દરેક શિખામણ અને આજ્ઞાને માથે ચઢાવશે. પણ તેથી ઉલટા મુશરિકો, કાફેરો અને મુનાફિકો પોતાની બેદીનીને લીધે જાણે આંધળા, અંધકારવાળા અને મડદાંઓ જેવાં છે તેઓને ખરો માર્ગ સુઝશે નહીં અને તમારો ઉપદેશ તેઓ સાંભળશે નહીં માટે આપ દલગીર થશો નહિ. બસ આખા રકૂઅનો ટુંક સાર અને આયતની મતલબ એ હતી, રેવરંડજીએ તેને ખેંચી લઇ જઇ મસીહ (અલ.)ના જીવન અને હઝરત મોહંમદ (સલ.)ના મરણની સાથે જોડી દીધી. શાબાશ! ઇ કાર અઝ તો આયદો મર્દાં ચુનિન કુનંદ.

૧૩મા પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે "મુસલમાન ભાઇઓ માને છે કે કયામતથી થોડો વખત અગાઉ, ભારે તોફાન કરનાર તથા કુફ્ર અને બેદીની ફેલાવનાર દજ્જાલ જાહેર થશે. તેને નાબુદ કરવાને અને બગડેલી મોહંમદી ઉમ્મતને રાહે રાસ્તપર લાવવાને તથા દીને હક કાયમ કરવાને મસીહ આસમાનથી નાઝલ થશે. અને તમામ અહલે કિતાબ તેનાપર ઇમાન લાવશે. જુઓ "ઇમ્મિન અહલિલ કિતાબે ઇલ્લા લયુઅમિનુન્ના બેહી" સુરત ઉલ નીસા રકુ. ૨૨." બેશક દજ્જાલના જાહેર થવાને અમે પણ માનીએ છીએ તેમજ તમે પણ તેને Antichrist (ઍન્ટીક્રાઇસ્ટ)ને નામે ઓળખો છો. તમે મોહંમદી આખી ઉમ્મતને બગડેલી લખી એ ખોટું છે અને તમારો ધોકો છે. "મોહંમદી ઉમ્મતના કેટલાક બગડેલા પંથોને રાહે રાસ્તપર લાવવાને" લખવું જોઇતું હતું કારણકે સુંનત જમાઅત એજ ખરો ફિર્કો છે કે જનાબ મોહંમદ પેગંમ્બર (સલ) અને આપના એકેએક સહાબી (રદી.)ને પગલે ચાલે છે અને દીન અને દુન્યાના કામોમાં તેઓના વિરૂદ્ધ જાણી જોઈને એક ડગલો પણ ઉપાડતો નથી. તે સિવાયના ફિર્કાઓ રાફ્ઝી, ખાર્જી વિગેરેને અમે પણ બગડેલા માનીએ છીએ. પછી તમે જે આયત લખી તેને અધુરી કેમ છોડી દીધી? રેવરંડજી! મ્હોં સંતાડશો નહીં, અહીં મેદાનમાં આવો. તમે જાણો છો? તમે કુર્આન જેવી પ્રસિદ્ધ આકાશી અસલી કિતાબ અને પ્રસિદ્ધ તર્જુમાઓવાળી કિતાબનો અને મુસલમાનો જેવા વાદવિવાદમાં કુશળ કોમના મુકાબલામાં તમારો ટ્રેક્ટ કાઢી રહેલા છો; તમારે તો એકેક ડગલો તપાસીને મુકવો જોઇતો હતો. જુઓ અસલ આયત એવી રીતે છે "વ ઇમ્મિન અહલિલ કિતાબે ઇલ્લા લે યુઅમેનુન્નાબેહી" "કબલા મૌતેહી, વ યૌમિલકયામતે યકુનો અલયહિમ શહીદા." તેમાં તમે "કબલા મૌતેહી"ના શબ્દ તો એટલાજ માટે છોડી દીધા કે તે ઉપર થઇ ગયલા તમારા ટ્રેકટના ૧૨મા પેરેગ્રાફનો જડમૂળથી નાશ કરનાર છે. કેમકે એ ફકરાના અર્થ "તેના મરણ પેહલાં" જેથી સાબેત થયું કે તેનું શૂળીએ ચઢી ત્રણ દિવસ કબરમાં રહી ખ્રિસ્તિઓના ગુનાહોનો કફ્ફારો કે બદલો થવો જે તમે અને તમારી બાયબલ શીખવે છે તે તદન ખોટું છે; તે તો આકાશો પર જીવતા છે. જેવી રીતે કે ઇબ્ને કસીરે અને ફતાહુલ કદીરમાં શૌકાનીએ હઝરત અબુહુરૈરા અને હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત કીધી છે. વળી તમે માનો છો કે "આસમાનોપર હમેશાં તે જીવતા રહેશે" (જુઓ તમારો ૧૨મો પેરેગ્રાફ), તે તદન ખોટું છે. તેઓ તો પાછા જમીનપર આવી મરણ પામશે જેવો કે અમો મુસલમાનોનો અકીદો છે.

રેવરંડજી! આ આયત લાવીને મુસલમાનોને કંઇ નુકશાન કરવાને બદલે તમે સૌથી વધારે નુકશાની ખ્રિસ્તિ ધર્મની કીધી. કેમકે તમે પોતે આયત મજકુરના અર્થ લખો છો કે "અને તમામ અહલે કિતાબ તેનાપર ઇમાન

લાવશે" અને જાહેર છે કે કુઆંને શરીફના મહાવરામાં "અહલે કિતાબ" શબ્દ યાહુદી અને ખ્રિસ્તિઓને માટેજ વપરાય છે. ત્યારે તમારા અને અમારા માનવા પ્રમાણે બેશક યાહુદીઓ હઝરત મસીહ (અલ.) પર ઈમાન લાવ્યા નથી તેથી તેઓ બેઇમાન ખરા, પણ શું તમામ ખ્રિસ્તિઓ પણ બેઇમાન હતા અને છે અને મસીહ (અલ.)ના ઉતરવા સુધી રેહશે કે જેઓને તેઓ એટલે ઇશુ ખ્રિસ્ત (અલ) પર વિશ્વાસ એટલે ઈમાન લાવવાની જરૂર પડશે? રેવરંડજી! એ કુઆંને મજીદ અને ઇસલામનો ચમત્કાર (મોઅજિઝો) જોયો? તમારેજ મોઢે અને તમારીજ કલમે કબૂલ કરાવી લીધું કે જે જે અહલે કિતાબ પછી તે યાહુદી હોય કે ખ્રિસ્તિ, જનાબ ખાતેમુલ અંબીયા મોહમ્મદે મુસ્તફા અહમદે મુજતબા (સ. અ સ,)ની નબુવ્વતની ખબર ખાત્રી પુર્વક તેને મળ્યા પછી આપ (સલ.)ના નબી હોવાપર જ્યાંસુધી ઈમાન નહીં લાવશે ત્યાં-સુધી હઝરત મુસા અલ,) હઝરત ઇસુ ખ્રિસ્ત (અલ.) અથવા તો હઝરત આદમ (અલ.)થી લઇને હઝરત મોહમ્મદ પેગંબર સાહેબ (સલ.) સુધી આપ સિવાય જેટલા પેગંબર થયા છે તે સઘળાઓપર પણ જો ઈમાન લાવશે તોપણ તો અવિશ્વાસુ અથવા બેઇમાનજ ગણાશે. અલહમ્દો લિલ્લાહે અલા ઝાલિક.

પછી એજ પેરેગ્રાફમાં રેવરંડજી લખે છે "માટે જો મોહમ્મદ સાહેબ ખાતિમ ઉલ અંબીયા તથા આખર ઝમાનાના નબી હોત તો આખર ઝમાનાની બેદીની અને ખરાબીને દૂર કરીને દીને હક્ક કાયમ કરવાનું કામ તથા આ માન અને મરતબો, શા માટે મસીહને આપવામાં આવ્યો છે, કે કેયામત પેહલાં તમામ માણસ જાતનો તે હાદી થાય અને બધાં તેનાપર ઇમાન લાવે?" રેવરંડજી! ખાતિમુલ અંબીયા થવાને માટે એ કંઇ જરૂર નથી, કે જ્યારથી ખાતિમુલ અંબીયા હોવાનો દરજ્જો તેઓને મળ્યો ત્યારથી કેયામત સુધી તેઓ જીવતા પણ રહે અને દરેક સૈકામાં લોકોમાંથી બેદીની અને ખરાબીને દૂર કરીને દીને હક્ક કાયમ કરવાનું કામ કરતાજ રહે બલ્કે એ તો તેઓની પછી તેઓના ધર્મ આગેવાનોની ફરજ છે જેને આજ સુધી અને હવે પછી કેયામત સુધી ઇસલામી કોમ આગેવાનો અલહમ્દો લિલ્લાહ જોઇએ તે કરતાં વધારે સારી રીતે બજાવતા આવ્યા જાય છે અને આવ્યા જશે. ત્યારે મસીહ (અલ.)ના ઉતરવાની શી જરૂર? કુઆંને પાક અને મુસલમાનો માને છે તે પેહલાં સાંભળી લો પછી તમારા સવાલનો જવાબ પોતાની મેળે નીકળી આવશે.

કુઆંને મજીદમાં હઝરત ઇસા મસીહ (અલ)-ના આવવા માટે છે કે "વ ઇન્નાહુ લ ઇલ્મુન લિસ્સાઅહ"(પારો ૨૫ રૂકુ ૯) હાફિઝ ઇબ્ને કસીર (રહ.) જેવા પ્રખ્યાત મોહદ્દિસ પોતાની તફસીરમાં લખે છે કે "હુ" એ સંબંધી સર્વનામ (ઝમીર) હઝરત ઇસા મસીહ (અલ.)ના નામને ઠેકાણે વાપરવામાં આવ્યું છે, કારણકે ઉપરથી આપનુંજ બયાન ચાલ્યું આવે છે. અને અહીં "ઇલ્મુન" શબ્દના અર્થ કયામતના પેહલાં મસીહ (અલ.)નું આકાશપરથી જમીનપર ઉતરવાના છે.' કે જેથી લોકોને એ વાતની જાણ થઇ જાય, જ્ઞાન થઇ જાય, ખબર થઇ જાય કે બસ! હવે કેયામતના આવવામાં જરાએ શક શુબેહ રહ્યો નથી. પછી તેઓ પોતાની તેજ તફસીરમાં લખે છે કે "મઝકુર અર્થને ટેકો દેનારી તે કિર્અત છે (કે જેમાં "લઇલ્મુન" નહીં પઢાતાં) "વ ઇન્નાહુ લઅલમુલ લિસ્સાઅહ" એટલે ઐન અને લામ (બંને હર્ફો)ને ઝબર લગાડીને પઢવામાં આવે છે જેના અર્થ મોટી નિશાનીના છે તે જાહેર દલીલ એ વાતની છે કે કેયામત જરૂર થશેજ અને એજ અર્થોને મોજાહિદ, અબુહોરેરા, ઇબ્ને અબ્બાસ, અબિલ આલિયહ, અબી માલિક, ઇકરમહ, હસન

બુખારી, કતાદહ અને ઝોહહાક જેવા ઇસ-લામના પ્રખ્યાત હદીસો અને તફસીરના આલીમોએ એટલે વિદ્વાનોએ કીધા છે, કારણ કે પોતે જનાબ નબી મોહંમદ સાહેબે (સલ.) હદીસમાં ફરમાવ્યું છે કે જ્યાં સુધી આ દશ નિશાનીયો નહીં જાહેર થશે ત્યાં સુધી કેયા-મત કાયમ થશે નહીં. જેમાંની એક દજ્જાલનું જાહેર થવું અને બીજી હઝરત મસીહ (અલ)-નું આકાશ ઉપરથી, ઉપર હું લખી ગયો તે પ્રમાણે, જીવતા જીવત પોતાના ખાકી બદન સાથે આ જમીનપર ધોળે દહાડે લાખો માણ-સોના દેખતાં ઉતરવું છે.

હવે ઉતરીને શું કરશે તે સાંભળો, મુ-સ્લિમ શરીફ, બુખારી શરીફ, અબુદાઉદ શરીફ તિર્મિઝી શરીફ અને હાકિમે, અહમદ બિન હંબલે (રહ) પોતાની હદીસની કિતાબોમાં એ માટે જે જુદી જુદી હદીસો લખી છે તે દરેકને જુદી જુદી ન લખતાં તેની એકત્ર ટુંક મતલબ અહીં લખું છું:—"હઝરત મસીહ (અલ,) ઇનસાફી હાકેમ, તમારા એટલે મુસલ-માનોના ઇમામ થઇને ઉતરશે, (હઝરત નબી મોહંમદ (સલ.)ના મહાન સહાબી) ઉર્વા બિન મસઊદ (રદી)ના ચેહરાને મળતા ચેહરાવાળા હશે. હઝરત મોહંમદ પેગંબર સાહેબ (સલ.) પછી અને હઝરત ઈસા (અલ) વચ્ચે કોઇ સાચો નબી થશે નહીં. તેઓ આવીને ખ્રિસ્તિ-ઓની સલીબ Crossને (જ્યાં જોશે અને જ્યાંથી મળી આવશે) તોડી નાંખશે, અને (ખ્રિસ્તિઓને ત્યાંના) ડુક્કરોનો નાશ કરશે, અને જઝિયા નામનો કર બંધ કરશે કે જે કર મુસલમાન બાદશાહોને પોતાની ગેરમુસ્લિમ અથવા non Mohamadan રૈયત પાસે તેઓનાજ સંરક્ષણને માટે લેવાનો હોકમ છે. કારણ કે તેઓ સઘળી ગેર મુસ્લિમ કે નોન મોસ્લિમ કોમો યાહુદી ખ્રિસ્તિ, પાર્સી મૂર્તિપૂજકો બધાઓને ફક્ત ઇસ્લામ એટલે મોહંમદી દીન તરફ ઇમાન કે વિશ્વાસ લાવ-વાને તેડશે અથવા નોતરશે, અને જેઓ એ નોતરાને કબૂલ નહીં રાખશે તેઓની સાથે ફક્ત ઇસ્લામને માટે યુદ્ધ, લડાઇ અને કતલ ચલાવશે, કે વાતો દીને મોહંમદી કબૂલ કરો અથવા હથિયારો વડે લડાઇ કરીને કપાઇ જાઓ હવે તમારે માટે ફક્ત એજ રસ્તો બા-કીનો છે. અને તેથીજ ઇસલામી મોહંમદી દીન શિવાય બીજા બધા ધર્મોનો તેઓના વખતમાં ખોદાપાક નાશ કરશે, અને મસીહ (અલ.) પોતેજ દજ્જાલને મેદાનમાં પોતાની સાથે લડવા બોલાવશે અને તેઓના હાથ મુબારકથીજ તે કતલ થશે"

આ બધા લખાણપરથી (૧) મુસલમાનોના ઇન્સાફવાળા હાકેમ બનવા માટે, (૨) મુસલ-માનોના ધર્મના હુકમો યોગ્ય રીતે તેઓમાં ચાલુ કરવા માટે, (૩) ખ્રિસ્તિઓના Cross કે સલીબને તોડવા માટે, કે જેથી સાબેત થાય કે ઇસલામી ધર્મ આવ્યા પછી ખ્રિસ્તિ ધર્મની તદન જરૂર નથી (૪) ડુક્કરોને કતલ અને તેઓનો નાશ કરવા માટે કે જેથી સાબેત થાય કે કુરઆનના હુકમ મુજબ તેઓને (પાળવા અને) ખાવા હરામ છે. (૫) આખી દુન્યામાં માત્ર ઇસલામી દીનનો પ્રચાર કરવા માટે (૬) ઇસલામી દીનને નહીં માન-નારા સઘળા દીનોવાળાઓથી હથિયારો વડે લડવા માટે (૭) જઝીઓ બંધ કરવા માટે અને (૮) દજ્જાલનું મરણ મસીહને હાથેજ થાય એવો ખોદાઇ ઠરાવ પૂરો કરવા માટે મળીને કુલ્લે આઠ વાતોને માટે ઇસા મસીહ (અલ.)નું આવવું હમો સઘળા સુન્નત જમા-અત મુસલમાનો એકમતે માનીએ છીએ. સમજ્યા રેવરંડજી! એમાં અથવા તો તમામ કુરઆન કે હદીસોમાં કેઇ નથી કે તેઓ નવી શરીઅત લઇને આવશે. અને દીને મોહંમ-દીને જે તમારી બાયબલમાં લખ્યા મુજબ પોતે ઇસુ મસીહના શાહજાદાનું દીન છે (વાંચો પાનું ૪૦મું) મટાડી પોતાનું જુનું કે

નવું દીન કાયમ કરશે. હું ઉપર લખી આવ્યો છું કે દરેક મોટા દરજ્જાના માણસને માથે કેટલીએક ફરજો બજાવવાની હોય છે તે જ્યાં-સુધી બજાવી નહીં લાવે ત્યાં સુધી તે મરણ પામતો નથી જેવી રીતે પોતાની નોબુવ્વત વખતે નોબુવ્વત પોંહચાડવી ઈસુ મસીહને માથે ફરજ હતી અને તેઓએ તે બજાવી દીધી પછી તેઓને માથે એ આઠ દસ ફરજો પણ બજાવી લાવવાની છે જે તેઓ બજાવી દેશે ઈ. અ. તઆલા. રહી ઇમાન લાવવાની વાત તે હું સાબેત કરી ગયો કે તમારા કરતાં કરોડો ગણો સારો ઇમાન અમે સઘળા મુસલમાનો હજરત ઇસા મસીહ પર રાખીએ છીએ. પછી કયું નવું ઇમાન અમને લાવવાની જરૂર પડશે તમો ખ્રિસ્તિ-ઓને અલબત, શુળીએ ચઢેલા અને કબરમાં ત્રણ દિવસ સુધી દટાયલા અને ખ્રિસ્તિ દુન્યાના ગુનાહોના બદલામાં ત્રણ દહાડા જહંનમ એટલે નર્કમાં ગયલા ઇશુ ખ્રિસ્ત અને ખોટી, લાખો ફેરફાર વાળી બાયબલ છોડીને અલબત કુર્આનપર ચાલનારા, કુર્આનપર ચલાવનારા કુર્આનનેજ અલ્લાહની ઉતારેલી કિતાબ માનનારા અને મનાવનારા, શુળીએ ચઢ્યા વિના માન અને ઇજ્જત સાથે આકાશપર જઇ તેવાજ માનપાન સાથે પાછા આકાશપરથી આવનારા સલીબ કે ક્રોસનો નાશ કરનારા, આખી દુન્યામાં દીને મોહંમદીનો ફેલાવો માત્ર હથિયાર વડે કરનારા અને બધા બેઇમાન ધર્મો અને તેઓના તાબેદારોને લગભગ મટાડી નાંખનારા ઇશુ ખ્રિસ્ત ઇબ્ને મર્યમ અલયહિમસ્સલાતો વસ્સલામપર નવેસરથી વિશ્વાસ અને ઇમાન લાવી જનાબ ખાતિમુલ અંબીયા (અલ.)ના દીને ફકકમાં દાખેલ થવું પડશે.

રેવરડજી! નબીઓની શાનજ એવી છે કે ખોદાપાકની દરેક મખ્લૂક, કાફિરો, સિવાય નબીને ઘટતું માન આપવું પોતાની સૌથી પેહલી ફરજ, ખોદાને માન આપવા પછી સમજે છે. ત્યારે આ જગ્યાએ તમે જે સવાલ ઉઠાવ્યો કે "માન અને મરતબો શા વાસ્તે મસીહને આપવામાં આવ્યો છે?" એ તમારો સવાલજ ખોટો છે. તેઓ નબી છે, અને અમો મુસલમાનોનો તેઓપર ઇમાન છે ખોદાપાકની તેઓપર તેઓના દરજાને લાયક મેહેરબાની છે એટલા માટે. રેવરંડજી! એક પ્રખ્યાત કારણ બીજું પણ છે પણ ઇન્સાફથી જોનારને નજરે પડશે પાછળ તમે વાંચી ગયા કે રૂહો પેદા થઇ ત્યારપછી સઘળા નબીઓ (અલ) પાસે ખોદાપાકે એક કોલ કરાર લીધો કે સઘળા નબીઓ (અલ.)-માંથી જે કોઇની પાસે તેઓના નોબુવ્વતના જમાના દરમ્યાન જો નબી મોહંમદ સાહેબ (સલ) આવી જાય તો તે નબી પોતે અને તે નબીની સઘળી ઉમ્મતે હઝરત મોહંમદ (સલ.) પર ઇમાન લાવવો અને આપ ચાહે તે દરેક કામમાં આપની મદદ કરવી (જુઓ પાનું ૪૭-૪૮). પણ ખોદાપાકની મર્જી એજ હતી કે આપ (સલ) સૌથી છેલ્લા નબી થાય ત્યારે તે કોલકરાર લીધેલો ફોકટ ગણાતે અને જાહેર છે કે ખોદાપાકનું કોઇ કામ નકામું હોતું નથી, આદમ (અલ.)થી લઇને હઝરત ઇસા મસીહ (અલ) સુધી દરેક નબી અને તેઓની ઉમ્મત એ ચાહતી હતી કે આપ (સલ.) અમારામાં જાહેર થાય પણ એ મોટાઇ મેળવવી ખુદાપાકે હઝરત ઇસા મસીહ (અલ.)ના નશીબમાં રાખી હતી તેથી આપને તે કોલકરાર પૂરો કરવાનો સંજોગ ખોદાપાકે આખેર ઝમાનામાં મેળવી આપ્યો. એમાં તો ખ્રિસ્તિઓને ખુશ થઇ હઝરત મોહંમદ (સલ)ના દીનની મદદ કરી બીજા દીનો અને અને પેગંબરોની ઉમ્મતો આગળ પોતાની સરસાઇ બતલાવી ખોદાપાકના લાખો ઉપકાર માનવા જોઇએ કે તેઓના પ્યારા નબી (અલ)ને ૧૯૦૦ વરસ આકાશોમાં સંભાળી રાખી તેઓને આ દરજ્જો આપવામાં આવ્યો; નહીંકે પોતે ખ્રિસ્તિઓ દુશ્મની કરી

મોહમ્મદી દીનને દરેક રીતે દુન્યાથી એકદમ નાબુદ કરવાની કોશીશ કરવા ઉભા થઇ જાય જેવી રીતે કે આજકાલની ખબરોપરથી ખુલ્લું દેખાઇ આવે છે.

વખતે કોઇ પાદરી કેહશે કે હઝરત મોહમ્મદ પેગંબર સાહેબ (સલ)ને ત્યારે તો હઝરત મસીહ (અલે) દુન્યામાં હતા તેજ વખતે જાહેર થવું જોઇતું હતું; આ છસે વર્ષ પછી શા માટે જાહેર થયા હશે? તેનું કારણ તો જાહેર છે કે બિચારા મસીહ (અલ,)ને કંઇ એવો જમાનો મળ્યો કે તેઓ પોતાનાપર જ્યારે સંકટ આવી પડયો તો બારેબાર શિષ્યોજ પોતે તેઓને તે સંકટમાં એકલા મુકી ન્હાસી ગયા (નવો કરાર, માથી, અધ્યાય ૨૬ની કલમ ૫૬), વાસ્તે એ તો ઠીકજ થયું કે તે વખતે હઝરત મોહમ્મદ (સલ.) જાહેર થયા નહીં, પોતે મસીહ (અલ)ને પોતાની મદદ કરવી મુશકેલ હતી તો તેઓ બાપડા હઝરત મોહમ્મદ (સલ,)ની શી મદદ કરતે ! ખોદાપાક ગેબનો જાણનાર અને દાના છે ખ્રિસ્તિઓ અને યાહૂદીઓની એવી બેવફાઇ અને બેઇમાનીની હાલત જોઇ તેણે પોતાના પેગંબર હઝરત મસીહ (અલ)ને તરત આકાશમાં ઉઠાવી લીધા અને તેઓને દિલાસો દીધો કે આપ મનમાં જરાએ નાખુશ થશો નહીં આપ હાલ લગભગ બેહજાર વર્ષ સુધી અહીં આકાશપર આરામ લો, એ પછી એ બારને ઠેકાણે બાર કરોડ બલ્કે તેથી ચાર ગણા ઉડતાળીશ કરોડ તાબેદારો (એટલે મોહમ્મદી મુસલમાનો જેઓની હાલની ખરી ગણત્રી ૪૯ કરોડ છે જેમાંથી લડાઇઓ વિગેરેમાં કાપતાં કપાતાં ૪૮ કરોડ ઘ. અ તઆલા રહી જશે તેઓને) અમે આપને એક મોટી ખુશખબર સાથે આપશું. હઝરત મસીહ (અલ.) સમજ્યા કે રખેને તેઓ ખ્રિસ્તિઓ હશે. અને સંખ્યાનો વધારો એ ખુશખબર હશે. ત્યારે તેઓને જવાબ મળ્યો કે ના જ્યારે તમારા પોતીકા જમાનાના ખ્રિસ્તિઓ એવા નિકળ્યા કે માત્ર લોકો પકડી લાવ્યા ત્યારથી જે સંતાયા તો છેક કબરમાં દટાયા પછી તમારી હાલત જોવાની તેઓને જરા ઇચ્છા થઇ (યોહાન, અધ્યાય ૨૦મો), ત્યારે બેહજાર વર્ષ પછીના ખ્રિસ્તિઓથી કઇ વાતની ઉમેદ રાખો છો? અરે મારા પ્યારા પેગંબર ! રોઝે મીસાકમાં જે કરાર મેં સઘળા નબીયો તેમજ તમારી પાસેથી લીધેલો તે તમને યાદ હશે. તેજ નબીએ આખેર ઝમાન, ખાતિમુલ અંબીયા (સલ.)ની એ ઉમ્મત હોશે. અને યાહૂદીઓ, કાફિરો, મુશરિકો, મૂર્તિપૂજકો તો એક બાજુએ રહી જશે પોતે તે લોકો જેઓ તમને પોતાના નબી જાહેરમાં ઘાંટો પાડી પાડીને કેહતા હોશે અને પોતાને ખ્રિસ્તિ કહેવડાવતા હોશે તેઓજ હઝરત નબીયે આખેરઝમાં (સલ)ના અને તેઓની ઉમ્મતના કટ્ટા શત્રુ બની ઉભા થશે, અને તમારા દુન્યામાં ફરીથી ઉતરવાની ઇન્તેજારીમાં તે ગરીબ મુસલમાનો રાહ જોશે, ત્યારે હું તમને હઝરત મોહમ્મદ પેગંબર (સલ)ની ઉમ્મતની મદદ કરવા બલ્કે ખરૂં જોતાં હઝરત મોહમ્મદ (સલ)ની મદદ કરવા, કેમકે દીનની ફત્તેહ અને ચઢતીને માટે ઉમ્મતની મદદ કરવી તે ઉમ્મતના નબીની મદદ કરવી છે, હું આપને તેઓનો ઈમામ અને સરદાર બનાવીને મોકલીશ કે જેથી એ કોલકરાર પૂરૂં કરવાનું અને બજાવી લાવવાનું માન આપને મળે અને કયામતને દહાડે બીજા નબીયો (અલ.) આગળ એ બાબત આપને મોટાઇ મારવાનું અને મગરૂબી ધરાવવાનું કારણ મળી આવે. ત્યારે આપ ઘણાજ ખુશ થઇ ગયા અને આકાશોપર સુખે રેહવા લાગ્યા.

દીને ઇસ્લામમાં દાખલ થઇ આ ઇસ્લામી દીન પ્રમાણે હઝરત મસીહ (અલ.) ચાલશે એ કંઈ હું કેહતો નથી પણ જનાબ રસૂલે ખોદા મોહમ્મદે મુસ્તફા (સલ.) તેરસો વર્ષ આગળથી એનો એવી રીતે ભવિષ્યવાદ;

(મિશ્કાતુલમસાબીહ) ફરમાવે છે કે "મારી ઉમ્મતમાંથી એક ટોળું કયામત સુધી સાચા માર્ગપર (પુરે-પુરી રીતે) રહેશે તો જ્યારે ઇસા બિન મર્યમ (અલ.) (આકાશ) ઉપરથી (જમીનપર) નીચે ઉતરશે ત્યારે તે (ટોળા)ઓનો અમીર (જનાબ ઇમામે મહદી સાહેબ) હઝરત ઇસા (અલ)ને (નમાઝનો વખત થઇ ગયેલો જોઇને જમાઅત થી) નમાઝ પઢાવવા માટે અરજ કરશે કે પધારો! (તમે પોતે ઇમામ બનીને) અમને નમાઝ પઢાવો ત્યારે તે (હઝરત ઇસ્રા મસીહ (અલ.) કેહશે ના તમારામાંનો એક (જેવી રીતે દુન્યાના કામો માટે) તમારામાંના કેટલાક પર ઇમામ કે સરદાર બને છે (તેમજ દીનના કામો માટે અને ખાસ કરીને ઇબાદત માટે પણ તેજ તમારો સરદારજ લાયક છે). ખોદા પાકે આ ઉમ્મત (મોહમ્મદીયાને (બીજી ઉમ્મ-પર) આ મોટાઇ ઇનાયત કીધી છે. મુસ્લિમ શરીફ. (કે તેઓ નબીના મોજૂદ હોવા છતાં નમાઝને માટે પોતે ઉમ્મતી હોવાં છતાં ઇમામ બની શકે છે જેવી રીતે કે પોતે હઝરત મોહમ્મદે (સલ). હઝરત અબદુર રહમાન બિન ઔફની પછાડી નમાઝ પઢી છે. અને તેવીજ રીતે હઝરત ઇસા (અલ) મુકતદી બની ઇમામ મોહદીના પછાડી મોહમ્મદી શરીઅતના હુકમો પ્રમાણે નમાઝ પઢશે. એવીજ હદીસોપરથી મુસ્લિમ શરીફની પ્રખ્યાત માનીતી શર્હ લખનાર ઇમામ નવવી (રહ). પોતાની શર્હમાં લખે છે કે ઇસા બિન મર્યમ (અલ)ને ખોદાપાક આકાશપરથી ઉતારશે તો તેમણને આપણી (મોહમ્મદી) શરીઅત પ્રમાણે હુકમ કરનાર હાકેમ બનાવીને લોકોમાં મોકલશે.

કાઝી અયાઝ માલિકી (રહ) લખે છે કે "જનાબ મોહમ્મદ નબી (સલ)ના ફરમાવ્યા મુજબ કે "મારા પછી કોઇ નબી થવાનો નથી." અને આખી ઇસ્લામી દુન્યાના એકમતે (ઇજમાઅથી) એ વાત સાબેત છે કે અમો મુસલમાનોના નબી (સલ) પછી કોઈ નબી થવાનો નથી અને તેઓની શરીઅતજ કયામતના દિવસ સુધી ચાલુ રહી બીજી કોઇ શરીઅતથી રદ બાતેલ થવાની નથી. કેટલાક ગુમરાહ ટોળાંએ એવું અનુમાન કીધું કે મજકુર હદીસ ખોટી છે જે બાતેલ કલ્પના છે બલ્કે એના જેવી બીજી હદીસોની એ મતલબ નથી કે જનાબ ઇસા (અલ) એવી શરીઅત લઇને ઉતરશે કે જે શરીઅત અમારી મોહમ્મદી શરીઅતને મનસુખ (રદ બાતેલ) કરી દેશે કારણકે એમાં અથવા બીજી હદીસોમાં એ વાતનો કોઇ જુજ બયાન પણ આવેલું નથી. બલ્કે એ બાબતની, કિતાબુલ ઇમાનની અને તે સિવાયની સાચી હદીસોમાં છે કે હઝરત ઇસા (અલ) ઇન્સાફી સરદાર થઈને (આ મોહમ્મદી ઉમ્મતમાં) ઉતરશે અને અમારી ઇસલામી શરીઅત પ્રમાણે પોતે ચાલશે અને બીજાઓને ચલાવશે અને ઇસ્લામની જે જે વાતો લોકોએ છોડી દીધી હશે તે સઘળી વાતોને નવેસરથી ચાલુ કરશે." ત્યારે રેવરંડજી! ખોળ તપાસ કરતાં સાબેત થયું કે "કુરાન પ્રમાણે ઇમાનદારોનો અવલ તથા આખરનો પેશ્વા તથા હાદી" તમારા મજકુર પેરેગ્રાફમાં લખ્યા પ્રમાણે "મસીહ ઠરે છે" એ ખોટું છે પણ બાયબલમાં વર્ણવાયલા દુન્યાના શાહજાદા હઝરત મોહમદ પેગંબરે આખેર ઝમાન, સૈયદુલ ઇન્સે વલ જાન, પેશ્વા તથા હાદી સાબેત થયા, વાસ્તે તમારોજ ફકરો ટાંકું છું કે 'માટે જે માણસ જાણી જોઇને પોતાની આંખોમાં ધુળ નાંખે તથા સચ્ચાઇ સાથે દુશમની રાખનાર હોય તેજ" "મસીહને મહમ્મદ કરતાં" નહી પણ હઝરત મોહમ્મદ (સલ.)ને હઝરત મસીહ (અલ.) કરતાં "હલકો દરજ્જા ઉત્તમ નહીં માનશે."

રેવરંડજી! દુન્યાની હાલત ઇસ્લામના પેગંબર સાહેબ (સલ) ના ભવિષ્યવાદ અકેક શબ્દ મુજબ કેવી ફેરવાતી જાય છે તે મારી

કાઇથી જોનારપર છુપું નથી હઝરત મસીહ (અલ.) ની અને ઇમામ મહમદી (અલ) ની પેશીનગોઇનીજ એ અસર છે કે હાલ આખી દુન્યા એક જગત ગુરૂની રાહ જોઇ રહેલી છે " The Coming of the world Teacher" નામે એક ચોપડી ખાસ લંડનમાં છપાઇ બહાર પડી છે જેમાં ઘણા લંબાણથી દુન્યાના મશહુર ધર્મોના આગેવાનોની એ બાબતમાં શી માન્યતાઓ છે તે જાહેર કરવામાં આવી છે રચનાર પોતે લખે કે "we believe that a Great Teacher will soon appear in the world, and we wish so to live now that we may be worthy to know him when he comes (પાનું ૧૩મું). એટલે અમારી માન્યતા એ છે કે એક મહાન ગુરૂ દુન્યામાં હવે જલ્દી જાહેર થશે અને તેથી હવે અમારી જીંદગી લાંબી થાય એવી અમે ઇચ્છા રાખીએ છીએ કે જેથી જ્યારે તે પધારે તે વખતે અમે પણ તેને ઓળખવાને લાયક ઠરીએ.

બીજી જગ્યાએ લખે છે "We look for the coming of Christ in power and glory not in the clouds of heaven to judge the quick and dead, but in human form to help the world." એટલે અમે ઇશુ ખ્રિસ્તની, સત્તા અને મહિમા સાથે જગતને મદદ કરવા આવવાની રાહ જોઈ રહેલા છીએ (જાલિમોના જુલમથી) ધ્રુજતાઓ અને મોતની પથારીએ પડેલાઓનો ઇન્સાફ કરવા મેઘના વાદળાપર આવવાની તેની રાહ જોતા નથી (કે જેવીરીતે અમારી બાયબલમાં તેના આવવા માટે લખેલું છે) પણ માણુનના લિબાસમાં (તે આવે તો અમે સંતોષ પામીશું) પાનું ૪૨).

એક ઠેકાણે લખે છે "Every religion taught and teaches that one shall come, in poweu of Whose word is salvation for all men. Hinduism prophesies that the next Avatara is Kalki, who shall come riding on a white horse Buddhism foretells the coming of the "Teacher of Gods and men," the Buddisattav Maitreya. The Zoroastrian is taught to look to the coming of the Saosh-yant, The Saviour the Jews to expect the Messiah and the Christians the Christ, Mohommadanism, too, speaks of the coming of another Prophet of God (Nabi Issa or Jesus). એટલે દરેક ધર્મે પોતાના તાબેદારોને શીખવ્યું હતું અને શીખવે છે. કે એક એવો (જગત આગેવાન) આવશે કે સઘળા માણસોના ઓદ્ધાર (નજાત)નો આધાર તેના ઉપદેશપર છે. હિંદુ ધર્મ ભવિષ્ય ભાખે છે. કે તે કાલકી (કે નિઃશ કલંકી) અવતાર છે. જે એક સફેદ ઘોડાપર બેશીને આવશે. બૌદ્ધ ધર્મ ખબર આપે છે કે બુદ્ધિ સત્વ મૈત્રેય દેવતા અને મનુષ્યજાતિનો શિક્ષક આવનાર છે. પારસીઓના ધર્મે તેઓને સૂચના કીધી છે કે મુક્તિ આપનાર સાઓશિયંતની પધરામણીની હે જરથોસ્તો તમે રાહ જોતા રેહજો. યાહુદીઓ મસીહાની અને ખ્રિસ્તિઓ ઇસુ ખ્રિસ્તની વાટ જોઇ રહેલા છે. ઇસલામી ધર્મ પણ (નબી ઇસા (અલ) નામના) બીજા એક ખોદાઇ પેગંબરના આવવા માટે કહી રહેલું છે. (પાનું ૧૦૯).

ટાઇમ્સ ઑફ ઇન્ડીઆમાં ૧૬મી માર્ચ ૧૯૧૬ના પેપરમાં એક લાંબુ લખાણ એ બાબતમાં છે જેમાં લખનાર લખે છે કે "The prophesies of the second coming of Christ are fulfilled on all sides

and in every walk of life conditions exist as foretold by the prophets as signs of the times. એટલે નબીયો (અલ.)એ દુન્યાના જે જે ફેરફારની પેશીનગોઇ કીધી હતી કે જ્યારે ઇસુ ખ્રિસ્ત બીજી વખતે દુન્યામાં આવશે ત્યારે દુન્યામાં આવા આવા ચિહનો જાહેર થશે, તે બધી પેશીનગોઇઓ દુન્યાને દરેક ખૂણે પુરેપુરી રીતે જાહેર થઇ ચુકી છે.

ત્યારે સાબેત થઈ ગયું કે રેવરંડજી ખ્રિસ્તિઓને સંતાડી ફક્ત મુસલમાનોનીજ માન્યતા દેખાડતા હતા કે ઇશુ ખ્રિસ્ત બીજી વાર આવશે એ ખોટું છે. જે હાલના જમાનાના ખ્રિસ્તિઓ ચોપડીઓ પ્રગટ કરી પોતાની એ માન્યતા ખુલ્લેચોક કબૂલ કરી રહ્યા છે. બીજી વાત એ સાબેત થઈ કે માત્ર મુસલમાનોજ કોઇ મહાન જગતના તારનારની રાહ જુએ છે એમ નથી પણ સઘળા પ્રખ્યાત ધર્મો તેની ઇન્તેજારીમાં છે. મારી નજીવી સમજણ પ્રમાણે એ બંદોબસ્તનું કારણ ઉપર લખેલી હદીસનો તે ફકરો છે કે "હઝરત ઇસા (અલ.)ના જમાનામાં ઇસલામ સિવાય જેટલા (ખપાયા) ધર્મો છે તે સઘળાઓને ખોદાપાક (લગભગ) નાબુદ (જેવા) કરી નાંખશે." કારણ કે એક તરફ તો હઝરત ઇસા (અલ.)ના ઉતરવા પેહલાં હઝરત ઇમામ મહદી સાહેબના આવવાથી ઇસલામના બધા પંથો એકત્ર થઇ જશે. કેમકે શીઆ સુન્ની જે સઘળા પંથોના મૂળ છે તે બંને તેઓની રાહ જોઇ રહેલા છે તેઓના જાહેર થતાંજ એવા બે મોટા પંથો એક થઇ ગયા તો નાના જુદા રહી શકતાજ નથી.

પણ મુસલમાન ગમે તેવા એકત્ર થઇ જાઓ યાહુદી અને ખ્રિસ્તિઓ કદી એકત્ર થવાના નથી તેનો બંદોબસ્ત એજ થવો જોઇતો હતો કે તેઓના એક સૌથી મોટા માનીતાને ખોદાપાક તેઓ માટે મોકલે, યાહુદીઓએ હઝરત ઇસુ મસીહને એટલાજ માટે નહીં માનેલા કે તેઓની ખાત્રી થઇ હતી નહીં કે એજ તે મસીહા છે કે જેની આવવાની ખબર અમારી આકાશી કિતાબો અમને આપી રહેલી છે. પણ જ્યારે લાંબો વખત થઇ ગયો ત્યારે જાહેરમાં તો નહીં પણ મનમાં તેઓ પણ માને છે કે બેશક મસીહા આવેલો પણ અમે અમારી મુર્ખાઇ અને હઠને લીધે તેને કબુલ કર્યો નહીં. હવે તેઓનાજ દેશમાં તેઓની રૂબરૂ આવા દબદબા સાથે ધોળે દહાડે તે આકાશપરથી આવશે તો તેને તેઓ જરૂર કબુલ કરશેજ, ઇસાઇઓને તો બીજી વખતે આવવાની ઇન્તેજારીજ છે, એટલે તેઓને કબુલ કરવામાં વાર કેટલી! આ તરફ આખી દુન્યાના મુસલમાનોને હઝરત ઇમામ મહદીએ મોઊદનો હુકમ પોહોંચશે કે હઝરત ઇસા બિન મર્યમ(અલ.)નાઝિલ થઇ ચુકયા. બીજી તરફ હઝરત ઇસા મસીહ (અલ.)નો હુકમ તમામ દુન્યાના યાહુદીઓ અને ઇસાઇઓને પહોંચાડવામાં આવશે કે હું પોતે ઇસલામી મોહંમદી દીનની તાબેદારી કરૂં છું તેથી તમારે પણ ચુપચાપ જરાપણ આનાકાની કીધા વગર એ દીનને સ્વીકારી લેવો, નહીતો એકદમ કતલ કરી નાંખવામાં આવશો. ત્રીજી તરફ હિંદુ અને પારસી ભાઇઓ સૌથી મોટી એજ નીશાની જોઇને કે દુન્યાના સૌથી બળવાન અને વિદ્વાન કરોડોની સંખ્યા ધરાવનારા લોકો ઇસાઇ, યાહુદી અને મુસલમાનો જ્યારે એક ધર્મમાં જોડાયા અને એકજ ટીચર ઑફ ધી વર્લ્ડના તાબેદાર બન્યા તો આપણે જુદા રહીએ એ ઠીક નથી, ઇસ્લામમાં દાખેલ થઇ જશે ઇ. અ. તઆલા, અથવા તો એ લોકોની હિદાયતનો કોઇ બીજો બંદોબસ્ત ખોદાપાક જરૂર કરશે. રેવરંડજી! "આ માન અને મરતબો શા વાસ્તે મસીહને આપવામાં આવ્યો છે કે કેયામત પેહલાં તમામ માણસ જાતનો તે હાદી થાય?", એ સવાલનો સંપુર્ણ વિસ્તાર સાથે જવાબ તમને મળ્યો કે?

રેવરંડજી ૧૪ મા પેરેગ્રાફમાં લખે છે "કુરાન પ્રમાણે મહમંદ સાહેબ ફકત રસુલ તથા ગુનેહગાર સાબિત થાય છે, પણ મસીહ બિલકુલ બેગુનાહ તથા ઇલાહી ઝાત "ફનફુખના ફીહા મિન રૂહેના" રાખનાર ઠરે છે, "નફુખના ફીહા મીન રૂહેના" તે ગુનહગાર ઇનસાન અથવા રસુલ કરતાં સાહેબે ઉલુહીઅતને અફઝલ કરીને કેમ નહી માનીએ". રેવરંડજી ! મુસલમાનો તરફથી આપનો આભાર માનું છું કે હઝરત મોહમંદ પેગંબર સાહેબ જેઓને માટે આપ પાછલા દરેક પેરેગ્રાફમાં, જે કુર્આનથી મહાન નબી નહીં પણ એક સાધારણ માણુસ મુસલમાનોની આગળ રજુ કરવાની અને સાબેત કરવાની કોશિશ કરતા ચાલ્યા આવ્યા, પણ તાજુબીની વાત છે કે ટ્રેકટને છેવટે તેજ સાધારણ માણુસને તેજ કુર્આનથી રસુલ મનાવવા તૈયાર થઇ ગયા. "યઅરેફુનહુ કમા યઅરેફુના અબ્નાઅહુમ" (પા. ૨, રૂ. ૧) એટલે અહલે કિતાબ હઝરત મોહમંદ પેગંબર સાહેબને એવી સારી રીતે ઓળખે છે કે જેવી ખરેખરી રીતે જરા પણ શક શુબેહ વગર તેઓ પોતાના ફરજંદોને ઓળખે છે. એ છે ઇસલામનો મોજિઝો કે ઇસલામના દરેક દુશમન કે વિરોધિઓને જીભે અને કલમે છેવટે હંમેશ એકરાર જાહેર થાય છે કે ઇસિલામ સાચો ધર્મ છે.

રહી ગયો ગુનેહગાર સાબિત કરવાનો દાવો, તે કેયામત સુધી કોઇથી થયો અને નહીં થઇ શકશે જેને માટે પુરતો વાદવિવાદ પાછળ હું લખી આવ્યો (વાંચો પાનું ૭૫ ). સાથે ઘણે ઠેકાણે હું લખી આવ્યો છું કે માત્ર મસીહ (અલ)નેજ નહીં પણ બીજા દરેક નબી (અલ)ને કુર્આન બેગુનાહ માનવાને શીખવી રહયું છે. વારૂ, તમો રેવરંડોની કોશિશ પ્રમાણે થોડી વારને માટે ધારો કે મુસલમાનો ( ખોદાની પનાહ ) હાલના ખ્રિસ્તિ ધર્મને સ્વીકારે તો તેઓને હાલની બાયબલને ઇલાહી કિતાબ માનવીજ પડશે. ચાલો તેમાં તપાસીએ કે મસીહ (અલ)ને બેગુનાહ માનેલા છે કે કેવા.

દરેક આકાશી કિતાબને માટે એ જરૂરી છે, એટલુંજ નહીં પણ કોઇની રચેલી કિતાબને માટે પણ જરૂરી છે કે જે મહાન પુરૂષને માટે તે ઉતરેલી કે રચાયલી હોય તેને વચનનો પાળનાર અને સાચો તો સાબેત કરવાની કોશિશ કરે; નહીંતો તે કિતાબને કોઇ સાચી કિતાબ અને તે મહાન પુરૂષનું માન એક રજકણ જેટલો માણુસના મનમાં ઝામશે નહીં. નબી માનવું તો બહુ દૂરની અને મુશકેલીની વાત છે. અફસોસ છે કે હાલની બાયબલ જેને માટે રેવરંડો ઇલહામી, આકાશી, ઇલાહી કલામ હોવાનો દાવો કરે છે, તેજ પ્રથમ જે કોશિશ કરે છે તે એક તેમાંનો દરેક નબી દુષ્ટમાં દુષ્ટ માણુસ જાહેર થાય. એ તો કુર્આનની કૃપા અને તેનો પ્રતાપ છે કે નબીયો (અલ)ને દુન્યાની દરેક કોમ માનની નજરે જુએ છે. જો કુર્આન આ જમાનામાં નહીં હોત તો કોણ જાણે લોકો નબીયો (અલ) ને કયે હદકે દરજ્જે પોંહચાડી મૂકતે દલીલ તરી બીજા અંબીયા (અલ) ની બેઇજ્જતી અને અપમાનના નમૂના હું પાછલ દેખાડી આવ્યો છું (વાંચો પાનું ૭૫ ). હવે જરા હઝરત મસીહ (અલ) માટે સાંભળો. નવો કરાર માથી અધ્યાય પની ૧૭મી કલમમાં છે "નિયમ શાસ્ત્ર અથવા ભવિષ્યવાદીઓની વાતોનો નાશ કરવાને હું આવ્યો છું એમ ન ધારો, હું નાશ કરવા નહીં; પણ પૂર્ણ કરવા આવ્યો છું ૧૮મી કલમમાં છે "કેમકે હું તમને ખચિત કહું છું કે આકાશ તથા પૃથ્વી જતાં રહે ત્યાં

દુધી સઘળાં પૂર્ણ થયાં વગર નિયમશાસ્ત્રમાંથી એક કાનો અથવા એક માત્રા જતી રહેશે નહી. ”.

હવે આખી ખ્રિસ્તિ દુન્યા જાણે છે કે નવા કરારે આગલા સઘળા ભવિષ્યવાદીઓની કિતાબોના હુકમોને તદન રદ બાતેલ કરી નાંખ્યા, બિચારા મુસા (અલ) ની તૌરૈતના દસ હુકમો કેટલાક દહાડા ટકયા પછી સેંટ પાલ કે પાઉલ મહારાજાએ તેમાંનો એકે પણ બાકી રેહવા દીધો નહીં. હઝરત મસીહ(અલ) ના ફરીથી આવવાના બયાનમાં હું દેખાડી આવ્યો (વાંચો પાનું ૫ તથા ૮૫) કે શિષ્યો કે હવ્વારીઓએ ઇન્તેજારમાં ઇન્જીલ પણ મોઢે યાદ રાખી લખી નહીં, કમકે વાયદો હતો કે તમારા જીવતાં જીવત હું દુન્યામાં આવીશ, ત્યારે બાયબલથી હઝરત મસીહ કેવા સાચા સાબેત થાય છે તે વાંચકો અને રેવરંડો પોતે વિચારી લો. શું જુઠાણાથી અને ખોટા વાયદાથી પણ કોઇ મોટો ગુન્હો એક નબીને માટે હોઇ શકે છે? હવે પોતાના તાબેદારોને જે શીક્ષણો આપેલા બાયબલમાં છે તેમાંનો એક નમુનો સાંભળો, ઇશુ ખ્રિસ્તને એક ઠેકાણે લગનમાં કોઇએ તેડયાં હતાં તેને ત્યાં પીવાનો દારૂ ખુટી જવાથી ઇસુ ખ્રિસ્ત (અલ)ની મા, અરે કઇ મા ? જેને પાદરીઓ ‘કુંવારી મર્યમ” ખ્રિસ્તીઓનું એક મોટું ટોળું “ખોદાપાકના ત્રણ ભાગે-માંનો એક ભાગ” ખોદાના સૌથી વહાલા દીકરાની મા, (એટલે........સમજી લો) માને છે તે બાપડી પોતાના દીકરાને ચમત્કારનો ભંડાર જાણીને કહે છે કે હે પ્યારા દીકરા ! “તેઓની પાસે દ્રાક્ષરસ નથી” આપ આપના ચમત્કારથી બનાવી આપો. તેના જવાબમાં બાયબલમાં લખેલા શબ્દો એ છે “Woman! what have I to do with thee? mine hour is not yet come” એટલે કે ઓરત ! તારે મારી સાથે શો સંબંધ (કે તું મારા કામોમાં વચ્ચે આવે છે અને દખલ દે છે)? મારો (ચમત્કાર દેખાડવાનો) વખત હજી આવ્યો નથી. પોતાની એવી મોટા દરજ્જાની માને આવા તિરસ્કાર ભર્યા શબ્દોમાં તેણે ઝણુકી દીધી. ચમત્કાર દેખાડવાનો વખત હજી આવ્યો નથી કહીને માની તાબેદારીથી તેણે મ્હોં ફેરવ્યું અને તરતજ દારૂના કુંડાંઓમાં પાણી ભરાવીને પોતાના ચમત્કારથી છએ છ કુંડાં સ્કોચ વ્હિસ્કિનાં તૈયાર કરી દીધાં. જે કામને એજ અધ્યાયમાં ઇસુનો મહિમા અને ચમત્કારનો આરંભ (શરૂઆત) અને શિષ્યોના વિશ્વાસ લાવવાનું કારણ લખ્યું છે. વાંચો નવો કરાર યોહાન અધ્યાય ૨ ની ૧ થી ૧૧ મી કલમ.

નવા કરારના સઘળા ટીકાકારોએ અને હીમાયતી વિદ્વાનોએ લખ્યું છે કે મસીહે એવા શબ્દો પોતાની મા માટે વાપર્યા એ બેશક અપમાન ભર્યા અને નાલાયક શબ્દો છે. દાખલા તરીકે નવા કરારનો પ્રખ્યાત ટીકાકાર રેવરંડ ખ્રિન્સ પોતાની ટીકાની ૧ લી જિલ્દના બીજા ભાગના પાના ૨૧૯ માં લખે છે “મસીહે પોતાની માનું, આ કલમમાં, ઘણુંજ ઠપકાને લાયક અપમાન કીધું છે અને ઘણા તુચ્છ શબ્દો તેણે ઉચ્ચાર્યા છે કે એથી વધારે તિર-સ્કાર (હિકારત) વાળા બીજા શબ્દો હશે નહીં.” ઇન્જીલનો એ ધોંટ.ળો વાંચક આગળ છુપો રહે તેટલા માટે ગુજરાતના ચાતુર રેવ-રંડોએ શું કીધું કે ‘હે ઓરત !” ને ઠેકાણે “બાઇ, મારે ને તારે શું ?” તર્જુમો સુધારી કાઢ્યો- રેવરંડો! મુસલમાનોની ખોળ તપાસ આગળ તમારાં બોપાળાં સંતાયલાં કદી રહી શકે વારૂ ? રેવરંડજી! એક મોટી સભા આગળ પોતાની માતુશ્રીને આવી રીતે હલકી પાડવી શું એક પણ દાનીશમંદની આગળ મોટામાં મોટા ગુન્હાનું કામ નથી ? એટલુંજ નહીં પણ જે કામ કરવાને પોતાની માનો હુકમ રદ કીધેલો તેજ કામ તરત કરવું શું દીકરાના આવાં કામથી માનું હૈયું કોચાયા

વગર રહે કે ? અને આવી રીતે જુઠું બોલીને દલગીર કરવી ગુન્હો નથી શું. ? "તારા બાપ તથા માનું સન્માન (ઇજ્જત) કર (તે વચન સહિત પહેલી આજ્ઞા છે)." નવો કરાર એફેસીઓને પત્ર અધ્યાય ૬ કલમ ૨) અને "બાળકો ! તમે સર્વ વાત વિષે તમારાં મા-બાપને માનો, કેમકે તે પ્રભુને ગમે છે." (કલોસીઓને પત્ર અધ્યાય ૩ ની ૨૦ મી કલમ). શું ઇસુએ પોતાનાજ નવા કરારની અને બાયબલની મજકુર બંને કલમોનો ભંગ કીધો નહીં અને તેથી તે મોટો ગુન્હેગાર સાબેત થયો નહીં ? અક્કલથી, શાસ્ત્રની કલમો-થી, ખ્રિસ્તિ ટીકાકારોની કબુલાતથી ઈસુ માટે ખુલી રીતે મોટા ગુનાહો સાબેત થયા.

વળી ચમત્કાર પણ કઇ બાબતમાં તે વિચારવા લાયક છે દારૂ જેવી દુન્યામાં સૌથી બુરી અને માણસ જાતિને માટે બુરા અને ગુનાહોના માર્ગ તરફ દોરી જનારી સૌથી વધારે અસહકારક ઝેરી ચીજ, જેને બંધ કર-વાને હાલ યુરોપમાં સોસાઇટીયો પર સોસાયટી ટેમ્પરન્સ સોસાઇટીયોને નામે સ્થપાતી જાય છે. યુરોપની મોટી લડાઇ વખતે બ્રિટિશ રોયલ ફેમિલીએ તો એને નહીં પીવાની કેટલાક દિવસોની બાધા લીધેલી, એવા ખરાબ શેતાનના મુત્રને ચમત્કારની રૂએ જે માણસ તૈયાર કરીને પોતે નબી હોવા છતાં લોકોને તેનાથી રોકાણ કરવાને બદલે છુટથી પીવા દે એથી મોટો કયો ગુન્હો હશે !

ખોદાપાકને માટે એવો અકીદો શીખવેકે ત્રણ મળીને તે એક છે અને એકના ત્રણ છે અને ત્રણે દરેક ગુણમાં એક સરખા છે એટલે (૧) ખોદા, (૨) ઇસુખ્રિસ્ત અને (૩) પવિત્ર આત્મા (યોહાનનો પહેલો પત્ર અધ્યાય ૫ ના ૮ મી કલમ) અને પ્રેઅરબુક (દોઆએ અમાન) માં મહાન પવિત્ર એથાનાસીસના અકીદાએ જેને એકેઅને હાલના ખ્રિસ્તિઓ માને છે.) ол৩ or Three equal Gods, ઇસુ પહેલાના અને પછીના કોઇ પણ નબીએ ખોદાપાક માટે એવો શિર્ક અને કુફરનો અકીદો શીખવ્યો નથી, કે જેના પર તમામ દુન્યા હાંસી કરેછે, શું એવા અકીદાને શીખવવા કરતાં પણ કોઇ મોટામાં મોટો ગુન્હો દુન્યામાં થઇ શકે છે ? હવે રસુલો અને નબીયો (અલ) માટે બાયબલને મોઢે કેવા ફુલો ખરે છે તે સાંભળો. "ત્યારે ઇસુએ ફરી તેઓને કહ્યું કે, હું તમને ખચિત ખચિત કહું છું કે, ઘેટાંનું બારણું હું છું. જેટલા મારાથી આગળ આવ્યા તેઓ સઘળા ચોર તથા લૂટારા છે; પણ ઘેટાંએ તેઓનું સાંભળ્યું નહીં," યોહાન અધ્યાય ૧૦ ના કલમો ૭-૮ નવો કરાર). ઇસલામ શીખવે છેકે હઝરત આદમ (અલ) થી લઇને જનાબ પેગં-બરે આખિર ઝમાં મોહંમદ (સલ) સુધી બધા નબીયોપર ઇમાન લાવો અને ખોદાની પેદા કીધેલી સઘળી સૃષ્ટ (મખલુક) માં તેઓ સઘ-ળાઓને સૌ મખલુકથી દરેક વાતમાં મોટા દરજ્જાના માનો, એક નજીવીમાં નજીવી બેઅ-દબી જો તેઓમાંના કોઇ એકની સાથે પણ કરશો તો પૂરેપૂરા કાફિર થઇ જશો. પણ વાહરે બાયબલના ઇસુ અને વાહરે તારા વચનો ! ! કે જેટલા પેગંબરો અને રસુલો મારી પહેલા લોકોમાં આવ્યા તે સઘળા ચોરો અને લુટારાઓ હતા. એવા શબ્દો આજે એક અદના હાકેમને કોઇ કહે તો કોણ જાણે તેને કેવી સજા થાય. શું એવા શબ્દો બોલનાર અને સઘળા નબીયોનું એવું અપમાન કરનારને મોટામાં મોટો ગુન્હો લાગુ પડતો નથી ? શું એવી કિતાબ અને તેમાં વર્ણવેલા એવા નબી પર, કુર્આન જેવી કિતાબ અને તમામ નબીયોનું માન જાળવનારા અને ફેલાવનારા હઝરત મોહંમદ (સ. અ. સ.) જેવા નબીને તજી દઇ મુસલમાનો ઇમાન લાવશે ? નહીંજ. રેવરંડજી ! બાયબલથી ઇસુના ગુનાહો લખવા બેશું તો એક મોટી લીસ્ટ બનાવ તેટલા કાઢી બતલાવી શકું છું. પણ

અત્રે નમુના દાખલ આટલા પર બસ કરૂં છું પણ તમે તો કયામત સુધી જનાબ મોહંમદ (સલ) નો એક પણ ગુન્હો કુર્આનથી સાબેત કરી શકતા નથી. રહયા "તારા ગુનાહો માટે ખોદા પાસે માફી માંગ" એ શબ્દોનો આધાર તેનો જવાબ ઘણા ખોલાસા સાથે હું ઉપર દઈ ચુકયો (વાંચો પાનું ૭૭ )

પેરેગ્રાફ ૧૪ માં ગુજરાતીમાં જે આયત તમે લખી તેમાં "નફખાના" શબ્દ ખોટો છે ખરો શબ્દ "નફખના" છે જેથી જણાય છે કે અરબી લખાણ વાંચતાં પણ રેવરંડજીને આવડતું નથી. વળી રેવરંડજી! તમે આયતનો તરજુમો કેમ ખાઇ ગયા એટલાજ માટે કે ધોકો જાહેર થઇ જશે, તેના અર્થ એવી રીતે થાય છે કે 'પછી તે(ના ગર્ભસ્થાન (રેહમ)માં અમે અમારી (પેદા કીધેલી રૂહો)માંની એક રૂહ ફુંકી દીધી" એમાં તો મસીહની ઉલુહીયત કંઇ સાબેત થઇ નહીં બલ્કે બીજી રૂહોની જેવી એક સામાન્ય રૂહ તેઓની સાબેત થઇ. જો તમારી એવી મતલબ હોય કે હઝરત મસીહ (અલ) સિવાય બીજા કોઇને માટે એવા શબ્દો વપરાયા નથી. તો તેનું એક કારણ છે કે મસીહ (અલ)ને બાપ વગર પેદા કરવાની ખોદા પાકની ઇચ્છા હતી તેથી પોતાની અપાર કુદરત તરફ ઈશારો કરી દીધો કે બાપના વીર્ય (મની) ની જરૂર વગર માત્ર રૂહનેજ આપની મા સાહેબાના ગર્ભમાં દાખલ કરીને અમે આપને પેદા કીધા છે. એટલાજ માટે કુર્આને હઝરત આદમ (અલ) ને માટે પણ "નફખતોફીહે મિર રૂહી" ૨૩ મા પારાનો ૧૪મો રૂકુઅ ) એટલે આદમ (અલ)ના શરીરમાં મારી (પેદા કીધેલી રૂહો) માંની (એક) રૂહ મેં ફુંકી. એટલુંજ નહીં પણ સઘળી માણસ જાતિમાંના દરેક માટે ખોદા પાક ફરમાવે છે "ત્યાર પછી તે (ખોદા) તેના શરીરને પૂરેપૂરો બનાવે છે અને તે (શરીર) માં પોતાની (પેદા કીધેલી રૂહો) માંની (એક) રૂહ નાંખે છે "સુમ્મા સવ્વાહો વ નફખા ફીહે મિર રૂહેહી (૨૧ મા પારાનો ૧૪ મો રૂકુઅ). ત્યારે જો મજકુર શબ્દોને લીધે મસીહમાં ઉલુહીયત ગણાતી હોય તો હઝરત આદમ (અલ)માં તો શું દરેક માણસમાં ગણવી પડશે જે તદન બાતેલ છે. ઉલુહીયત એટલે ખોદાઇ પણું મસીહમાં છે કે નહીં એને માટે મહાન આલેમોની લખેલી કિતાબો ઇઝહારૂલહક, તોહફતુલ હિંદ વિગેરેમાં સંપુર્ણ ખોલાસો છે વાસ્તે અહીં હું માંડી વાળું છું.

પણ આ ચોપડીનો સવાલ રેવરંડોને યાદ રહે એટલા માટે આ ચોપડીના ટાઇટલ પેજને બીજે પાનેથી છેવટ સુધી "ઉલુહીયતે મસીહ" ના દાવા માટે, ૪૫ જવાબમાં આવેલા સિયાલકોટ શેહેરમાંથી પ્રગટ થતા પચ્યાત ચોપાનીઆ "અનવારૂલ ઇસલામ" ની ૮ મી જિલ્દના અંક ૨૩-૨૪ પરથી કે જે અંક ૧૫ મી ફેબ્રુઆરી ૧૯૦૭ માટે છપાયો હતો તેમજ જાલંધર શેહેરની "જમઇયતે મોઅલ્લેગીન" નામની અંજુમનના સેક્રેટરી મોલવી અલી મોહંમદ સાહેબ બી. એ ટી. તરફથી "મિત્ર" છાપખાનામાં હજારોની ગણત્રીમાં છપાયલા "સુવાલાતે લાજવાબ" નામના ચોપાનીઆ પરથી, બે ઉલટ તપાસ નકલ કરૂં છું કે જેનો જવાબ આજે ૧૪ વર્ષ થયાં હિંદુસ્તાનના મીશન ખાતાના એક પણ નમકહલાલ ગોરા કે કાળા રેવરંડે દીધો નથી.

છેવટે જે સાહેબોએ વચનથી, કે ચંદો ફેરવવાથી કે નાણાંથી આ રિસાલો પ્રગટ થવામાં મદદ કીધી છે તેઓનો શુકરીયો અદા કરી આ રિસાલાને ખત્મ કરૂં છું અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન, વ સલલલ્લાહો અલા સૈયેદિલ મુર્સલીન, વ આલા આલેહી વ સહબેહી અજમઇન.

---

*એ ઉપરાંત આ ચોપડીના પાના ૧૮ ૩૩ ૩૬ ૪૭ ૫૨ ૫૮ ૫૯ ૬૦ ૬૧ ૬૨ ૬૩ ૬૪ ૬૫ ૬૬ ૬૭ ૭૧ ૭૨ ૮૦ ૮૧ ૮૬ ૯૮ ૯૯ ૧૦૦ જુઓ.

# અનુક્રમણિકા. (ફેહરિસ્તે મઝામીન)

કુર્આન હદીસ વિરુદ્ધ નહીં હોય તેનાથી દલીલ પકડવી જાયઝ હોવા માટે દલીલ.

પાનું ૨૪—ઇસલામી હદીસો કેવી માતબર છે તેને માટે ઇસાઇ વિદ્વાનોના લખાણો. યુરોપે જાહેર કીધેલી ઇસલામી દુન્યાની ખોટી ગણત્રી. પાનું ૨૫-૨૬—અસમાઉર રિજાલ માટે ખોલાસો તથા ઇસાઇ લખાણ. પાનું ૨૭—કુર્આન કોઇનું જીવન ચરિત્ર નથી એ માટે દલીલો. પાનું ૨૮—બાયબલમાં દરેક પેગંબર માટે ભુંડાઇઓ લખાયલી છે, તેના દાખલા, આ ચોપડીમાં હદીસની કઇકઇ માતબર કિતાબોથી દલીલો લેવામાં આવી તેનાં નામો. પાનું ૨૯—કુર્આનમાં આગલા નબીયો (અલ)ના મોજિઝા બયાન થવાનું કારણ તેઓની સરખામણી કરવા માટે નથી, નબીયો (અલ)માં દરજ્જાનું ચઢીઆતાપણું કઇ બાબતોમાં છે. પાનું ૩૦—મોલવી અબદુલ્લાહ બુખારી સાહેબની સરખામણી માટે તકરીર. સરખામણી માટે એક અકલી દાખલો. પાનું ૩૧—રેવરંડો સરખામણી શા માટે કરે છે. દરેક નબીને કઈ બાબતને અનુસરતા મોજિઝા અપાયા. પાનું ૩૨—કુર્આનની ભાષા મોજિઝારૂપી શા માટે ગણાય છે. જનાબ નબી (સલ)ને દરેક નબીનો પ્રખ્યાત મોજિઝો આપવામાં આવ્યો તેનું કારણ. મોજિઝાની સરખામણી કરવામાં રેવરંડોને ઘણી નુકશાન, પાનું ૩૩—મસીહ (અલ)નો જન્મ ચમત્કાર માટે નહતો, પણ ખોદાની કુદરત હતી. મજકુર કુદરત દુન્યામાં ચાર રીતે જાહેર કરવામા આવી. મસીહ (અલ)ના જેવા એશિઆ ખંડમાં થયલા જન્મો. પાનું ૩૪— યૂરોપ ખંડમાં થયલા જન્મો. પાનું ૩૫—આફ્રિકા ખંડમાં થયલા જન્મો. અમેરિકા ખંડમાં થયલા જન્મો.

પાનું ૩૬—મર્યમ (રદી.)ના મોટાઇનાં કારણો પાનું ૩૭—કુર્આનમાં આપનું નામ આવવાનું કારણ મસીહ હોવાનો દાવો કરનારાઓની ગણત્રી. બાયબલમાં નબી સાહેબ (સલ) ની ૧૧ સીફતો. પા. ૩૮ "સંશોધક"ની મતલબ નબી (સલ) છે, ઘણુ મહાવિદ્વાન ઇસાઇ પંડિતોનું માનવું. મજકુર ફકરાઓનો ખોલાસો. પાનું ૩૯—કુર્આન હદીસમાં અસલી બાયબલ માટે કેવું ઉત્તમ લખાણ છે તે માટે રેવરંડનું લખાણ છતાં રેવરંડોની કૃતઘ્નતા જેના બદલામાં મુસલમાનોની તેઓ સાથે વર્તણુક. પાનું ૪૦—ઇન્જીલમાં નબી (સલ)ને શાહજાદા કેહવું. આપ (સલ)ની મા સાહેબાનું નામ કુર્આનમા નહીં લેવાનું કારણ. નબી સાહેબ (સલ)નાં માબાપ ઇમાનવાળાં હતાં એની સાબેતી. પાનું ૪૨—ઇસાઇયોમાં ધર્મને માટે જુઠું બોલવું પુન: ક્યારથી ગણાય છે. પોતે સેંટ પાલની જુઠું બોલવાની પરવાનગી. પાનું ૪૩ નબી સાહેબ (સલ) ની પેદાયશ વખત જાહેર થયલા ચમત્કારો. પાનું ૪૪—આપ (સલ) ની મા સાહેબા (રદી) ને આપ (સલ) ની પેદાયશ માટે ક્રિસ્તિઓએ આપેલી શાંતિ અને ખુશખબર. જન્મ વખતે જાહેર થયલી ચમત્કારિક બીજી નિશાનીઓ. પાનું ૪૭—આપે (સલ) બાલ્યાવસ્થામાં કીધેલી વાતો. આપ (સલ) નું પારણું, ક્રિસ્તાઓ હલાવતા. રોઝે મીસાકમાં સઘળા નબીયો (અલ)થી નબી (સલ) પર ઇમાન લાવવા તથા તેઓની મદદ કરવા લીધેલો કોલ[illegible]ર, પાનું ૪૮—આપ (સલ) ને આલમે અવાહમાંજ નોબુવ્વત અપાઇ. પાનું ૪૯—પોતાની વાત સાબેત કરવાને રેવરંડો હદીસ અને તવારીખને માતબર ગણે છે જેને ઉપર ભરોસા વગરના પોતે લખી ગયા તેનો ખુલ્લો દાખલો. પાનું ૫૦—હિજરતનું બયાન. "ફ્લાઇટ" શબ્દના ખરા અર્થ પાનું ૫૧—આપ (સલ) લોકોની બીકથી મદીના ફરાર ગયા નહતા, આપ (સલ) ના રક્ષણ અર્થે ફિરસ્તાઓનું હંમેશ હાજર રહેવું તેની દલીલો. ઇસુ ખ્રિસ્ત (અલ) ને આકાશ પર સંભાળી રાખવાનું કારણ.

પાનું પર—આકાશ પર મસીહ (અલ)-નું શરીર સલામત રહે તેને માટે અકલી દલીલ. આકાશ પર તેઓ શું ખાય પીએ છે. મેઅરાજનું બયાન. મસીહ (અલ)ની આકાશી હિજરત અને મેરાજ શરીફની તુલના. લડાઇ-ઓમાં ફિરિશ્તાઓની મદદપર રેવરંડોનો સવાલ, તેનો રદ્દ ઇન્જીલથી. પાનું પ૩—હિજરત વખતે આપ (સલ) મદીનાને બદલે આકાશો પર શા માટે ઉઠાવી લેવામાં નહીં આવ્યા તેનો જવાબ. હિજરત કરવી ખોદાના હુકમથી હતી, દુશમનોની નજરે નહીં પડવાનો મોઅજિઝો. સોરની ગુફામાં નજરે નહીં પડવાનો મોઅજિઝો. પાનું ૫૪—હિજરત દરમ્યાન આપ (સલ) ને જરાએ ચિંતા કે બીક હતી નહીં. દરપળે આપની મદદ માટે ફિરિશ્તાઓનો નુઝુલ કુર્આનથી. કરોળિઆની જાલ અને નજરે નહીં પડવા માટે તેમજ ફિરિશ્તાઓની હાજરી માટે ખુલ્લી હદીસ. પાનું ૫૫—ગુફામાં જંનતી નેહેર. જમીન ફાટી આપ (સલ)ના દુશમનનું તેમાં પકડાઇ જવું, મોઅજિઝો. નબીયો (અલ)-ને ઉમ્મતની ઇજાને લીધે હિજરત કરવાનો હોકમ શા માટે આપવામાં આવે છે. પાનું ૫૬—મસીહના આવવાથી જઝિયા વેરો ઉઠાવી લેવાનું કારણ. મદીનએ મોનવ્વરામાં આપની પધરામણીને દહાડે જાહેર થયલા મોઅજિઝાઓ.

પાનું ૫૭—કયા કયા નબીયો (અલ) આકાશો પર જીવતા ઉઠાવી લેવામાં આવ્યા. પાનું ૫૮—તેઓ સાથે મસીહ (અલ) ના આકાશો પર જવાની તુલના. ઇન્જીલમાં આકાશ-પર ઉઠાવતી વખતે મસીહ (અલ) ને કરવામાં આવેલા અપમાનો. જે વખતે ખોદાપાકની જરાપણ મદદ તેઓ માટે આવી નહીં, પાનું ૫૯—મસીહે (અલ) આજીજીથી માંગેલી મદદ. નાઉમેદી ભરેલા તે વખતના તેઓના શબ્દો. રેશનલિસ્ટો અને દેહરિયાઓનો એ માટે સવાલ. એથી ઉલટું કુર્આનથી તેઓને મળનારી શાંતિ. મસીહ (અલ)નું માન કુર્આનેજ જાળવ્યું. પાનું ૬૦—પોતે મસીહ (અલ)ની એ માટે પેશીનગોઇ. ઇન્જીલોમાં ૯૭ સુધી "મોહંમદ અને અહમદ" નામો છે. ખ્રિસ્તિઓનો ખાસ અકીદો કે મસીહ (અલ) ને જહંનમમાં મોકલેલા માનવુંજ.

પાનું ૬૧—ઇન્જીલથી મસીહનું માણસ જાતિ હોવાની સાબેતી. પાનું ૬૨—ઇન્જીલે મસીહ (અલ) ને આદમપુત્રોમાંથી પણ કાઢી નાંખવાની કીધેલી બેઅદબીયો. પાનું ૬૩—આકાશો પર ભુખ તરસ કઇ ચીજોથી મટે છે. મસીહ (અલ) ને ગેબનો ઇલ્મ નહતો. તેઓ ભુખ્યા થતા હતા. ખ્રિસ્તિઓનો મસીહ (અલ)ના માણસ જાતિ હોવા માટે એકત્ર મત પા. ૬૪મસીહ (અલ)માં નહિં ખોદાઇ તાકાત હતી નહી ખોદાઈ ગુણો હતા, કુર્આનથી દલીલ. મોઅજિઝાઓ જાહેર કરનાર ખોદાજ હોય છે એ માટે સુંનત જમાતનો અકીદો. બાયબલમાં કયા કયા નબીયે મુંડદાં જીવાડેલાં છે, પાનું ૬૫—ખ્રિસ્તિઓને માનવા પડેલા પંચદેવ. પાનું ૬૬—નબી (સલ) એ જીવાડેલાં મડદાં. પાનું ૬૭—પકવાનનું બોલવું, કાંકરીઓની તસબીહ, દિવાલ, ઉમ્બરા અને બારણાની આમીન, ઝાડો અને પર્વતોની સલામ, ખજુરીના સુકા થડનું રડવું. પાનું ૬૮—મજકુર થડમાં ૯ તરેહથી સજીવન થવાની સાબેતી. ઇમામ શાફેઇ (રદી)નો એ માટે કોલ રેવરંડોનો એ માટે સવાલ જેના અજાયબ જવાબો.

પાનું ૬૯—કુર્આનમાં મસીહ (અલ)ને પેદા કરવાની સિફત અપાયલી હોવાનું બયાન તેનો જવાબ. બીજા નબીયોએ શું શું પેદા કીધું એ બાબત મસીહ (અલ)ના મોઅજિઝાની તેઓ સાથે તુલના. પાનું ૭૦—નબી (સલ)એ પેદા કીધેલી વસ્તુઓના મોઅજિઝા. પરિન્દાના મસીહી મોઅજિઝા પર કાદિયાની શંકાનો જવાબ રેવરંડોએ દીધો નથી. પાનું ૭૧—મોઅજિઝા દેખાડવાની સત્તા એક પણ નબીને દેવામાં આવી નથી. કુર્આનથીજ જવાબ

દેવાને મુસલમાનો શા માટે બંધાયલા નથી. નબી (સલ)ના, આંધળાઓ વાસ્તે મોજિઝા, પાનું ૭૨—દાઢીને માટે મોજિઝો. નબી (સલ) અને ઇન્જીલી મસીહની ઓરતોને અડકાવામાં તુલના. દરોજ દૂર કરવાનો મોજિઝો. પાનું ૭૩—ઇલ્મે ગેબ એટલે શું. નબી (સલ)ની પેશીનગોઇઓ માટે રચાયલી કિતાબોનાં નામ આપ (સલ)ની પેશીનગોઇઓને દેહરિયાઓને પણ મોજિઝા માનવા પડશેજ. પાનું ૭૪—દિલમાં કહેલી વાત જાહેર કરવાના, ઘરમાં કીધેલી વાત અને કામ જાહેર કરવાના મોજિઝાઓ. પાનું ૭૫—બાયબલ તે નબીયોનો ગુનાહ સંગ્રહ. નબીયો (અલ) ની ઇસમત એટલે બેગુનાહ હોવાની પૂરી બહસ.

પાનું ૭૬—કુર્આનથી નબી (સલ)ની ઇસમતની સાબેતી દરેક દીની વાતમાં પાનું ૭૭—ગુનાહોની માફી માંગવાની ખરી તફસીર પાનું ૭૮—"દાલ્લન કે ઝાલ્લન" શબ્દની ખરી તફસીર. પાનું ૭૯—બે તરેહના જુદા જુદા દરજ્જાઓ માટે એકજ શબ્દના જુદા જુદા અર્થો લેવાજ જોઇએ, એક રેવરંડનો હુકમ. પાનું ૮૦—કુર્આનમાં મસીહ (અલ) નો ઇસ્તિગફાર. બાયબલમાં તેઓનો ઇસ્તિગફાર તેથી નબીયો કદિ બેગુનાહ સાબેત થઇ શકતાજ નથી

પાનું ૮૧—સામાન્ય ખ્રિસ્તિઓની પેઠે પોતાના ગુનાહો માટે ઇન્જીલી મસીહે લીધેલો બાપ્તિસ્મા પાનું ૮૨—"વજીહન" શબ્દના ખરા અર્થ. આકાશમાં કેટલા નબી જીવતા છે. ઇન્જીલી મસીહનું કબરમાં દટાવવું. પાનું ૮૩—"ખાકમાં મળી જવાના" ખરા અર્થ નબીયો (અલ)ની હયાતીની બહસ. તેઓની હયાતીની કેટલીક તવારીખી સાબેતી. બે ખ્રિસ્તિઓનું નબી (સલ)ને કબરે શરીફમાંથી કાઢી જવાની કોશિશ. ખ્રિસ્તિઓનું માનવું કે નબીયો કબરોમાં હયાત છે. પાનું ૮૪—હઝરત (સલ)નો એક ગોરાની સાથે હસ્ત મેલાપ. મસીહ (અલ) ની સલામનો જવાબ આપ (સલ) કબરે શરીફમાંથી દેશે.

પાનું ૮૫—મસીહ (અલ) કયાં દટાશે. ઇન્જીલમાં મસીહ (અલ)નું ફરીથી આ દુન્યામાં આવવાની સાબેતી. પાનું ૮૬—જુદા બનાવટી મસીહ ઘણા થવાની ઇન્જીલમાં ચેતવણી. ઇન્જીલમાં મસીહ માટે "માણસનો દીકરો" એ શબ્દો. મસીહ (અલ) કયારે આવશે તેની ખબર કોઇને નથી, ઇન્જીલમાં એક દેખીતી ભૂલ. પાનું ૮૭—કબરમાં દટાયલા કરતા આકાશ પર કે જમીન પર રેહનારનો દરજ્જો ચઢિયાતો છે એની બહસ. પાનું ૮૮ રેવરંડજીના લખાણથી સઘળા ખ્રિસ્તિઓ બેઇમાન સાબેત થયા. પાનું ૯૦—મસીહ (અલ) આકાશ પરથી જમીનપર શા માટે પાછા આવશે, પાનું ૯૨—મસીહ (અલ) ને બે મરતબો શા માટે આપવામાં આવશે, પાનું ૯૩—મસીહ (અલ)નાજ વખતમાં નબી (સલ) શા માટે જાહેર નહી થયા. મસીહ (અલ) ને મુશીબતમાં છોડી પોતે શિષ્યો નાસી ગયલા. પાનું ૯૪—મસીહ (અલ) આકાશ પરથી ઉતરી મોહંમદી દીન પર ચાલશે; નવી શરીઅત લાવવાની કલ્પનાનું ખોટાપું. પાનું. ૯૫—આખી દુન્યાના ધર્મો એક જગત ગુરૂની રાહ જુએ છે એની અનેક ધર્મોથી સાબેતી. પોતે ખ્રિસ્ત (અલ)ના ફરીથી આવવાની ખ્રિસ્તિઓ રાહ જુએ છે એની દલીલ. પાનું ૯૬—હઝરત ઇસા (અલ)-ના ફરી આવ્યા પછી દુન્યાના ધર્મો કેવી રીતે એકત્ર થઇ જશે.

પાનું ૯૭—રેવરંડનું પોતે માની લેવું કે ઇંજીલ (સહ) બેશક રસુલ છે, મોઅજિઝો. હાલની બાયબલ પર વિશ્વાસ લાવવાથી મુસલમાનોને થનારી નુકશાનીઓ. [બાયબલ, ઇસુ ખ્રિસ્તિને માટે કેવો અકીદો શીખવે છે. પાનું ૯૮—પાણી દારૂ બની જવાનો ઇન્જીલી મોઅજિઝો ઇસુ માટે બાયબલમાં આવેલા કેટલાક ખુલ્લા મોટા ગુનાહો. પાનું ૯૯—સઘળા નબીઓ માટે ઇસુએ ઉચ્ચારેલા અપશબ્દો. ખોદાપાક માટે શીખવેલો ખોટો અકીદો. પાનું ૧૦૦—"મિર રહેના" શબ્દનો ખોલાસો, કુઆનની આયતના પાદરીઓએ કીધેલા ખોટા અર્થ. ટાઇટલ પેજના બીજા પાના પર "ઉલુહિયતેમસીહ"ને રદ કરનારા શેઅરો. આ ચોપડીના કયા પાનાઓમાં મજકુર ઉલૂહીયત કે ખોદાઇપણાનો રદ આવી જાય છે.

પાછળના પાના ૧૩ થી પાના ૧૯ સુધીમાં "ધી કૅાનફલિકટ" નું જેટલું લખાણ છે તે અસલ અંગ્રેજી લખાણ પણ અહીં પ્રગટ કરવું યોગ્ય ધારૂં છું કે વાંચકોમાં કોઇ સાહેબને અસલ લખાણ જોવાની ઇચ્છા હોય તેઓની ઇચ્છા પૂરી થાય. તેમજ જે સાહેબને કોઇ રદ કરવાની જરૂર આવી પડે તેએને જોઇતી કોઇ દલીલ એમાં મળી આવે. એટલું યાદ રાખવું કે મજકૂર તર્જુમો શબ્દાનુસાર નથી પણ મહાવરાને અનુસરી કોઇ કોઇ ઠેકાણે તફસીલી તર્જુમો મે કીધો છે.

It had now become evident that the Christians constituted a powerful party in the state, animated with incignation at the atrocities they had suffered and determined to endure them no lon er. After the abdication of Diocletian (A. D. 305), Constantine, one of the competitors for the purple, perceiving the advantages that would accrue to him from such a policy, put himself forth as the head of the Christian party. This gave him, in every part of the empire, men and women ready to encounter fire and sword in his behalf: it gave him unwavering adherents in every legion of the armies In a decisive battle, near the Milvian bridge, victory crowned his schemes. The death of Maximin and subsequently that of Licinius removed all obstacles. He ascended the throne of the Cæsars the first Christian emperor.

Place, profit, power these were in view of whoever now joined the conquering sect. Crowds of worldly persons, who cared nothing about its religious ideas, became its warmest supporters. Pagans at heart, their influence was s on manifested in the paganization of Christianity that forthwith ensued. The emperor, no better than they, did nothing to check thier proceedings. But he did not personally conform to the ceremonial requirements of the Church until the close of his ev.l life. A.D. 337. (પાનું ૧૩-૧૪.)

That we may clearly appreciate modifications now impressed

on Christianity the modifications which eventually brought it in conflict with science–we must have, as a means of comparison a statement of what it was in its purer days. Such, fortunately, we find in the "Apology or Defense of the Christians against the Accusations of the Gentiles," written by Tertullian, at Rome, during the persecution of Severus.

From Tertullian's able work we see what Christianity was while it was suffering persecution and struggling for existance. We have now to see what it became when in possession of imperial power. Great is the difference between Christianity under Severus and Christianity after Constantine. Many of the doctrines which at the latter period were preeminent, in the former were unknown. (પાનું ૧૪.)

Two causes led to the amalgamation of Christianity with paganism; 1. The political necessities of the new dynasty; 2. The policy adopted by the new religion to insure its spread.પા.૧૫

1. Though the Christian party had proved itself sufficiently strong to give a master to the empire, it was never sufficiently strong to destroy its antagonist, paganism. The issue of the struggle between them was an amalgamation of the principles of both. In this, Christianity differed from Mohammedanism, which absolutely annihilated its antagonist, and spread its own doctrines without adulteration.પા.૧૫

Feeling that there must be concessions to the defeated pagan party, in accordance with its ideas, he looked with favor on the idolatrous movements of his court. In fact, the leaders of these movements were persons of his own family.

2. To the emperor–a mere worldling–a man without any religious convictions, doubtless it appeaerd best for himself, best for the empire, and best for the contending parties, Christian and pagan, to promote their union or amalgamation as much as possible. Even sincere Christians do not seem to have been averse to this; (પાનું ૧૫-૧૬)

This attempt to conciliate worldly converts, by adopting their ideas and practices, did not pass without remonstrance from those whose intelligence discerned the motive. "You have," says Faustus to Augustine, "substituted your agapæ for the sacrifices of the pagans: for their idols your martyrs; whom you

serve with the very same honors. You appease the shades of the dead with wine and feasts; you celebrate the solemn festivities of the Gentiles, their calends, and their solstices; and, as to their manners, those who have retained without any alteration. Nothing distinguishes you from the pagans, except that you hold your assemblies apart from them." Pagan observances were everywhere introduced. At weddings it was the custom to sing hymns to Venus. (પાનું ૧૬)

We may read with advantage the remarks made by Bishop Newton on this paganization of Christianity. He asks: "Is not the worship of saints and angels now in all respects the same that the worship of demons was in former times? The name only is different the thing is identically the same, ......the deified men of the Christians are substituted for the deified men of the heathens. The promoters of this worship were sensible that it was the same, and that the one succeeded to the other; and, as the worship is the same, so likewise it is performed with the same ceremonies. (પાનું ૧૭)

Thus far Bishop Newton; but to return to the times of Constantine: though these concessions to old and popular ideas were permitted and even encouraged, the dominant religious party never for a moment hesitated to enforce its decisions by the aid of the civil power–an aid which was freely given. Constantine thus carri[ed] into effect the acts of the C[ou]ncil of Nicea. In the affair [of] Arius, he even ordered that whoever should find a book of that heretic, and not burn it, should be put to death. In like manner Nestorius was by Theodosius the younger, banished to an Egyptian oasis.

The reign of Constantine marks the epoch of the transformation of Christianity from a religion into a political system; and though, in one sense, that system was degraded into an idolatry, in another it had risen into a development of the old Greek mythology. The maxim holds good in the social as well as in the mechanical world, that, when two bodies strike, the form of both is changed, Paganism was modified by Christianity by Paganism. (પા. ૧૮)

In the Trinitarian controversy, which first broke out in Egypt-Egypt, the land of Trinities

the chief point in discussion was to define the position of "the Son." There lived in Alexandria a presbyter of the name of Arius a disappointed candidate for the office of bishop. He took the ground that there was a time when, from the very nature f sonship, the Son did not 'st, and a time at which he enced to be, asserting that .ne necessary condition of the felial relation that a father must be older than his son. But this assertion evedently denied the coeternity of the three persons of the Trinity: it suggested a subordination or inequality among them, and indeed implied a time when the Trinity did not exist. Hereupon the Bishop, who had been the successful competitor against Arius, displayed his rhetorical powers in public debates on the question, and, the strife spreading, the Jews and pagans, who formed a very large portion of the population of Alexandria, amused themselves with theatrical representations of the contest on the stage-the point of their burlesques being the equality of age of the Father and the Son.

Such was the violence the controversy at length assumed, that the matter had to be referred to the emperor. At first he looked upon the dispute altogether frivolous, and perhaps in truth inclined to the assertion of Arius, that in the very nature of the thing a father must be older than his son. So great, however was the pressure laid upon him, that he was eventually compelled to Summon the Council of Nicea, which, to dispose of the conflict, set forth a formulary or creed, and attached to it this anathema; "The Holy Catholic and Apostolic Church anathematizes those who say that there was a time when the Son of God was not, and that, before he was begotten, he was not, and that he was made out of nothing, or out of another substance or essence, and is created, or changeable, or alterable." Constantine at once enforced the decision of the council by the civil power. (પાનું ૧૫)

# જાહેર ખબર.

"તોહફતુલ હિંદ" નામનું જે કે હિંદુસ્તાનમાં ઉર્દુ ભાષામાં ૧૨ વાર છપાઇ માન પામેલું તેનો તરજુમો ઇંગ્રેજી કરાવી ૬૦ રતલી રોયલ ગલેઝ ઉમદા કાગળ ઉપર છપાવ્યો છે. એમાં કર્તાએ માત્ર હિંદુ ધર્મ તથા ઇસ્લામી ધર્મનો મુકાબલો કરી બતાવ્યો છે, પણ ભાષાંતર કરનારે નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્ય સમાજવાળાઓનો પણ મુકાબલો કરી બતાવ્યો છે, એમાં માત્ર મુકાબલો છે એમ નહિં પણ મુસલમાની ધર્મમાં ખુદાને કેમ માનવો તથા ફિરસ્તાઓને કેમ માનવા? પેગમ્બરોને કેમ માનવા? કીતાબોને કેમ માનવી? ઇત્ય. તથા એ પાંચે બીનાએ ઇસલામનું વર્ણન છે. ટુંકાણથી નિકાહ, તલાક, હરામ હલાલ, સલામ, પારકા ધર્મવાળાઓને નોતરૂં કરવું વગેરે તથા પાદરીઓના ચોપાનીયામાં ઇસ્લામનાં ચંદ્ર ઉપર ધુળ ઉડાવી છે તેનો ઉત્તર આપી તે ધુળ તેઓ પર પાડી છે અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે તથા પારસીઓના પુસ્તકોથી હઝરત મોહમ્મદ સાહેબના ભવિષ્યવાદપણાની સાબેતી વગેરે છે. કીંમત રૂ૦ ૩ પો. જુદુ.

"તોહફતુલ હિંદ" ગુજરાતી ઉપલું પુસ્તક ગુજરાતીમાં છપાવ્યું હતું પણ લોકોપયોગી થવાથી ખપી ગયું હતું જેથી આવૃતી બીજી પણ છપાવી બહાર પાડી છે. કી. રૂ. ૩

"ઇઝહારૂલ હક્ક" નામનું પુસ્તક કે જે મોલવી રહમતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમા રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગ્લેઝ ૫૦ રતલી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યું છે એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનારૂં છે એજ કારણથી અરબી, તુરકી અને ફ્રેંચ ભાષામાં ઘણીવાર છપાયું છે એમાં એક પ્રસ્તાવના છ અધ્યાય છે પ્રસ્તાવનામાં કેટલીક જાણવાજોગ બાબતો લખી પાદરી ફ્રાનડરની મીઝાનુલ હકના કેટલાક ફકરાઓનો જવાબ છે, પહેલા અધ્યાયમાં બાયબલનું વર્ણન છે, તથા તેના લખેલાની ખોટાઇની સાબેતી છે બીજા અધ્યાયમાં બાયબલનો ફેરફાર થવાનો સિદ્ધાંત તથા પાદરીઓના ધોકાઓનો ઉ છે ત્રીજામાં નાસેખ મનસુખનું વર્ણન ચોથામાં ત્રિદેવનું (તસલીસનું) ખોટાઇં બલથી તથા અકલી દાખલાઓથી છે. ત્રીદેવ વિષે તેઓના લીધેલા આધારનો પણ છે. પાંચમામાં કુરઆનનું કલામુલ્લાહ સિદ્ધ કરી કુરઆન ઉપર તેઓની કીધેલી કાઓનો ઉત્તર છે. તથા એની સાથે હદીસોને કેટલેક હાલ તથા તે વિષેની શંકાઓનો ઉત્તર પણ છે છઠામાં હઝરત મોહમ્મદ (સલ) સાહેબની પેગમ્બરીની સાબેતી છે. અને તેની વચ્ચે બીજી ઘણી બાબતો સમાયલી છે. હઝરતની નોબુવ્વત ઘણી સારી રીતે તેઓની બાયબલથી પણ સાબેત કરવામાં આવી છે. કી. રૂ૦ ૩–૦–૦ પોષ્ટ જુદું.

બાયબલ પરીક્ષા કીમત આના ૨ } આ બંને ચોપડી એ ઇજહારૂલ હકના નમુના છે.
જેહાદની હકીકત કીં. આના ૨ }

આકાશ ચાલે રહે પૃથવી ચાલે કીંમત આના ૪

**મઝહબુલ ઇસલામ** ગુજરાતી કીં. આ. ૬

**રાહે નજાત** ઉર્દુ કીં. આ. ૩

**નસીહતુલ મુસ્લેમીન** ઉર્દુ કીં આ. ૩

**કુરઆન શરીફ** મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહઅબદુલ કાદેર (રહ)નો જમત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં જીલદ ચામડાની કી. રૂ. ૧૦

રાહે નજાત ગુજરાતી ભાષામાં
નસીહતુલ મુસ્લેમીન ,,
મોલવી બશીરના રીસાલાનો ટુંક જવાબ
જઝાઉલ આમાલ
કાદીયાની મઝહબનો ખંડન
નારએ અસદુલ્લાહ શીઆહ મઝહબનો ખંડન
જામેઉલ મનાસેક (હજના મસલા)
બુત શીકન

**ઠી૦ મેનેજર–કુતુબખાના સાદેકીઆ**
મુ૦ રાંદેર જીલ્લે સુરત.